अर्थ—જ્યા સુધી અરિહંત ભગવાનને નમસ્કાર કરવા વડે ન પારૂં, ૪

तावत् कार्यं स्थानेन मौनेन ध्यानेन आत्मीयं व्युत्सृजामि

**ताव कायं ठाणेणं मोणेणं झाणेणं अप्पाणं वोसिरामि.**

ત્યાં સુધી, શરીરને, સ્થિર ઉભું રહેવાએ કરી, મૌને કરી, ધ્યાને કરી, પોતાની ( કાયને ) વોસરાવું છું.

અર્થ—ત્યા સુધી પોતાની કાયાને, સ્થાનકવડે, મૌન રેહેવા-વડે ( અને ) ધ્યાનવડે ( પાપક્રિયાથી ) વોસિરાવુ છુ ૫ ઇતિ સૂત્ર ૬

પદ (૨૮) સ પદા (૫) ગુરૂ (૧૩) લઘુ (૧૨૭) સર્વવર્ણ (૧૪૦)

---

## अथ लोगस्स वा नामस्तव.

लोकस्य उद्योतकरान् धर्मतीर्थकरान् जिनान्

**लोगस्स उज्जोअगरे, धम्मतित्थयरे जिणे ।**

લોકને પ્રકાશનાર ધર્મ તીર્થંકર જિન

अर्हतः कीर्त्तयिष्यामि चतुर्विंशतिमपि केवलिन.

**अरिहंते कित्तइस्स, चउवीसपि केवली । १ ।**

અરિહંતને સ્તવુ છુ. ચોવિશે કેવલિ

અર્થ —લોકને ( કેવળજ્ઞાન વડે ) ઉદ્યોતના કરનાર, ધર્મતીર્થના કરનાર, ( રાગદ્વેષના ) જિતનારા, કર્મશત્રુનો નાશ

કરનારા (અને) કેવળજ્ઞાની એવા ચોવીશે[1] તીર્થંકરો અને બીજાઓનું પણ કીર્તન કરીશ. ૧

ऋषभमजितं च वंदे संभवमभिनंदनं च सुमतिं च

**उसभमजियं च वंदे, संभवमभिणंदणं च सुमइं च ।**

**ઋષભદેવને અને અજિતનાથને વાંદું છું. સંભવનાથને, અભિનંદનજીને અને સુમતિનાથને અને**

---

૧ શ્રી **ઋષભદેવ**નો જન્મ વિનિતાનગરીમાં થયો, તેમના નાભિરાજા પિતા અને મરૂદેવી માતા હતાં. બધા તીર્થંકરોની માતાઓ પહેલા સ્વપ્ને સિંહ દેખે પણ મરૂદેવા માતાએ પ્રથમ વૃષભ દીઠા; એવો ગર્ભનો મહિમા જાણી તેમનું શ્રી ઋષભદેવ નામ રાખ્યું, તથા ધર્મની આદિના પ્રવર્તાવનાર તેથી બીજું **આ**દિનાથ નામ પણ કહીયે. તેમનું પાંચશે ધનુષ્ય પ્રમાણ શરીર અને ચોરાશી લાખ પૂર્વનું આયુષ્ય હતું. તેઓ સુવર્ણ વર્ણવાળા અને વૃષભ લાંછનવાળા હતા. તેમને સો પુત્ર હતા. મોટાનું નામ ભરત હતું. તેને આરિસાભુવનમાં કેવળજ્ઞાન થયું હતું અને ૯૯ પુત્રો દીક્ષા લઇ કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા હતા.

શ્રી **અજિતનાથ** અયોધ્યાનગરીમાં જન્મ્યા, તેમના પિતા જીતશત્રુ રાજા અને તેમની માતાનું નામ વિજયારાણી હતું. તે રાજા રાણી પ્રથમ પાસાબાજી રમતાં ત્યારે રાણી હારી જતી અને રાજાની જીત થતી હતી અને ભગવંત ગર્ભે આવ્યા પછી રાણી જીતે અને રાજા હારે, એવો ગર્ભનો મહિમા જાણીને અજિતનાથ નામ દીધું. તેમનું સાડાચારશેં ધનુષ્ય પ્રમાણ શરીર, બહોંતેર લાખ પૂર્વનું આયુ, સુવર્ણવર્ણ, અને લાંછન હાથીનું હતું.

**શ્રી સંભવનાથનો** શ્રાવસ્તિ નગરીમાં જન્મ હતો. અને તેમના પિતા જીતારી રાજા અને સેના રાણી માતા હતાં. દેશમાં દુકાળ હતો, છતાં ભગવંત ગર્ભે આવ્યાથી અણચિંતવ્યો પૃથ્વીમાં ધાન્યનો સંભવ થયો; તેથી સંભવનાથ નામ દીધું. તેમનું ચારસો ધનુષ્ય પ્રમાણ શરીર અને સાઠ લાખ પૂર્વનું આયુ હતું. તેઓ સુવર્ણ વર્ણવાળા તથા લાંછન ઘોડાનું હતું.

पद्मप्रभं सुपार्श्वं जिण च चन्द्रप्रभं वंदे

**पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे । ४ ।**

**પદ્મપ્રભુને, સુપાર્શ્વનાથ જિનને અને ચદ્રપ્રભુને વાંદુ છું.**

અર્થ—( શ્રી ) રીષભદેવ તથા અજિતનાથને વાદું છુ,

---

**શ્રી અભિનંદન** સ્વામીનો અયોધ્યા નગરીમા જન્મ હતો અને તેમના પિતા સવર રાજા અને સિદ્ધાર્થા રાણી માતા હતા ભગવત ગર્ભે આવ્યા પછી ઇંદ્રમહારાજ આવીને ભગવતની માતાને ઘણીવાર સ્તવી જતા હતા તે વારે રાજાપ્રમુખે જાણ્યુ જે એ ગર્ભનોજ મહિમા છે માટે અભિનદન નામ દીધુ સાડા ત્રણસો ધનુષ્ય પ્રમાણ શરીર તથા પચાસ લાખ પૂર્વનુ આયુષ્ય હતુ લાછન વાનરનુ અને સુવર્ણ વર્ણવાળા હતા

**શ્રી સુમતિનાથનો** અયોધ્યા નગરીમા જન્મ હતો, તેમના પિતા મેઘરથ રાજા અને સુમગના માતા હતા પ્રભુ ગર્ભમા રહ્યા પછી–તે ગામમાં એક વણિકની બે સ્ત્રીઓ હતી, તેમા ન્હાનીને પુત્ર હતો અને મ્હોટી વધ્યા હતી, પણ તે છોકરાનુ પ્રતિપાલન બન્ને માતાઓ કરતી હતી એમ કરતાં તે વાણીયો જ્યારે મરણ પામ્યો ત્યારે મ્હોટી સ્ત્રી ધનની લાલચે કહેવા લાગી જે "પુત્ર મારો છે, માટે જેનો પુત્ર હોય, તેનુ ધન થાય" તેમજ ન્હાનીનો તો દીકરો હતો તેથી તેણે કહ્યુ કે "એ પુત્ર મહારો છે અને ધન પણ મહારૂ છે" એમ બન્ને મોકોનો ટટો થયો તે વઢતી વઢતી દરબારમા આવી, તે વારે ગર્ભના મહિમાથી રાણીને ચુકાદો કરવાની ભલી બુદ્ધિ ઉત્પન્ન થઇ, તેથી એ બન્નેને રાણીએ કહ્યુ કે "બન્ને મળીને ધન અર્દ્ધો અર્દ્ધ વહેચી લો અને છોકરાના પણ બે ભાગ કરી અર્દ્ધો અર્દ્ધ વહેચી લો!" તે સાભળી નાની સ્ત્રી બોલી કે "મારે દ્રવ્ય જોઇતુ નથી, છોકરાના કાંઇ બે વિભાગ થાય નહિ, એ છોકરો એનો છે તે મહારોજ છે" તે સાંભળી રાણી બોલી કે "એ છોકરો ન્હાની સ્ત્રીનો છે કેમકે પુત્રનુ મૃત્યુ

સંભવનાથ, અભિનંદન સ્વામી તથા સુમતિનાથને, પદ્મપ્રભુ,
રાગદ્વેષના જિતનારા સુપાર્શ્વનાથ તથા ચંદ્રપ્રભુને વાંદું છું ૨.

---

થાય ત્યાંસુધી પણ મ્હોટી સ્ત્રીથી ના કહેવાણી નહી અને ન્હાની સ્ત્રીએ મારવાની સનાઇ કરી, માટે પુત્ર અને ધન એને હવાલે કરો અને મ્હોટી સ્ત્રીને ઘરથી બહાર કાઢો " ગર્ભના મહિમાથી ભગવંતની માતાને એવી બુદ્ધિ ઉપની તે માટે સુમતિ નામ દીધું. તેમનું ત્રણશેં ધનુષ્ય પ્રમાણ શરીર, ચાળીશ લાખ પૂર્વનું આયુષ્ય, સુવર્ણ વર્ણ તથા લાંછન ક્રૌંચ પક્ષીનું હતું.

**શ્રી પદ્મપ્રભ** સ્વામીનો કૌશાંબીનગરીમાં જન્મ હતો, તેમના પિતા શ્રીધરરાજા અને સુસીમારાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતાને કમલની સજ્જાએ સુવાનો ડોહલો ઉપન્યો ( જે દેવતાએ પૂર્ણ કર્યો ) તેથી અને ભગવંતનું શરીર પદ્મ (કમલ ) સરખું રક્ત વર્ણે હતું તેથી પદ્મપ્રભ નામ દીધું. તેમનું અઢીશેં ધનુષ્ય પ્રમાણ શરીર, અને ત્રીશ લાખ પૂર્વનું આયુષ્ય હતું. લાંછન પદ્મનું હતું તથા રક્ત વર્ણે હતા.

**શ્રી સુપાર્શ્વનાથનો** વણારસી નગરીમાં જન્મ હતો. તેમના પિતા સુપ્રતિષ્ઠ રાજા અને પૃથ્વીરાણી માતા હતા. માતાનાં બન્ને પાસાં રોગે કરી વ્યાપ્ત હતાં, તે ભગવંત ગર્ભે આવ્યા પછી બન્ને પાસાં સુવર્ણવર્ણી અને ઘણાં સુકોમળ થયાં, માટે સુપાર્શ્વ નામ દીધું. (એક પ્રતમાં ભગવંતના પિતાનાં બે પાસાં કોઢ રોગવાળાં હતાં તેને ભગવંતની માતાએ હાથ ફેરવ્યાથી સુકુમાળ નિરોગી થયાં એવો પાઠ લખ્યો છે.) તેમનું બશેં ધનુષ્યપ્રમાણ શરીર અને વીશ લાખ પૂર્વ આયુષ્ય હતું. સુવર્ણ વર્ણ અને લાંછન સાથીયાનું હતું.

**શ્રી ચંદ્રપ્રભસ્વામી** ચંદ્રપુરી નગરીમાં જન્મ્યા હતા, તેમના પિતા મહસેન રાજા અને લક્ષ્મણા રાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતાને ચંદ્રમાને પાન કરવાનો ડોહોલો ઉપન્યો ( જે પ્રધાને બુદ્ધિએ કરી પૂર્ણ કરાવ્યો ) એ ગર્ભનો પ્રભાવ જાણી ચંદ્રપ્રભ નામ દીધું. તેમનું એકસો

सुविधिं च पुष्पदन्तं शीतलश्रेयांसवासुपूज्यान् च

सुविहिं च पुप्फदंतं, सीयलसिज्जंसवासुपुज्जं च।

સુવિધિનાથને અને પુષ્પદ- શીતલનાથ, શ્રેયાંસનાથ, વાસુપૂજ્ય
ત (અથવા) સ્વામિને અને

---

પચાસ ધનુષ્યપ્રમાણ શરીર અને દશ લાખ પૂર્વનુ આયુષ્ય હતુ શ્વેત વર્ણ અને લાછન ચદ્રનુ હતુ

**શ્રી સુવિધિનાથ** ( એનુ બીજુ નામ પુષ્પદત છે ) તેમનો કાકદી નગરીમાં જન્મ હતો, તેમના પિતા સુગ્રીવરાજા અને શામા રાણી માતા હતાં ભગવત ગર્ભે આવ્યા પછી માતા તથા પિતા ભલી વિધિએ કરી ધર્મ કરવા લાગ્યા એવો ગર્ભનો પ્રભાવ જાણી સુવિધિનાથ નામ દીધુ, અને મચકુદનાં ફુલની કળી સરખા પ્રભુના ઉજ્વળ દાંત હતા માટે બીજુ પુષ્પદત નામ દીધુ તેમનુ એકસો ધનુષ્ય પ્રમાણ શરીર, બે લાખ પૂર્વનુ આયુષ્ય, શ્વેત વર્ણ અને મગરમચ્છનુ લાછન હતુ

**શ્રી શીતળનાથનો** ભદ્દિલપુર નગરમાં જન્મ હતો, તેમના પિતા દઢરથ રાજા અને નદા રાણી માતા હતા પિતાના શરીરે દાહજ્વર થયો હતો તે ભગવત ગર્ભે આવ્યા પછી રાજાના શરીરની ઉપર રાણીએ હાથ ફેરવ્યાથી શીતલતા થઇ, એવો ગર્ભનો મહિમા જાણી શીતળનાથ નામ દીધુ તેમનુ નેવુ ધનુષ્ય પ્રમાણ શરીર અને એક લાખ પૂર્વનુ આયુષ્ય હતુ સુવર્ણ વર્ણ અને શ્રીવચ્છનુ લાછન હતુ

**શ્રી શ્રેયાસજિનનો** સિહપુરનગરમા જન્મ હતો, તેમના પિતા વિષ્ણુરાજા અને વિષ્ણુરાણીમાતા હતા કોઇ દેરાસરમાં પરપરાગત દેવતા અધિષ્ટિત સજ્જાની પૂજા થતી હતી તે સજ્જાએ જે બેસે અથવા સુવે તેને ઉપદ્રવ ઉપજે તે ભગવત ગર્ભે આવ્યા પછી માતાના મનમા આવ્યુ જે દેવ ગુરુની પ્રતિમાની પૂજા થાય તે તો ખરૂ છે, પણ સજ્જાની પૂજા તો ક્યારે સાં

**અર્થ**—( શ્રી ) સુવિધિનાથ ( બીજુ નામ ) પુષ્પદંતને, શીતલનાથને, શ્રેયાંસનાથને અને વાસુપૂજ્યસ્વામીને, વિમલનાથને, અનંતનાથને અને રાગદ્વેષના જિતનારા ધર્મનાથને તથા શાંતિનાથને હુ વંદના કરૂ છુ ૩

---

દૂર ઉભો રાખ્યો અને બન્ને સ્ત્રીઓને પણ દૂર ઉભી રાખીને કહ્યુ કે "જે પોતાના સત્યના પ્રભાવથી ભર્ત્તારને સ્પર્શ કરે, તેનો એ ભર્ત્તાર જાણવો" તે સાંભળી વ્યંતરીએ દેવશક્તિના પ્રભાવે પોતાનો હાથ લાંબો કરી ભર્ત્તારને સ્પર્શ કર્યો તેવોજ રાણીએ તેનો હાથ પકડી લઇને કહ્યુ કે તુ તો વ્યંતરી છે, માટે તારે સ્થાનકે જતી રહે" એવી રીતે ચુકાદો થવાથી વિમળમતિવાળી રાણી કહેવાણી તે ગર્ભનોજ પ્રભાવ જાણી વિમળનાથ નામ દીધુ તેમનુ સાઠ ધનુષ્ય પ્રમાણ શરીર અને સાઠલાખ વર્ષનુ આયુષ્ય જાણવુ સુવર્ણ વર્ણ અને શૂકર ( ભુંડ ) નુ લાંછન જાણવુ.

**શ્રી અનંતનાથનો** અયોધ્યાનગરીમા જન્મ હતો, તેમના પિતા સિંહસેન રાજા અને સુયશા રાણી માતા હતા વળી સ્વપ્નમા જેનો અંત ન આવે એવુ એક મ્હોટુ ચક્ર ભમતુ રાણીએ આકાશને વિષે દીઠુ અને અનંત રત્નની માલા દીઠી તથા અનંત ગાંઠના દોરા કરી બાંધ્યા, તેથી લોકોના તાવ ગયા, એવો ગર્ભનો પ્રભાવ જાણી અનંતનાથ નામ દીધુ તેમનુ પચાસ ધનુષ્ય પ્રમાણ શરીર અને ત્રીશલાખ વર્ષનુ આયુષ્ય જાણવુ સુવર્ણ વર્ણ તથા લાંછન સિંચાણાનુ જાણવુ

**શ્રીધર્મનાથ સ્વામી રત્નપુર** નગરમા જન્મ્યા હતા તેમના પિતા ભાનુરાજા અને સુવ્રતા રાણી માતા હતા વળી રાજા રાણીને પૂર્વે ધર્મ ઉપર અલ્પ રાગ હતો તે ભગવંત ગર્ભે આવ્યા પછી બન્નેને ધર્મ ઉપર અત્યંત રાગ થયો એવો ગર્ભનો મહિમા જાણી ધર્મનાથ નામ દીધુ તેમનુ ૪૫ ધનુષ્ય પ્રમાણ શરીર અને દશ લાખ વર્ષનુ આયુષ્ય જાણવુ સુવર્ણ વર્ણ તથા લાંછન વજ્રનુ જાણવુ

कुन्थुं अरं च मल्लिं, वंदे मुनिसुव्रतं नमिजिनं च

**कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च ।**

કુંથુનાથને, અરનાથ- વાંદુ છું. મુનિસુવ્રત સ્વામિને, નમિનાથ
ને અને મલ્લિનાથને જિનને અને

---

**શ્રી શાંતિનાથનો** ગજપુર નગરમાં જન્મ હતો. તેમના પિતા વિશ્વસેન રાજા અને અચિરા રાણી માતા હતાં. વળી તે દેશમાં મરકીનો ઉપદ્રવ ઘણો હતો તે ભગવંત ગર્ભે આવ્યા પછી માતાએ અમૃત છાંટયું તેથી મરકીની શાંતિ થઇ. એવા પ્રભાવથી શાંતિનાથ નામ દીધું. તેમનું ચાલીશ ધનુષ્ય પ્રમાણ શરીર અને એક લાખ વર્ષનું આયુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ તથા લાંછન મૃગનું જાણવું.

**શ્રી કુંથુનાથનો** હસ્તિનાગપુર નગરમાં જન્મ હતો અને તેમના પિતા સૂર રાજા અને શ્રી રાણી માતા હતાં. વળી ભગવંત ગર્ભે આવ્યા પછી માતાજીએ સ્વપ્નમાં રત્નનો થુભ પૃથ્વીને વિષે દીઠો તથા શત્રુ હતા તે કુંથુઆની જેવા ન્હાના થયા અથવા કુંથુઆ પ્રમુખ ન્હાના મહોટા જીવોની જયણા દેશમાં પ્રવર્તી, તેથી કુંથુનાથ નામ દીધું. તેમનું પાંત્રીશ ધનુષ્યનું શરીર અને પંચાણું હજાર વર્ષનું આયુષ જાણવું. સુવર્ણ વર્ણ તથા લાંછન છાગ (બોકડા) નું જાણવું.

**શ્રી અરનાથનો** ગજપુર નગરમાં જન્મ હતો, તેમના પિતા સુદર્શન રાજા અને દેવી રાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી રાણીએ સ્વપ્નમાં રત્નમય આરો તથા થુભ દીઠાં, એવો ગર્ભનો મહિમા જાણી અરનાથ નામ દીધું. તેમનું ત્રીશ ધનુષ્ય શરીરનું માન અને ચોરાશી હજાર વર્ષનું આયુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ તથા લાંછન નંદાવર્ત્તનું જાણવું.

**શ્રી મલ્લીનાથ** મિથિલાનગરીમાં જન્મ્યા હતા. તેમના પિતા કુંભરાજા અને પ્રભાવતી રાણી માતા હતાં. વળી ભગવંત ગર્ભે આવ્યા પછી

वंदे अरिष्टनेमिं पार्श्वं तथा वर्द्धमानं च

**वंदामि रिठ्ठनेमिं, पासं तह वद्धमाणं च । ४ ।**

**વાંદું છું. નેમિનાથને, પાર્શ્વનાથને તેમજ વર્દ્ધમાન સ્વામિને અને**

અર્થ—( શ્રી ) કુંથુનાથને તથા અરનાથને, મલ્લિનાથને, મુનિસુવ્રતસ્વામીને તથા રાગદ્વેષના જિતનારા નમિનાથને વાદું છુ. ( શ્રી ) અરિષ્ટનેમિને તથા પાર્શ્વનાથને અને વર્દ્ધમાન સ્વામિને હુ વદના કરૂ છુ ૪

---

માતાને એક રાત્રીએ, છએ ૠતુના ફુલની શય્યાએ સુવાનો દોહલો ઉપન્યો તે દેવતાએ પૂર્યો એવો ગર્ભનો પ્રભાવ જાણી શ્રી મલ્લીનાથ નામ દીધુ તે મનુ પચીશ ધનુષ્ય શરીરનુ માન અને પચાવન હજાર વર્ષનુ આયુષ્ય જાણવુ નીલ વર્ણ તથા લાંછન કુભનુ જાણવુ

**શ્રી મુનિસુવ્રત સ્વામીનો** રાજગૃહનગરમા જન્મ હતો, તેમના પિતા સુમિત્ર રાજા અને પદ્મા રાણી માતા હતા ભગવત ગર્ભે આવ્યા પછી માતાપિતા મુનિરાજની પેઠે ભતા બારવ્રત શ્રાવકના સાચવના લાગ્યા, એવો ગર્ભનો પ્રભાવ જાણી મુનિસુવ્રત નામ દીંધુ તેમનુ વીશ ધનુષ્ય શરીરમાન અને ત્રીશહજાર વર્ષનુ આયુષ્ય જાણવુ કૃષ્ણ વર્ણ તથા લાછન કાચબાનુ જાણવુ

**શ્રી નમિજિન** મિથિલા નગરીમા જન્મ્યા હતા, તેમના પિતા વિજય રાજા અને વપ્રા રાણી માતા હતાં ભગવત ગર્ભે આવ્યા પછી સીમાડિયા રાજા ભગવતના પિતાના શત્રુ હતા તે ચઢી આવ્યા ગામના કિલ્લાને ચારે બાજુ લશ્કરનો પડાવ નાખી વિંટી લીધુ રાજાને ઘણી બીક લાગી પણ રાણીએ કિલ્લાઉપર ચઢીને શત્રુઓને વાકી નજરે જોયા રાણીનુ તેજ વૈરી રાજાઓથી ખમાયુ નહિ, તેથી સર્વ આવીને ભગવતની માતાને નમસ્કાર કરી કહેવા લાગ્યા કે અમારા ઉપર સૌમ્યદ્રષ્ટીએ જુઓ રાણીએ તેમના ઉપર

एवं मया अभिष्टुता विधूतरजोमलाः प्रक्षीणजरामरणाः

एवं मए अभिथुआ, विहुअरयमला पहीणजरमरणा ।

આમ મેં સ્તવ્યા, ક્ષય કર્યાં છે સર્વ કર્મ જેમણે એવા, સર્વથા નાશ પામ્યા છે જરામરણ જેમનાં એવા,

---

સૌમ્ય નજરે જોઈ માથે હાથ મુક્યો. સર્વ રાજાઓ રાણીને પગે લાગી આજ્ઞા માગી પોતપોતાને નગરે ગયા. એવો પ્રભાવ જાણી નમિનાથ નામ દીધું. તેમનું પન્નર ધનુષ્ય શરીરનું માન અને દશ હજાર વર્ષનું આયુષ્ય જાણવું. અને સુવર્ણ વર્ણ લાંછન નીલા કમળનું જાણવું.

**શ્રી અરિષ્ટનેમિ** પ્રભુનો સૌરીપુરનગરમાં જન્મ હતો. તેમના પિતા સમુદ્ર-વિજય રાજા અને શિવાદેવી રાણી માતા હતાં. પ્રભુ ગર્ભે આવ્યા પછી માતાએ સ્વપ્નમાં અરિષ્ટ એટલે કાળા રત્નની રેલ દીઠી તથા આકાશમાં ચક્ર-ઉછળતું દીઠું, એવો પ્રભાવ જાણી અરિષ્ટનેમિ નામ દીધું. બીજું નામ શ્રી નેમિનાથ. તેમનું દશ ધનુષ્ય શરીરમાન અને એક હજાર વર્ષનું આયુષ્ય, શ્યામ વર્ણ અને લાંછન શંખનું હતું.

**શ્રી પાર્શ્વનાથ સ્વામીનો** વણારસીનગરીમાં જન્મ હતો, તેમના પિતા અશ્વસેનરાજા અને વામારાણી માતા હતાં. વળી ભગવંત ગર્ભે આવ્યા પછી માતાએ અંધારી રાત્રે પોતાની પાસે સર્પ જતો દીઠો. તે સર્પના જવાના માર્ગની વચમાં રાજાનો હાથ દેખી રાણીએ ઊંચો કીધો, તેથી રાજા જાગી ઉઠ્યો ને બોલ્યો કે શા માટે હાથ ઊંચો કીધો? રાણીએ સર્પ દીઠાનું કહ્યું, રાજા કહે તમે જુઠું બોલો છો. પછી દીપક મંગાવી જોયું તો સર્પ દીઠો. તેવારે વિસ્મય પામી રાજાએ વિચાર્યું જે મેં ન દીઠો ને રાણીએ દીઠો એ ગર્ભ-નો પ્રભાવ છે, એમ જાણી શ્રી પાર્શ્વનાથ નામ દીધું. તેમનું નવહસ્ત પ્રમાણ શરીર અને એકસો વર્ષનું આયુષ્ય જાણવું. નીલવર્ણ તથા લાંછન સર્પનું જાણવું.

चतुर्विंशतिरपि जिनवराः तीर्थंकराः मम प्रसीदंतु

**चउवीसंपि जिणवरा, तिथ्यरा मे पसीयंतु । ५ ।**

ચોવીસે જિનવર તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન હો.

અર્થ—એ પ્રકારે મે ( નામ પૂર્વક ) સ્તવ્યા, ચોવીશે તીર્થંકરો તથા બીજા પણ તીર્થંકરો જેઓએ ( કર્મરૂપ ) રજ તથા મલને ટાળ્યા છે ( તથા જેમણે ) જરા અને મરણ અતિશયે કરીને ક્ષય કર્યા છે ( તથા જે ) સામાન્ય કેવળીઓથી શ્રેષ્ઠ છે એવા તે તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ। ૫

कीर्त्तितवन्दितमहिता ये एते लोकस्य उत्तमाः सिद्धाः

**कित्तियवंदियमहिया, जेए लोगस्स उत्तमा सिद्धा।**

સ્તવ્યા, વાંદ્યા, પૂજ્યા. જે એ લોકમાં ઉત્તમ સિદ્ધો (તે)

---

**શ્રી વર્દ્ધમાનસ્વામીનો** ક્ષત્રિયકુંડનગરમા જન્મ હતો તેમના પિતા સિદ્ધાર્થ રાજા અને ત્રિશલારાણી માતા હતા ભગવત ગર્ભે આવ્યા પછી માતાપિતા સમસ્ત ઋદ્ધિએ વૃદ્ધિ પામ્યા, ધન ધાન્યાદિકના ભંડાર તથા દેશ નગરાદિકની વૃદ્ધિ થઇ સર્વ રાજા આજ્ઞામા વર્તવા લાગ્યા એવો પ્રભાવ જાણી વર્દ્ધમાન નામ દીધુ વળી બાલ્યાવસ્થામા મેરૂપર્વત અંગુઠે ચાંપ્યો તથા આમલકી ક્રીડા કરતા દેવતા હાર્યો, માટે ઇંદ્ર મહારાજે શ્રી મહાવીર એવુ બીજુ નામ દીધુ તેમનુ સાત હાથ શરીર અને બહોતેર વર્ષનુ આયુષ્ય જાણવું સુવર્ણ વર્ણ અને લાંછન સિંહનુ જાણવુ મહાવીર સ્વામિ ૨૪ મા તીર્થંકર થયા ત્યાર પછી કોઇપણ તીર્થંકર ભગવાન થયા નથી, તેમજ આ અવસર્પિણી કાળમા થવાના પણ નથી હાલમાં જે જૈનધર્મ પ્રવર્તે છે તે વીર પ્રભુનુજ શાસન સમજવુ તેમની પાટે સુધર્માસ્વામિ ગણધર થયા, હાલમાં જે સાધુઓ જૈન ધર્મને માનનારા છે તે સઘળા તેઓની ઓલાદના સમજવા

आरोग्यबोधिलाभं समाधिवरं उत्तमं ददतु

**आरुग्गबोहिलाभं, समाहिवरमुत्तमं दिंतु । ६ ।**

નિરોગીપણું, બોધિનો લાભ, શ્રેષ્ઠ સમાધિ ઉત્તમ આપો!

અર્થ—(જેમને ઇંદ્રાદિએ) સ્તવ્યા છે, વાંદ્યા છે, પૂજ્યા છે અને જેઓ લોકને વિષે ઉત્તમ સિદ્ધ ( ભગવાન ) થયા છે, તેઓ ( મને ) આરોગ્યતા, સમ્યગ્ દર્શનનો લાભ અને પ્રધાન ઉત્તમ સમાધિ આપો ! ૬

चंद्रेभ्यो निर्मलतराः आदित्येभ्यः अधिकं प्रकाशकराः

**चंदेसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा ।**

ચંદ્રોથી અતિ નિર્મળ, સૂર્યોથી અધિક પ્રકાશ કરનાર,

सागरवरगम्भीराः सिद्धा सिद्धिं मम ददतु

**सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु । ७ ।**

શ્રેષ્ઠ સમુદ્રના જેવા ગંભીર, સિદ્ધો સિદ્ધિ મને આપો.

અર્થ—ચંદ્રસમુદાયથી વિશેષ નિર્મળ, સૂર્યસમુદાયથી વિશેષ પ્રકાશકરનાર ( અને ) ( સ્વયંભૂરમણ ) સમુદ્ર જેવા ગંભીર એવા સિદ્ધ ( પરમાત્મા ) મને મોક્ષ આપો ! ૭

પદ (૨૮) સંપદા (૨૮) ગુરૂ (૨૭) લઘુ (૨૨૯) સર્વવર્ણ (૨૫૬)

ઇતિ નામસ્તવ[1] સૂત્ર. ૮

---

૧. નામપૂર્વક તીર્થંકરોની સ્તવના કરેલ છે તેથી નામસ્તવ.

# ॥ अथ करेमि भंते सूत्र वा सामायिकनुं पच्चख्खाण.

करोमि हे भगवन्! सामायिकं। सावद्यं योगं प्रत्याख्यामि।

करेमि भंते! सामाइयं[1]। सावज्जं जोगं पच्चक्खामि।

કરૂં છું હે ભગવાન! સામાયિક,[1] પાપ સહિત વ્યાપારનું પચ્ચખાણ કરૂં છું.

यावत् नियमं पर्युपासे द्विविधं त्रिविधेन।

जाव नियमं पज्जुवासामि दुविहं तिविहेणं।

પર્યંત નિયમ સેવું. બે કરણ ત્રણ જોગે કરી.

અર્થ—હે ભગવત! હું (રાગદ્વેષના અભાવરૂપ) (જ્ઞાનાદિ ગુણના લાભરૂપ) સામાયિક કરૂ છું (અર્થાત્) પાપયુક્ત વ્યાપારનું પચ્ચખ્ખાણ કરૂં છું (નિષેધ કરૂ છું) જ્યા સુધી તે નિયમનુ સેવન કરૂ ત્યા સુધી, બે કરણ અને ત્રણ જોગથી-

मनसा वाचा कायेन । न करोमि न कारयामि।

मणेणं वायाए काएणं । न करेमि न कारवेमि ।

મને વચને કાયાએ, ન કરૂં ન કરાવું.

---

1 [illegible]

| तं(अतीतं) | हे भगवन् | प्रतिक्रामामि | निन्दामि | गर्हे |
|---|---|---|---|---|
| तस्स | भंते | पडिक्कमामि | निंदामि | गरिहामि |
| તે (પૂર્વે કરેલા)ને | હે ભગવાન! | પડિક્કમું | નિંદું | ગર્હું. |

૪૯ તે આ પ્રમાણે.—

૧ મને કરવું.
૨ મને કરાવવું.
૩ મને અનુમોદવું.
૪ વચને કરવું.
૫ વચને કરાવવું.
૬ વચને અનુમોદવું.
૭ કાયાએ કરવું.
૮ કાયાએ કરાવવું.
૯ કાયાએ અનુમોદવું.
૧૦ મન વચને કરવું.
૧૧ મન વચને કરાવવું.
૧૨ મન વચને અનુમોદવું.
૧૩ મન કાયાએ કરવું.
૧૪ મન કાયાએ કરાવવું.
૧૫ મન કાયાએ અનુમોદવું.
૧૬ વચન કાયાએ કરવું.
૧૭ વચન કાયાએ કરાવવું.
૧૮ વચન કાયાએ અનુમોદવું.
૧૯ મન વચન કાયાએ કરવું.
૨૦ મન વચન કાયાએ કરાવવું.
૨૧ મન વચન કાયાએ અનુમોદવું.
૨૨ મને કરવું, કરાવવું.
૨૩ વચને કરવું, કરાવવું.
૨૪ કાયાએ કરવું, કરાવવું.
૨૫ મને કરવું, અનુમોદવું.
૨૬ વચને કરવું, અનુમોદવું.
૨૭ કાયાએ કરવું, અનુમોદવું.
૨૮ મને કરાવવું, અનુમોદવું.
૨૯ વચને કરાવવું, અનુમોદવું.
૩૦ કાયાએ કરાવવું, અનુમોદવું.
૩૧ મને કરવું કરાવવું, અનુમોદવું.
૩૨ વચને કરવું કરાવવું, અનુમોદવું.
૩૩ કાયાએ કરવું કરાવવું, અનુમોદવું.
૩૪ મન વચને કરવું, કરાવવું.
૩૫ મન કાયાએ કરવું, કરાવવું.
૩૬ વચન કાયાએ કરવું, કરાવવું.
૩૭ મન વચને કરવું, અનુમોદવું.
૩૮ મન કાયાએ કરવું, અનુમોદવું.
૩૯ વચન કાયાએ કરવું, અનુમોદવું.
૪૦ મન વચને કરાવવું, અનુમોદવું.
૪૧ મન કાયાએ કરાવવું, અનુમોદવું.
૪૨ વચન કાયાએ કરાવવું, અનુમોદવું.
૪૩ મન વચન કાયાએ કરવું.
૪૪ મન વચન કાયાએ કરાવવું.
૪૫ મન વચન કાયાએ અનુમોદવું.
૪૬ મન વચન કાયાએ કરવું, કરાવવું.
૪૭ મન વચન કાયાએ કરવું અનુમોદવું.
૪૮ મન વચન કાયાએ કરાવવું, અનુમોદવું.
૪૯ મન વચન કાયાએ કરવું, કરાવવું અનુમોદવું.

आत्मानं व्युत्सृजामि
अप्पाणं वोसिरामि ॥

(હુષ્ટ) આત્માને વોસરાવું છું.

અર્થ—મન, વચન અને કાયા ( એ ત્રણ પ્રકાર ) વડે ન કરૂ ( તથા ) ન કરાવુ, હે ભગવત ! તે સબધી ( પૂર્વે કરેલા ) અપરાધને હુ પ્રતિક્રમુ છું,( આત્મસાક્ષીએ ) નિંદુ છુ, ( ગુરૂસાક્ષીએ ) વિશેષે નિંદુ છુ ( અને ) આત્માને વોસરાવુ છુ ૧ ઈતિ. ૯

ગાથા-૧ ગુરૂ (૭) લઘુ (૬૯) સર્વવર્ણ (૭૬).

---

## अथ सामाइयवयजुत्तो.

सामायिकव्रतयुक्तः यावत् मनसि भवति नियमसंयुक्तः
सामाइयवयजुत्तो, जाव मणे होइ नियमसंजुत्तो ।
સામાયિક વ્રત સહિત જ્યા સુધી મનમાં હોય નિયમ સહિત.
छिद्यते अशुभं कर्म्म सामायिक यावतो वारान्
( च करोति तावत् )
छिन्नइ असुहं कम्मं, सामाइय जत्तिआ वारा ।१।
છેદાય અશુભ કર્મ, સામાયિક જેટલો વખત ( કરે તેટલો વખત).

અર્થ—સામાયકવ્રતથી યુકત, જ્યા સુધી મનમા તે નિયમથી સયુકત હોય ત્યા સુધી, જેટલીવાર સામાયિક કરે તેટલીવાર અશુભ કર્મનો નાશ કરે છે

सामायिके तु कृते श्रमण इव श्रावकः भवति यस्मात्

[1]सामाइयंमि उ कए, समणो इव सावओ हवइ जम्हा।

સામાયિક વળી કરતાં સાધુની પેઠે શ્રાવક હોય જે હેતુ માટે.

एतेन कारणेन बहुशः सामायिकं कुर्यात्

एएण कारणेणं, बहुसो सामाइयं कुज्जा । २ ।

એ કારણે કરી ઘણી વખત સામાયિક કરે.

**અર્થ**—જે માટે, સામાયિક કરતી વખત શ્રાવક, સાધુ સમાન હોય, તે કારણથી ( તત્વના જાણનાર ) બહુવાર સામાયિક કરે ! ૨

---

૧ સામાયિક–બત્રીશ દોષ વર્જીને કરવાનું છે, તે દોષ આ પ્રમાણે.

**મનના દશ**—૧ વૈરી દેખી દ્વેષ કરે ૨ અવિવેક ચિંતવે ૩ અર્થ ન ચિંતવે ૪ મનમાં ઉદ્વેગ ધરે ૫ યશની વાંછા કરે ૬ વિનય ન કરે ૭ ભય ચિંતવે ૮ વ્યાપાર ચિંતવે ૯ ફળનો સંદેહ રાખે ૧૦ નિયાણુ કરે.

**વચનના દશ**—૧ કુવચન બોલે ૨ હુંકારા કરે ૩ પાપ આદેશ આપે ૪ લવારો કરે ૫ કલહ કરે ૬ આવો જાઓ કહે ૭ ગાળ બોલે ૮ બાલક રમાડે ૯ વિકથા કરે ૧૦ હાંસી કરે.

**કાયાના બાર**—૧ આસન ચપળ ૨ ચારે દિશાએ જુએ ૩ સાવદ્ય કામ કરે ૪ આળસ મરડે ૫ અવિનયે બોલે ૬ ઓઠું લઇ બેસે ૭ મેલ ઉતારે ૮ ખરજ ખણે ૯ પગ ઉપર પગ ચઢાવે ૧૦ અંગ ઉઘાડું મુકે ૧૧ અંગઢાંકે ૧૨ ઉંઘે.

એ સર્વ મળી બત્રીશ દોષ સામાયિકમાં અજતનાથી લાગે છે તે તજવા.

सामायिक विधे लीधुं, विधे पार्युं, विधि करतां, जे कोइ अविधि हुई होय, ते सवि हुं मन, वचन, कायाए करी मिछामि डुक्कडं ॥

દશ મનના, દશ વચનના, બાર કાયાના એ બત્રીશ દોષમા જે કાંઇ દોષ લાગ્યો હોય, તે સવિ હું મન, વચન, કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

ગાથા (૨) ગુરૂ (૭) લઘુ (૬૭) સર્વવર્ણ (૭૪)

ઇતિ સામાયિક પારવાનુ સૂત્ર. ૧૦



## अथ चैत्यवंदन.

इछाकारेण संदिसह ज्गवन् चैत्यवंदन करूं? इछं.

અર્થ—સુગમ છે

| हे जगच्चिन्तामणयः | जगन्नाथाः | जगद्गुरवः |
|---|---|---|
| जगचिंतामणि | जगनाह | जगगुरु । |

જગતમા ચિંતામણિ સમાન, જગતના નાથ, જગતના ગુરૂ,

| जगद्रक्षकाः | जगद्बान्धवाः | जगत्सार्थवाहाः |
|---|---|---|
| जगरस्कण | जगबंधव | जगसब्बवाह |

જગતના રક્ષક, જગતના બંધુ, જગતના સાર્થવાહ,

जगद्भावविचक्षणाः अष्टापदसंस्थापितमूर्त्तयः
जगभावविअक्खण, अठ्ठावयसंठवियरूव,
જગતના સમભાવ જાણનાર, [2]અષ્ટાપદઉપર જેમની મુર્ત્તિઓ છે એવા,

कर्म्माष्टकविनाशनाः
कम्मठ्ठविणासण,
આઠ કર્મને નાશ કરનાર,

चतुर्विंशतिरपि जिनवराः जयंतु अप्रतिहतशासनाः
चउवीसंपि जिणवर जयंतु, अप्पडिहयसासण । १।
ચોવીશે તીર્થંકરો જયવંતા વર્ત્તો, અસ્ખલિત જેમની આજ્ઞા છે.

અર્થ—ભવ્ય જીવોને ચિંતામણિરત્ન સમાન, નિકટ ભવ્ય જીવોના નાથ, સમસ્ત લોકના હિતોપદેશક, છ જીવનિકાયના રક્ષક, સમાન બોધવંતના ભાઈ, મોક્ષાભિલાષીના સાર્થવાહ, ષટ્દ્રવ્ય તથા નવતત્વનું સ્વરૂપ કહેવામાં વિચક્ષણ, અષ્ટાપદ પર્વત ઉપર સ્થાપન કર્યાં છે બિંબ જેના, અષ્ટકર્મના નાશ કરનારા

---

૧ ગૌતમસ્વામિ અષ્ટાપદજી યાત્રા સાટે ગયા ત્યારે ત્યાં તેમણે આ ચૈત્યવંદન બનાવ્યું છે.

૨ અષ્ટાપદ ઉપર શ્રી ઋષભદેવના પુત્ર ભરત ચક્રીએ ચોવીશે તીર્થંકરની પ્રતિમા મણિમય સ્થાપન કરેલ છે. તે દરેક તીર્થંકરોની પોતપોતાની કાયાના માપે પ્રતિમા છે; સૌની નાસિકા સરખી લાઇનમાં છે, બેઠકની પાટલી નીચા ઉંચી છે.

એવા ચોવીશે તીર્થંકરો જયવંતા વર્તો, જેનું શાસન કોઇથી હણાય નહી તેવું છે. ૧

कर्म्मभूमौ कर्म्मभूमौ प्रथमसंहननिनां. उत्कृष्टतः
**कम्मभूमिहिं कम्मभूमिहिं, पढमसंघयणि, उक्कोसय**
કર્મભૂમિમાં કર્મભૂમિમાં, પેહેલા સંઘયણવાળા, ઉત્કૃષ્ટ

सप्ततिशतं जिनवराणां विहरतां लभ्यते नवकोट्यः
***सत्तरिसय, जिणवराण विहरंत लब्भइ, नवकोडिहिं**
એકસોસિત્તેર તીર્થંકરો વિચરતા પામીએ. નવક્રોડ

केवलिनां नवसहस्रकोट्यः साधवो गम्यंते (विहरन्तः)। संप्रति
**केवलिण, कोडिसहस्सनव साहु गम्मइ, संपइ**
કેવલિઓ, નવ હજારક્રોડ સાધુઓ પામીએ, હમણાં

जिनवरा विंशति· मुनीना द्वे कोटी वरज्ञानिनः (केवलिनः)
**जिणवर वीस मुणि, विहुंकोडिहिं वरनाण,**
તીર્થંકર વીશ, મુનિઓ બેક્રોડ કેવલી,

---

* ૫ ભરત ૫ એરવત અને ૫ મહાવિદેહની પૂર્વ પશ્ચિમની મળી ૧૬૦ વિજય એમ ૧૭૦ ઠેકાણે એકેક તીર્થંકર ઉત્કૃષ્ટ કાળે હોય શ્રી અજીત નાથ સ્વામીના વારે તે પ્રમાણે હતા

૨ જઘન્યકાળે વીશ તીર્થંકરો હોય તે દરેક મહાવિદેહની ૭-૮-૨૪-૨૫ મી વિજયમાં એકેક હોય એટલે જંબૂદ્વીપમા ચાર, ધાતકી ખંડમાં (બે મહાવિદેહ માટે) ૮ અને પુષ્કરવરાર્દ્ધમાં ૪ મળી ૨૦ હોય દાખલ તે પ્રમાણે છે વિજયના આંક દરેક વખતે આ પ્રમાણેજ હોય એ નક્કી નથી

श्रमणानां कोटीसहस्रद्वयं स्तूयंते नित्यं प्रभाते

समणह कोडिसहसदुन्न, थुणिज्जइ निच्च विहाणि ।२

સાધુઓ બે હજારક્રોડ સ્તવીએ. હમેશ પ્રભાતે,

**અર્થ**—અસિ, મષી અને કૃષિકર્મ જ્યાં વર્તે છે એવા, કર્મભૂમિના ક્ષેત્રોને વિષે, પ્રથમ સંઘયણવાળા ઉત્કૃષ્ટપણે એકસો સિતેર તીર્થંકરો વિચરતા પામિયે; કેવલજ્ઞાની નવક્રોડ ( અને ) નવ હજાર ક્રોડ સાધુઓ ( હોય એમ સિદ્ધાંતથી ) જાણીએ; વર્ત્તમાનમાં (શ્રી સીમંધરસ્વામિ પ્રમુખ ) વીશ તીર્થંકર ( અને ) પ્રધાન કેવળજ્ઞાનના ધરનારા બે ક્રોડ મુનિ, ( તથા ) બે હજાર ક્રોડ સાધુઓ ( હોય ) તેઓની નિરંતર પ્રભાતે સ્તવના કરીએ. ૨

जयतु हे स्वामिन् । जयतु हे स्वामिन् ।

जयउ सामिय जयउ सामिय,

જયવંતા વર્ત્તો હે સ્વામિ ! જયવંતા વર્ત્તો હે સ્વામિ !

ऋषभ शत्रुंजये. हे उज्जयन्ते प्रभो नेमिजिन !

रिसह सत्तुंजि, उज्जिंति पहु नेमिजिण,

ઋષભદેવ સિદ્ધાચલમાં, ગિરિનારે રહેલા પ્રભુ નેમિનાથ !

जयतु हे वीर ! सत्यपुरीमंडन ! भृगुकच्छे

जयउ वीर सच्चउरिमंडण, भरुअच्छहिं

જયવંતા વર્ત્તો, હે મહાવીર ! સાચોરના શણગાર, ભરૂચમાં

हे मुनिसुव्रत ! मुखरिग्रामे हे पार्श्व !
**मुणिसुव्वय, मुहरिपास**
મુનિસુવ્રતસ્વામી, મુહરિગામમાં પાર્શ્વનાથ.[1]

दुःखदुरितखंडका. अपरे विदेहे
**दुहदुरियखंडण, अवरविदेहिं**
દુ:ખ અને દુરિતના નાશ કરનાર, બીજા મહાવિદેહમાં રહેલા

तीर्थकराः चतसृषु दिक्षु विदिक्षु ये केऽपि
**तित्थयरा, चिहुं दिसि विदिसि जिं केवि,**
તીર્થંકરો, ચારે દિશામાં વિદિશામાં જે કોઇપણ

अतीतानागतवर्त्तमानान् ( च ) वन्दे जिनान् सर्वानपि ।
**तीआणागयसंपइय, वंदू जिण सव्वेवि ।३।**
અતીત અનાગત અને વર્ત્ત- વાંદું તીર્થંકર સર્વને પણ.
માન ( કાળે થયેલા )

અર્થ—જયવંતા વર્ત્તો, શ્રી શત્રુંજય ઉપર શ્રી ઋષભદેવ જયવંતા વર્ત્તો, શ્રી ગીરિનારજી ઉપર પ્રભુ નેમનાથ તીર્થંકર, ( અને ) સાચોર (સત્યપુરી) નગરના આભૂષણરૂપ શ્રી વીરસ્વામી જયવંતા વર્ત્તો, ભરૂચમા શ્રી મુનિસુવ્રતસ્વામી ( અને ) મુહરિ ગામમા શ્રી પાર્શ્વનાથ ( એ પાંચે જીનવરો ) દુ:ખ અને પાપના નાશ કરનારા છે બીજા ( પાંચ ) મહાવિદેહને વિષે જે તીર્થંકરો, ( છે તથા ) ચાર દિશાઓ અને ચાર વિદિશાઓમા જે

---

[1] ટીંટોઇ નામના ગામમાં મુહરી પાર્શ્વનાથ બીરાજે છે તે સભવે છે

કોઈ પણ, અતીતકાળ, અનાગતકાળ અને વર્તમાનકાળ સંબંધી તીર્થંકરો છે; તે સર્વને પણ હું વંદના કરૂં છું. ૩

सप्तनवतिः सहस्राः, लक्षाः षट्पंचाशत् अष्टकोटीः

**सत्ताणवइसहस्सा, लक्खा छप्पन्न अट्ठकोडिओ**

સત્તાણુહજાર, લાખ છપ્પન, આઠક્રોડ,

द्वात्रिंशच्छतं द्व्यशीतिं लोकत्रिके चैत्यानि वन्दे।

**बत्तिसय बासियाइं, तियलोए चेइए वंदे ।४।**

બત્રીશેં (ને) બ્યાસી (એટલા) ત્રણ લોકમાં ચૈત્યોને વાંદું.

અર્થ—આઠ ક્રોડ, છપ્પન લાખ, સતાણું હજાર, બત્રીશ સો ને બાસી, (૮૫૭૦૦૨૮૨) ત્રણલોકને વિષે જિનપ્રાસાદ છે તેને હું વાંદું છું. ૪

पंचदश कोटिशतानि, कोटीः द्विचत्वारिंशतं, लक्षान् अष्टपंचाशतं,

**पन्नरस कोडिसयाइं, कोडी बायाल, लक्ख अडवन्ना।**

પંદરશેં ક્રોડ, બેંતાલીશક્રોડ. અઠ્ઠાવનલાખ,

षट्त्रिंशत्सहस्रान्, [illegible]शीतिं, शाश्वद्बिंबानि प्रणमामि।

**छत्तीससहस्स असिइं, सासयबिंबाइं पणमामि ।५।**

છત્રીશહજાર, એંશી (એટલા), શાશ્વતબિંબોને પ્રણામ કરૂં.

અર્થ—પંદરસો ક્રોડ ( પંદરઅબ્જ ) બેંતાલીશ ક્રોડ, અઠ્ઠાવન લાખ, છત્રીશ હજાર એંશી ( પૂર્વોક્ત જિનપ્રાસાદને વિષે) શાશ્વતા જિનબિંબો છે તેઓને હું વંદના કરૂં છું. ૫ ઇતિ ૧૧.

# अथ जंकिंचि.

यत् किंचित् नाम तीर्थं स्वर्गे पाताले मानुषे लोके

**जं किंचि नाम तित्थं, सग्गे पायालि माणुसे लोए ।**

જે કંઈક સંભાવનાએ તીર્થ સ્વર્ગમાં, પાતાલમાં, મનુષ્ય લોકમાં.

यानि जिनबिम्बानि तानि सर्वाणि वन्दे

**जाइं जिणबिंबाइ, ताइं सव्वाइं वंदामि । १ ।**

જે જિનબિંબો તે સર્વ વાદું.

અર્થ—સ્વર્ગનેવિષે, પાતાળનેવિષે ( અને ) મનુષ્યલોક નેવિષે, જે તીર્થંકરના બિંબો છે તે સર્વને ( તેમજ ) જે કાંઇ નામ રૂપ તીર્થો છે ( તેને ) હુ વંદના કરૂં છુ ૧.

ગાથા (૧) પદ (૪) સંપદા (૪) ગુરૂ (૩) લઘુ (૨૯) સર્વવર્ણ (૩૨)



૧ વર્તમાન તીર્થોના નામ—શ્રી શત્રુંજય, ગિરિનાર, અર્બુદાચળ (દેલવાડા અચળગઢ), સમ્મેત શિખર, શ્રી ખેશ્વરજી, કુંભારીયાજી, અંતરિક્ષ પાર્શ્વનાથ, મક્ષીજી, તારંગતીર્થ, અજારવા પાર્શ્વનાથ, વરકાણા, રાણકપુર, બામણવાડા, ઉરાઉલા પાર્શ્વનાથ, પાવાપુરી, ચંપાપુરી, રાજગૃહી, માંડવગઢ, કાકંદી, ક્ષત્રીકુંડ, બનારસ, અયોધ્યા, અમદાવાદ, હસ્તિનાગપુર, ધુલેવા ( કેશરીયાજી ), ભોયણી, પાનસર, વગેરે

# अथ नमुथ्थुणं वा ¹शक्रस्तव.

| नमोऽस्तु | अरिहंतृभ्यः | भगवद्भ्यः | |
|---|---|---|---|
| **नमुत्थुणं** | **²अरिहंताणं** | **भगवंताणं** | **।१।** |
| નમસ્કાર હો | અરિહંતને | ભગવંતને, | ૧. |

**અર્થ**—નમસ્કાર હો, ( શ્રી ) અરિહંતને, ભગવંતને, ૧

---

૧ શક્ર એટલે ઇંદ્ર તેની કરેલ સ્તુતિ તે શક્રસ્તવ.

૨ અરિહંત ભગવાનને ચોત્રીશ અતિશય હોય છે તે આ પ્રમાણે—

૧. શરીર અનંતરૂપમય, સુગંધમય, રોગરહિત, પરસેવા રહિત અને મલરહિત હોય.

૨. રૂધિર તથા માંસ, ગાયના દૂધસમાન ધોળાં અને દુર્ગંધ વગરનાં હોય.

૩. આહાર તથા નિહાર, ચર્મચક્ષુથી અદશ્ય હોય.

૪. શ્વાસોચ્છ્વાસમાં કમળ જેવી સુગંધ હોય.

આ ( ૧–૪ ) ચાર અતિશય જન્મથીજ હોય માટે સ્વાભાવિક–**સહજાતિશય** અથવા **મૂલાતિશય** કહેવાય છે.

૫. યોજન પ્રમાણ સમવસરણમાં મનુષ્ય, દેવ, અને તિર્યંચની કોડાકોડ સમાય અને તેમને બાધા થાય નહિ.

૬. પચીશ યોજન એટલે બશેં ગાઉ સુધી પુર્વોત્પન્ન રોગ ઉપશમે અને નવા રોગ થાય નહિ.

૭. વૈરભાવ જાય.

૮. મરકી થાય નહિ.

૯. અતિવૃષ્ટિ એટલે હદ ઉપરાન્ત વરસાદ થાય નહિ.

૧૦. અનાવૃષ્ટિ એટલે વરસાદનો અભાવ થાય નહિ.

૧૧. દુર્ભિક્ષ એટલે દુકાળ ન પડે.

आदिकरेभ्यः तीर्थकरेभ्य स्वयंसंबुद्धेभ्यः

**आइगराणं तित्थयराणं सयंसंबुद्धाणं । २ ।**

**તીર્થની આદિ કરનારને, તીર્થંકરને,** પોતાની મેળે બોધ પામેલાને. ૨.

**અર્થ**—(ધર્મની) આદિના કરનારને, તીર્થના સ્થાપનારને, પોતાની મેળે બોધ પામનારને, ૨

---

૧૨ સ્વચક્ર અને પરચક્રનો ભય ન હોય

૧૩ ભગવતની ભાષા મનુષ્ય, તિર્યંચ, અને દેવતા સર્વ પોતપોતાની ભાષામા સમજે (વાણી પાંત્રીશ ગુણવાળી હોય છે તે ગુણ નવકારની નોટમાંથી જોવા)

૧૪ એક યોજન સુધી સરખી રીતે ભગવતની વાણી સભળાય

૧૫ સૂર્યથી બારગણુ તેજવાળુ ભામડળ હોય

આ અગીયાર (૫–૧૫) અતિશયો કેવળજ્ઞાન થાય ત્યારે થાય તેથી તે **कर्मक्षयजातिशय** કહેવાય છે ૬–૧૨ મા જણાવેલા રોગાદિક સાત ઉપદ્રવો તે ભગવત વિહાર કરે ત્યારે પણ ચારે દિશાએ ફરતા પચીશ યોજન સુધી ન હોય

૧૬ આકાશમાં ધર્મચક્ર હોય

૧૭ બારજોડી (ચોવીશ) ચામર અણુવીન્યાં વીંજાય

૧૮ પાદપીઠ સહિત સ્ફટિક રત્નનુ ઉજ્વલ સિહાસન હોય

૧૯ ત્રણ છત્ર દરેક દિશાએ હોય

૨૦ રત્નમય ધર્મધ્વજ હોય (તેને ઈંદ્રધ્વજ પણ કહે છે)

૨૧ નવ સુવર્ણ કમળ ઉપર ચાલે (બે ઉપર પગ મુકે અને સાત પાછળ રહે તેમાથી વારા ફરતી બે બે આગળ આવે)

૨૨ મણિ, સુવર્ણ અને રૂપાના એ રીતે ત્રણ ગઢ હોય

૨૩ ચાર મુખે કરી ધર્મ દેશના દે, (બાકીના ત્રણ પ્રતિબિબ દેવ કરે)

धर्मदयेभ्यः धर्मदेशकेभ्यः धर्मनायकेभ्यः
धम्मदयाणं धम्मदेसयाणं धम्मनायगाणं
ધર્મ આપનારને, ધર્મના ઉપદેશકને, ધર્મના નાયકને,
धर्मसारथिभ्यः धर्मवरचातुरन्तचक्रवर्तिभ्यः
धम्मसारहीणं धम्मवरचाउरंतचक्कवट्टीणं । ६ ।
ધર્મના સારથીને, ધર્મમાં શ્રેષ્ઠ ચારે ગતિનો અંત કરનાર ચક્રવર્ત્તીને.

અર્થ—ધર્મના દાતાને, ધર્મના ઉપદેશ કરનારને, ધર્મના નાયકને, ધર્મના સારથીને, ચાર ગતિનો અંત કરનાર ઉત્તમ ધર્મચક્રવર્ત્તીને; ૬

अप्रतिहतवरज्ञानदर्शनधरेभ्यः व्यावृत्तच्छद्मभ्यः,
अप्पडिहयवरनाणदंसणधराणं. वियट्टछउमाणं ।७।
અસ્ખલિત શ્રેષ્ઠ જ્ઞાનદર્શન ધારણ કરનારને. ઘાતીકર્મ રહિતને. ૭.

અર્થ—કોઇથી હણાય નહીં એવા ઉત્તમ જ્ઞાન (કેવળજ્ઞાન) અને દર્શન (કેવળદર્શન) ના ધારણ કરનારને, નિવર્ત્યું છે છદ્મસ્થપણું તેમને; ૭

जिनेभ्यः, जापकेभ्यः, तीर्णेभ्यः, तारकेभ्यः,
जिणाणं जावयाणं तिन्नाणं तारयाणं
જિનોને, જય કરાવનારને, તરેલાને, તારકોને,
बुद्धेभ्यः, बोधकेभ्यः, मुक्तेभ्यः, मोचकेभ्यः ।
बुद्धाणं बोहयाणं मुत्ताणं मोअगाणं । ८ ।
બોધ પામેલાને, બોધ કરનારાને, મુક્તોને, મુકાવનારાઓને,

અર્થ—રાગદ્વેષના જિતનારને ( તથા ) જિતાડનારને, ( સંસારથી ) તરનારને ( તથા ) તારનારને, તત્ત્વના જાણનારને ( તથા ) જણાવનારને, (કર્મથી) મુક્તને (તથા ) મુકાવનારને, ૮

सर्वज्ञेभ्यः, सर्वदर्शिभ्यः, शिव अचलं अरुजं अनन्तं अक्षयं

**सवन्नूणं सव्वदरिसीणं सिवमयलमरुअमणंतमक्खय-**

સર્વજ્ઞને, સર્વદર્શીને, નિરૂપદ્રવ, નિશ્ચળ, રોગરહિત, અનંત, અક્ષય,

अव्याबाधं अपुनरावृत्ति सिद्धिगतिनामधेयं स्थानं

**मव्वाबाह–मपुणरावित्ति सिद्धिगइनामधेयं ठाणं**

અવ્યાબાધ, જ્યાંથી ફરી પાછુ આવવુ નથી એવા, સિદ્ધિગતિ નામના સ્થાનને

संप्राप्तेभ्यः । नमः जिनेभ्यः जितभयेभ्यः ।

**संपत्ताणं । नमोजिणाणं, जियभयाणं । ९ ।**

પામેલાને. નમસ્કારહો જિનોને, ભય જેમણે જીત્યા છે તેઓને.

અર્થ—સર્વજ્ઞને, સર્વદર્શીને, કલ્યાણરુપ, અચળ, રોગરહિત, અનંત, અક્ષય, અવ્યાબાધ, અપુનરાગમન એવી સિદ્ધિ ગતિ છે નામ જેનુ, એવા સ્થાનને પામેલાને, રાગદ્વેષના ક્ષય કરનાર તથા સર્વ ભયના જિતનારને નમસ્કાર હો, ૯

ये च अतीताः सिद्धाः, ये च भविष्यन्ति अनागते काले,

**जे य अईआ सिद्धा, जे अ भविस्संतणागए काले ।**

જે વળી અતીત સિદ્ધો, જે વળી થનારા અનાગત કાળમાં

संप्रति च वर्त्तमानाः, सर्व्वान् त्रिविधेन वन्दे ।
संपइ अ वट्टमाणा, सव्वे तिविहेण वंदामि । १ ।
वर्त्तमानमां वळी वर्त्तता, सर्वने त्रिविधे वांदुं छुं.

**અર્થ**—જેઓ અતીતકાળે સિદ્ધ થયા, જેઓ અનાગત કાળે સિદ્ધ થશે ( અને ) વર્ત્તમાન કાળે વિદ્યમાન એવા સર્વ ( દ્રવ્યજિનો ) ને હું ત્રિવિધે વંદના કરૂં છું. ૧૦

પદ ( ૩૩ ) સંપદા ( ૯ ) ગાથા ( ૧ ) ગુરૂ ( ૩૩ ) લઘુ ( ૨૬૪ ) સર્વવર્ણ ( ૨૯૭ ).

ઇતિ નમુથ્થુણં સૂત્ર. ૧૩.

## अथ जावंति चेइआइं.

यावन्ति चैत्यानि ऊर्ध्वे च अधश्च तिर्यग्लोके च ।
जावंति चेइआइं, उड्ढे अ अहे अ तिरियलोए य ।
જેટલાં ચૈત્યો ઉર્ધ્વ, વળી અધો, વળી તીર્છા લોકમાં છે વળી
सर्वाणि तानि वन्दे इह सन् तत्र सन्ति ( विद्यमानानि )
सव्वाइं ताइं वंदे, इह संतो तत्थ संताइं ।१।
સર્વ તે વાંદું, અહિં છતો ત્યાં રહેલાંને.

**અર્થ**—ઉર્ધ્વલોકને વિષે તથા અધોલોકને વિષે અને

તિર્છા લોકને વિષે જેટલી જિનપ્રતિમાઓ છે, તે સર્વને, હું અહીં છતો, ત્યા છે તેને વદના કરૂ છું ૧ ઇતિ

સપદા ( ૪ ) ગાથા ( ૧ ) પદ ( ૪ ) ગુરૂ ( ૩ ) લઘુ ( ૩૨ ) સર્વવર્ણ ( ૩૫ )

---

## अथ जावंत केवि साहू.

यावन्तः केऽपि साधवः भरतैरावतमहाविदेहेषु च

**जावंत केवि साहू, भरहेरवयमहाविदेहे य ।**

જે કેટલાક સાધુઓ ભરત ઐરવત મહાવિદેહમાં અને

सर्वेभ्य. तेभ्यः प्रणतः [1]त्रिविधेन त्रिदंडविरतेभ्यः

**सव्वेसिं तेसिं पणओ, तिविहेण तिदंडविरयाणं ।१।**

સર્વ તેઓને નમ્યો. ત્રિવિધે. ત્રણ દડથી વિરમેલાને.

અર્થ—(પાચ) ભરત ( પાચ ) ઐરવત અને ( પાચ ) મહાવિદેહ ક્ષેત્ર ને વિષે જેટલા કોઈ સાધુઓ, મન વચન કાયાએ કરીને ત્રણ દડથી નિવર્ત્તલા છે, તેઓ સર્વેને નમ્યો ઇતિ.

પદ ( ૪ ) સંપદા ( ૪ ) ગાથા ( ૧ ) લઘુ ( ૩૭ ) સર્વવર્ણ ( ૩૮ )

---

१ करणकारणानुमतिरूपेण.

तस्य ग्रहरोगमारीदुष्टज्वराः यान्ति उपशमम् ।

**तस्स गहरोगमारी–दुठजरा जंति उवसामं । २ ।**

તેના ગ્રહ, રોગ, મરકી, દુષ્ટ જ્વરો પામે છે શાંતિને.

અર્થ—જે મનુષ્ય નિરંતર (શ્રી પાર્શ્વનાથના નામગર્ભિત) વિષધરસ્ફુલિંગનામના મંત્રને કંઠને વિષે ધારણ કરે છે, તેના (દુષ્ટ) ગ્રહ, રોગ, મરકી (અને) દુષ્ટ જ્વર (તાવ) શાંતપામે છે. ૨

तिष्ठतु दूरे मंत्रः तव प्रणामोऽपि बहुफलो भवति,

**चिठउ दूरे मंतो, तुझ पणामोवि बहुफलो होइ ।**

રહો દૂર મંત્ર, તારો પ્રણામ પણ ઘણા ફળવાળો હોય છે.

नरतिरश्चोरपि जीवा प्राप्नुवन्ति न दुःखदौर्गत्यम् ।

**नरतिरिएसुवि जीवा, पावंति न दुक्खदोगच्चं[1] । ३ ।**

મનુષ્ય તિર્યંચગતિમાં પણ, જીવો પામતા નથી દુઃખદારિદ્રતાને.

અર્થ—(એ) મંત્ર દૂર રહો, તમને નમસ્કાર કરવો તે પણ ઘણું ફળ આપનાર થાયછે. (તે) જીવો મનુષ્ય અને તિર્યંચને વિષે પણ દુઃખ અને દારિદ્ર પામતા નથી. ૩

तव सम्यक्त्वे लब्धे चिन्तामणिकल्पपादपाभ्यधिके

**तुह संमत्ते लद्धे, चिंतामणिकप्पपायवब्भहिए ।**

તારૂં સમ્યક્ત્વ પામ્યે છતે, ચિંતામણિ અને કલ્પવૃક્ષથી અધિક મહિમાવાળું

---

१ दोहग्गं इति पाठान्तरं.

प्राप्नुवन्ति अविघ्नेन जीवा अजरामरं स्थानम् ।

**पावंति अविग्घेणं, जीवा अयरामरं ठाणं. । ४ ।**

પામે છે નિર્વિઘ્નપણે જીવો અજરામર સ્થાનને.

અર્થ— ચિંતામણિ રત્ન અને કલ્પવૃક્ષથી અધિક મહિમાવાળુ એવુ તમારૂ સમ્યગ્દર્શન (સમકિત) પામે છતે, (ભવ્ય) જીવો અજર અમર ( મોક્ષ ) સ્થાનને નિર્વિઘ્નપણે પામેછે ૪

इति संस्तुतः हे ! महायशः । भक्तिभरनिर्भरेण हृदयेन

**इअ संथुअ महायस, भत्तिब्भरनिब्भरेण हियएण ।**

આ રીતે સ્તવેલો હે મહાયશસ્વી ! ભક્તિસમૂહે ભરપૂર હૃદયે કરી

ततः हे देव ! देहि बोधिं भवे भवे हे पार्श्वजिनचन्द्र !

**ता देव दिज्ज बोहिं, भवे भवे पासजिणचंद ।५।**

તે માટે હે દેવ ! આપો બોધિ. ભવોભવમાં, હે પાર્શ્વ જિનચંદ્ર !

અર્થ—હે મહાયશ ! ભક્તિના સમૂહથી પૂર્ણ ભરેલા અંતકરણથી આ સ્તવના કરી, તે કારણથી હે દેવ ! શ્રીપાર્શ્વજિનચંદ્ર ! (મને ) જન્મોજન્મને વિષે બોધિ બીજ ( સમ્યગ્દર્શન ) આપો ૫ ઇતિ

લઘુ ( ૧૫૬ ) સર્વ વર્ણ ( ૧૮૫ ) ગાથા ( ૫ )

# अथ जय वीयराय.

जय वीतराग ! जगद्गुरो ! भवतु मम तव प्रभावतः भगवन् !

**जय वीयराय जगगुरु, होउ ममं तुह पभावओ भयवं ।**

જયવં-હે વીત-જગતના હો, મને તમારા પ્રભાવથી હે ભગવન્ !
તાવર્ત્તો રાગ ! ગુરૂ !

भवनिर्वेदः मार्गानुसारिता इष्टफलसिद्धिः

**भवनिव्वेओ मग्गा-णुसारिया इट्ठफलसिद्धी । १ ।**

સંસારથી વૈરાગ્ય, માર્ગાનુસારિપણું, ઈષ્ટફલની સિદ્ધિ,

અર્થ—હે વીતરાગ ! હે જગતના ગુરૂ ! ( તમે ) જયવંતા વર્તો. હે ભગવંત ! મને તમારા પ્રભાવથી ભવનું ઉદાસપણું, માર્ગાનુસારીપણું (અને) ઈષ્ટ ફળ (શુદ્ધ આત્મધર્મ)ની સિદ્ધિ હોજો.

लोकविरुद्धत्यागः गुरुजनपूजा परार्थकरणं च

**लोगविरुद्धच्चाओ, गुरुजणपूआ परत्थकरणं च ।**

લોકવિરૂદ્ધનો ત્યાગ, ગુરૂજનની પૂજા, પર ઉપગાર અને

शुभगुरुयोगः तद्वचनसेवना आभवम् अखंडा ।

**सुहगुरुजोगो तव्वय-णसेवणा आभवमखंडा[1] । २ ।**

શુભગુરૂનો યોગ, તેના વચનની સેવા, મોક્ષ પ્રાપ્તિ સુધી અખંડ.

અર્થ—લોક વિરૂદ્ધનો ત્યાગ, ( માતપિતાદિ ) ગુરૂજ-

---

૧ આ સૂત્ર પ્રાર્થના સ્વરૂપ છે, પાછળની ગાથા ક્ષેપક છે.

નની પૂજા તથા પરોપકાર કરવાપણુ, શુદ્ધ ગુરૂનો મેલાપ, તેમના વચનનુ અગીકરણ ( તેમર્વ ) જ્યા સુધી મારે ભવ કરવા પડે ત્યા સુધી ( મોક્ષ પ્રાપ્તિ સુધી ) અખડ હોજો ૨

वार्यते यद्यपि निदानवन्धनं वीतराग तव समये

**वारिज्जइ जइवि नियाणबंधणं वीयराय तुह समए ।**

નિવારાય છે જો કે નિયાણુ કરવુ હે વીતરાગ ! તારા આગમમાં

तथापि मम भवतु सेवा भवे भवे तव चरणानाम्

**तहवि मम हुज्ज सेवा, भवे भवे तुम्ह चलणाणं॥३॥**

તો પણ મને હો સેવા, ભવોભવમાં તારા ચરણની.

અર્થ—હે વીતરાગ ! તમારા સિદ્ધાતમા જો કે નિયાણુનુ બાધવુ નિષેધ્યુ છે, તો પણ મને ભવોભવને વિષે તમારા ચરણોની સેવા હોજો ૩

दुःखक्षयः कर्म्मक्षयः समाधिमरण च बोधिलाभश्च

**दुक्खखउ कम्मखउ, समाहिमरणं च बोहिलाभो अ।**

દુખનો નાશ, કર્મનો નાશ, સમાધિ મરણ અને બોધિલાભ અને

संपद्यताम् मम एतत् तव (तुभ्यं) नाथ प्रणामकरणेन ।

**संपज्जउ मह एअं, तुह नाह पणामकरणेणं ॥४॥**

પ્રાપ્તહો મને એ. તને હે નાથ ! પ્રણામ કરવાએ કરી.

અર્થ--હે નાથ ! તમને પ્રણામ કરવાથી, મને દુખનો ક્ષય, કર્મનો ક્ષય, સમાધિ મરણ તથા બોધિનો લાભ, એ (ચાર ) સંપ્રાપ્ત થાઓ ૪

सर्वमंगलमांगल्यं, सर्वकल्याणकारणम् ।
સર્વ મંગલમાં પેહેલું મંગલ, સર્વ કલ્યાણનું કારણ,
प्रधानं सर्वधर्म्माणां, जैनं जयति शासनम् । ५ ।
પ્રધાન સર્વ ધર્મોમાં ( એવું ) જિનેશ્વરનું જયવંતું વર્ત્તે છે. શાસન

અર્થ—સર્વ મંગળીકમાં મંગળીક, સર્વ કલ્યાણનું કારણ ( અને ) સર્વ ધર્મોમાં પ્રધાન ( એવું ) જૈન શાસન જયવંતુ વર્ત્તે છે. ૫ ઇતિ.

સંપદા ( ૨૦ ) ગાથા ( ૫ ) પદ ( ૨૦ ) ગુરૂ ( ૧૯ ) લઘુ ( ૧૭૨ ) સર્વવર્ણ ( ૧૯૧. )

---

## अथ अरिहंतचेइयाणं वा चैत्यस्तवं.

अर्हच्चैत्यानां करोमि कायोत्सर्गं ।
अरिहंतचेइयाणं करेमि काउस्सग्गं । १ ।
અરિહંત ચૈત્ય ( આરાધવા ) કરૂં છું કાઉસગ્ગ

અર્થ—અરિહંતની પ્રતિમાને ( વંદનાદિ અર્થે ) હું કાયોત્સર્ગ કરૂં છું. ઇતિ.

वन्दनप्रत्ययं (निमित्तं), पूजनप्रत्ययं, सत्कारप्रत्ययं,
वंदणवत्तियाए पूअणवत्तियाए सक्कारवत्तियाए
વંદન નિમિત્તે, પૂજન નિમિત્તે, સત્કાર નિમિત્તે,

---

૧ આ સૂત્રવડે સ્થાપનાજિનની સ્તુતિ થાય છે.

सन्मानप्रत्ययं, बोधिलाभप्रत्ययं,

**सम्माणवत्तियाए बोहिलाभवत्तियाए**

સન્માન નિમિત્તે, બોધિની પ્રાપ્તિ નિમિત્તે,

निरुपसर्गप्रत्ययं;

**निरुवसग्गवत्तियाए । २ ।**

ઉપસર્ગ રહિતપણા નિમિત્તે.

અર્થ—વાદવાને નિમિત્તે, પૂજા કરવાને નિમિત્તે, સત્કારને નિમિત્તે, સન્માનને નિમિત્તે, બોધિ લાભને નિમિત્તે ( અને ) ઉપસર્ગરહિત ( મોક્ષ ) સ્થાન પામવા નિમિત્તે, ૨

श्रद्धया, मेधया, धृत्या, धारणया, अनुप्रेक्षया,

**सद्धाए मेहाए धिइए धारणाए अणुप्पेहाए ।**

શ્રદ્ધાએ બુદ્ધિએ ધીરજે ધારણાએ વિચારણાએ

वर्द्धमानया, करोमि कायोत्सर्गम् ।

**वड्ढमाणीए ठामि काउस्सग्गं ॥ ३ ॥**

વર્ધમાનપણે કરૂ છું કાઉસગ્ગ

અર્થ—વૃદ્ધિ પામતી શ્રદ્ધાથી, નિર્મળ બુદ્ધિપૂર્વક, ચિત્તની સ્થિરતાએ, ધારણા પૂર્વક, અને વાર વાર વિચારણા પૂર્વક, હું કાયોત્સર્ગ કરૂ છુ ૩ ( વૃદ્ધિ પામતી એ પદ શ્રદ્ધાદિ પાચ સાથે જોડવુ.)

સ પદા (૩) પદ (૧૫) ગુરૂ (૧૬) લઘુ (૭૩) સર્વવર્ણ (

# [1]कल्लाणकंदंनी स्तुतिः

कल्याणकंदं प्रथमं जिनेन्द्रं शांतिं ततः नेमिजिनं मुनींद्रं

**कल्लाणकंदं पढमं जिणिंदं, संतिं तओ नेमिजिणं मुणिंदं**

કલ્યાણના મૂળ શ્રી પ્રથમ જીનેંદ્રને, શ્રી શાંતિનાથને તથા નેમિ જિનને, મુનિના ઇંદ્ર

पार्श्वं प्रकाशकं सुगुणैकस्थानं भक्त्या वंदे श्रीवर्द्धमानम्

**पासं पयासं सुगुणिक्कठाणं, भत्तीइ वंदे सिरि वद्धमाणं**

પાર્શ્વના- પ્રકાશ- સારા ગુણોનું ભક્તિવડે વાંદુ શ્રી વર્દ્ધમાન સ્વાથને કરનારા, એકસ્થાન છું. મિને

**અર્થ**—કલ્યાણના મૂળ શ્રી પ્રથમ જિનેંદ્રને, શ્રી શાંતિનાથને તથા મુનિઓના ઇંદ્ર શ્રી નેમિજિનને ( ત્રણ ભુવનને ) પ્રકાશ કરનારા (અને) સારા ગુણોના એક સ્થાનક શ્રીપાર્શ્વનાથને ( તથા ) શ્રી વર્દ્ધમાનસ્વામીને હું ભક્તિપૂર્વક વાંદું છું. ૧

अपारसंसारसमुद्रपारं प्राप्ताः शिवं ददतु शुच्येकसारं

**अपारसंसारसमुद्दपारं—पत्ता सिवं दिंतु सुइक्कसारं ।**

અપાર સંસારરૂપ સમુદ્રના- પારને પામેલા, મોક્ષ આપો. પવિત્ર વસ્તુને વિશે એક સારરૂપ

---

૧ દરેક થોઇ જોડામાં પહેલી સ્તુતિ અમુક તીર્થંકર અગર તીર્થંકરોની હોય, બીજી સર્વ જિનોની, ત્રીજી જ્ઞાન અગર સિદ્ધાંતની અને ચોથી શાસનના અધિષ્ઠાયક યક્ષ યક્ષણીની હોય છે.

सर्व्वे जिनेंद्राः सुरवृंदवंद्याः कल्याणवल्लीनाम् विशालकंदाः

**सव्वे जिणिंदा सुरविंदवंदा, कल्लाणवल्लीण विसालकंदा २**

બધા જિનેંદ્રો દેવતાના સમૂહથી કલ્યાણરૂપ વેલ- વિશાળ મૂળરૂપ
વંદાયેલા ડીના

અર્થ—નથી છેડો જેનો એવા સંસાર રૂપ સમુદ્રના પારને પામેલા (તથા) દેવતાઓના સમૂહથી વંદાએલા (અને) કલ્યાણ રૂપ વેલના વિશાળ મૂળ એવા સર્વ જિનેંદ્રો, સર્વ પવિત્ર વસ્તુઓને વિષે સારરૂપ એવુ મોક્ષ (મને) આપો ૨

निर्व्वाणमार्गे वरयानकल्पं प्रणाशिताशेषकुवादिदर्प्पं

**निव्वाणमग्गे वरजाणकप्पं, पणासियासेसकुवाइदप्पं।**

મોક્ષમાર્ગને વિષે ઉત્તમ રથસમાન, નાશ કર્યો છે સમસ્ત કુવા-
દિઓનો અહંકાર જેણે

मतं जिनानां शरणं बुधानां नमामि नित्यं त्रिजगत्प्रधानम्

**मयं जिणाणं सरणं बुहाणं, नमामि निच्चं तिजगप्पहाणं**

મતને જીનેશ્વરોના શરણ- તત્વવે-નમું છું. નિરંતર ત્રણ જગતને
ભૂત ત્તાઓને વિષે પ્રધાન

અર્થ—મોક્ષમાર્ગને વિષે પ્રધાન રથ સમાન (અને) સમસ્ત કુવાદિયોના અહંકારને નાશ કરનાર, તત્ત્વવેત્તાઓને આધારભૂત (અને) ત્રણ જગતને વિષે પ્રધાન એવા જિનેશ્વરોના મતને હુ નિરંતર નમસ્કાર કરૂં છુ ૩

कुंदेंदुगोक्षीरतुषारवर्णा सरोजहस्ता कमले निषण्णा

**कुंदिंदुगोक्खीरतुसारवन्ना, सरोजहत्था कमले निसन्ना**

મચકુંદના ફુલ, ચંદ્રમા, ગાયનુ - હાથમા કમળવાળી, કમળમાં બેઠેલી,
દુધઅને હિમના સરખાવર્ણવાળી,

वागिश्वरी पुस्तकव्यग्रहस्ता सुखाय सा नः सदा प्रशस्ता

वाएसिरि पुत्थयवग्गहत्था,सुहाय सा अम्ह सया पसत्था

શ્રુતદેવી પુસ્તકવડે વ્યગ્રહસ્ત- સુખને તે અમને નિરંતર પ્રશસ્ત
વાળી માટે

અર્થ—મચકુંદના પુલ, ચંદ્રમા, ગાયનું દુધ ( અને ) હિમ એ ( ચાર ) ના વર્ણ જેવો રંગ છે જેનો, હાથમાં કમલ વાળી, કમલને વિષે બેઠેલી, પુસ્તકનો સમૂહ જેના હાથમાં છે અથવા પુસ્તકવડે ભરેલ (વ્યગ્ર) છે હસ્ત જેનો એવી; તથા ઉત્તમ એવી તે શ્રુતદેવી, નિરંતર અમને સુખને અર્થે થાઓ. ૪ ઇતિ સ્તુતિ.

---

## ॥ अथ संसारदावानी स्तुति॥[1]

### इंद्रवज्राछंद.

संसारदावानलदाहनीरं, संमोहधूलीहरणे समीरं ॥

સંસારરૂપી દાવાનળના તાપ- અજ્ઞાનરૂપ ધૂળને હ- પવન સમાન
ને ઓલવવા પાણી સમાન, રણ કરવામાં

---

૧ આ સ્તુતિ શ્રી હરિભદ્રસૂરિએ રચી છે. તે સમ સસ્કૃત ભાષામાં છે.

**गायारसादारणसारसीरं, नमामि वीरं गिरिसारधीरम्**

કપટરૂપ પૃથ્વીને ખોદવાને તીક્ષ્ણ હળ સમાન    નમુઙુ. વીરપ્રભુને, મેરૂ પર્વત જેવા ધીરજવાળા,

અર્થ—સંસાર રૂપી દાવાનળના તાપને ઓલવવાને પાણી સમાન, અજ્ઞાનરૂપ ધૂળને હરણ કરવાને પવન સમાન, કપટ રૂપી પૃથ્વીને ખોદવાને તીક્ષ્ણ હળ સમાન અને મેરૂપર્વતની જેવા ધૈર્યતાવાળા એવા વીરપ્રભુને હુ નમસ્કાર કરૂ છુ ૧

## वसंततिलकावृत्तम्.

**भावावनामसुरदानवमानवेन,–**

ભાવવડે નમેલા દેવ, દાનવ અને મનુષ્યના સ્વામી–

**चूलाविलोलकमलावलिमालितानि ॥**

તેના મુગટ ઉપરના દેદીપ્યમાન કમળની શ્રેણીઓવડે પૂજાયેલા.

**संपूरिताभिनतलोकसमीहितानि,**

રૂડે પ્રકારે પૂર્યા છે ભક્તજનોના વાન્છિતાર્થ જેણે

**कामं नमामि जिनराजपदानि तानि ॥२॥**

અત્યંત નમુંછું. જિનેશ્વરના ચરણોને તે

અર્થ—ભાવ પૂર્વક નમસ્કાર કર્યો છે જેણે એવા દેવ, દાનવ અને મનુષ્યના સ્વામી તેના મસ્તકને વિષે રહેલા મુગટ ઉપરના દેદીપ્યમાન કમલોની શ્રેણિઓવડે જે પૂજાયેલા છે તથા

સમ્યક્‌રીતે પૂર્ણ કર્યા છે નમસ્કાર કરનારા લોકોના મનોવાંછિત જેણે, એવા જિનેશ્વર ભગવાનના તે ચરણો પ્રત્યે હું સ્વેચ્છાએ નમસ્કાર કરૂં છું.

## मंदाक्रांतावृत्तम्.

**बोधागाधं सुपदपदवीनीरपूराभिरामं,**

જ્ઞાનવડેગંભીર, સુંદરપદની રચનારૂપ પાણીના પૂરવડે મનોહર,

**जीवाहिंसाविरललहरीसंगमागाहदेहम् ॥**

જીવદયારૂપ આંતરા રહિત તરંગોના પરસ્પર મળવા થકી અગાધ છે દેહ જેનું;

**चूलावेलं गुरुगममणीसंकुलं दूरपारं,**

ચૂલિકારૂપી વેલો છે જેમાં, મોટા આલાવારૂપી રત્નોથી ભરેલો, દૂર છે કાંઠો જેનો.

**सारं वीरागमजलनिधिं सादरं साधु सेवे ॥ २ ॥**

પ્રધાન, વીર ભગવાનના આગમરૂપી સમુદ્રને આદરવડે રૂડે પ્રકારે સેવું છું.

**અર્થ**—ગંભીર છે જ્ઞાન જેને વિષે તથા સુંદર પદોની રચના રૂપ પાણીના સમૂહે કરી મનોહર, તથા જીવોની રક્ષારૂપ, આંતરારહિત તરંગોના પરસ્પર મળવા થકી અગાધ છે દેહસ્વરૂપ જેનું, વળી સિદ્ધાંતોની ચૂલિકારૂપી વેલો છે જેને વિષે તથા મોટા એવા સરખા પાઠરૂપ રત્નોથી ભરેલો, અત્યંત દૂર છે

કંઠોતે જેનો એવા તથા પ્રધાન એવા શ્રી વીર પરમાત્માના આગમ-રૂપ સમુદ્રને આદરસહિત સમ્યક્ પ્રકારે હું સેવું છું. ૩

## स्रग्धरावृत्तम्.

आमूलालोलधूलीबहुलपरिमलालीढलोलालिमाला,–
મૂળ સુધી ડોલતું, મકરંદના સુગંધી કણીયાની અત્યંત સુગંધને
વિષે આસક્ત ચપલ ભ્રમરની શ્રેણિના–

झंकारारावसारामलदलकमलागारभूमीनिवासे ॥
ગુંજાર શબ્દોએ શોભતું વળી નિર્મળ પાંદડાવાળું કમળ તેની
ઉપર ભુવનના મધ્ય ભાગની ભૂમિમાં નિવાસ કરનારી.

छायासंभारसारे वरकमलकरे तारहाराभिरामे
કાંતિના સમૂહવડે સુશોભિત | સુંદર કમળ છે હાથને વિષે એવી | દેદીપ્યમાન હારવડે મનોહર

वाणीसंदोहदेहे भवविरहवरं देहि मे देवि सारम्॥४॥
વાણીના સમૂહરૂપી શરીર છે જેનું | મોક્ષરૂપી વરદાન | આપ મને હે દેવી ! - પ્રધાન

અર્થ—મૂળસુધી ડોલતું તથા મકરંદના સુગંધી કણીઆની અત્યંત સુગંધને વિષે આસક્ત એવા ચપલ ભમરાઓની શ્રેણિના ગુંજારના શબ્દોએ કરીને શોભતું એવું, વળી નિર્મળ પાંદડાવાળું એવું કમલ તેની ઉપર ભુવનના મધ્યભાગની ભૂમિને વિષે નિવાસ છે જેનો એવી, તથા કાંતિના સમૂહવડે

સુશોભિત એવી; તથા સુંદર કમળ છે જેના હાથને વિષે એવી; તથા દેદીપ્યમાન હારે કરી મનોહર એવી; દ્વાદશાંગીરૂપ વાણીના સમૂહરૂપી શરીર છે જેનું એવી; હે શ્રુતદેવિ ! મને પ્રધાન મોક્ષરૂપી વરદાન આપો ! ૪

ગાથા (૪) પદ (૧૬) સંપદા (૧૬) સર્વ (લઘુ) વર્ણ (૨૫૨)

---

# अथ पुख्खरवरदी वा श्रुतस्तवं[1] सूत्रम्

## आर्यागीति.

पुष्करवरद्वीपार्धे धातकीखंडे च जंबूद्वीपे च

**पुरकरवरदीवड्ढे, धायइसंके अ जंबुदीवे अ**

અર્ધ પુષ્કરવરદ્વીપમાં ધાતકીખંડમાં અને જંબુદ્વીપમાં અને

भरतैरावतविदेहेषु धर्मादिकरान् नमस्यामि

**भरहेरवयविदेहे, धम्माइगरे नमंसामि ॥ १ ॥**

**ભરત ઐરવત અને ધર્મની આદિ નમસ્કાર કરૂં છું.**
**મહાવિદેહમાં કરનારાને**

**અર્થ**—પુષ્કરવર નામના દ્વીપના અર્ધ ભાગમાં ધાતકી ખંડમાં તથા જંબુદ્વીપમાં—પાંચ ભરત, પાંચ ઐરવત અને

---

૧ આ સૂત્રવડે સિદ્ધાંતની સ્તુતિ કરી છે તેથી શ્રુતસ્તવ, પહેલી ગાથાવડે ભાવ અરિહંતની સ્તુતિ કરી છે અને પાછળની ત્રણ ગાથાવડે શ્રુતની સ્તુતિ કરી છે.

પાચ મહાવિદેહ મધ્યેના ધર્મની આદિના કરનારને હુ નમસ્કાર કરૂ છુ ૧

तमस्तिमिरपटलविध्वंसनं सुरगणनरेंद्रमहितम्

**तमतिमिरपडलविद्धं-सणस्स सुरगणनरिंदमहियस्स।**

અજ્ઞાનરૂપ અધકારના સમૂહને નાશ કરનાર દેવતાના સમૂહ અને મનુષ્યના ઇંદ્રોથી પૂજીત

सीमाधरं वंदे प्रस्फोटितमोहजालम्

**सीमाधरस्स वंदे, पप्फोडीअमोहजालस्स॥ २॥**

(આત્માને) મર્યાદામાં રાખનારને વાદુ છુ. તોડી નાખી છે મોહજાળ જેણે એવા

અર્થ—અજ્ઞાનરૂપી અધકારના સમૂહનો નાશ કરનાર તથા દેવતાના સમૂહ અને મનુષ્યના ઇંદ્રોથી પૂજીત વળી (આત્માને) મર્યાદામા રાખનાર અને મોહરૂપી જાળને ત્રોડી નાખનાર એવા (સિદ્ધાતને) હુ વાદુ છુ, ૨

## वसंततिलका.

जातिजरामरणशोकप्रणाशनस्य

**जाईजरामरणसोगपणासणस्स,**

જન્મ, ઘડપણ, મરણ અને શોકનો અતિશયે નાશ કરનાર

कल्याणपुष्कलविशालसुखावहस्य

**कल्लाणपुक्खलविसालसुहावहस्स।**

કલ્યાણ અને સપૂર્ણ વિશાળ (મોક્ષ) સુખને આપનાર

को देवदानवनरेंद्रगणार्चितस्य

को देवदाणवनरिंदगणच्चिअस्स,

કોણ, દેવદાનવ અને મનુષ્યના ઇંદ્રોથી પૂજીત

धर्म्मस्य सार-मुपलभ्य कुर्यात् प्रमादं

धम्मस्स सारमुवलप्भ करे पमायं ॥ ३ ॥

શ્રુતધર્મના સારને પામીને કરે ? પ્રમાદ

અર્થ—જન્મ, જરા, મૃત્યુ અને શોકનો અતિશયે કરીને નાશ કરનાર, કલ્યાણ અને સંપૂર્ણ વિશાળ એવા મોક્ષના સુખને આપનાર, દેવ દાનવ અને મનુષ્યના ઇંદ્રોના સમૂહથી પૂજીત, એવો શ્રુતધર્મનો સાર પામીને કોણ પ્રમાદ કરે ? ૩

## शार्दूलविक्रीडितवृत्तम्

सिद्धाय भो प्रयतः नमो जिनमताय नंदिः सदा संयमे

सिद्धे भो पयओ णमो जिणमए नंदी सया संजमे,

(નય પ્રમાણથી) સિદ્ધ, હે, આદરવડે, નમસ્કાર કરૂં છું. જિનમ-
તને, વૃદ્ધિ, નિરંતર, ચારિત્ર ધર્મને વિષે

देवनागसुवर्णकिन्नरगणसद्भूतभावार्चिताय

देवंनागसुवन्नकिन्नरगण-स्सब्भूअभावच्चिए ।

વૈમાનિક, ભવનપતિ, જ્યોતિષી અને વ્યંતર દેવોના સમૂહથી
સત્ય ભાવે પૂજાયેલ

श्लोको यत्र प्रतिष्ठितः जगदिदं त्रैलोक्यमर्त्यासुरं

**लोगो जत्थ पइठ्ठिअं जगमिणं तेलुक्कमच्चासुरं,**

ત્રણ કાળ સંબંધિજ્ઞાન જેમા રહેલુ છે આ જગત મનુષ્ય ભવનપતિ આદિ ત્રણ લોકરૂપ

धर्म्मो वर्द्धतां शाश्वतः विजयतः (विजयेन) धर्म्मोत्तरं वर्द्धतां.

**धम्मो वड्ढउ सासअं विजयअं धम्मुत्तरं वड्ढउ ॥४॥**

શ્રુતધર્મ વૃદ્ધિ પામો,શાશ્વતો,વિજયવંત, ચારિત્ર ધર્મની વૃદ્ધિ થાઓ (વિજયવડે)

श्रुतस्य भगवतः करोमि कायोत्सर्गं वंदनमत्ययं इत्यादि

**सुअस्स भगवअं करेमि काउस्सग्गं वंदणवत्तियाए॰**

શ્રુત ધર્મને, પવિત્ર, કરૂંછું. કાઉસ્સગ્ગ વંદન ફલ નિમિત્તે (આરાધવાને)

અર્થ—હે ,જ્ઞાનવંતલોકો ! ( સર્વનય પ્રમાણુથી ) સિદ્ધ એવા જિનમત ( સિદ્ધાંત ) ને હુ આદરસહિત નમસ્કાર કરૂં છું તે જિનમતના પ્રસાદથી મને ચારિત્ર ધર્મને વિષે નિરંતર વૃદ્ધિ થાઓ તે ચારિત્રધર્મ, વૈમાનિક દેવો, ભવનપતિ દેવો, જ્યોતિષી દેવો અને વ્યંતર દેવોના સમૂહથી સત્ય ભાવે કરીને પૂજાએલો છે. વળી જે જિનમતને વિષે ત્રણકાળનુ જ્ઞાન તથા ત્રણલોક સંબંધી અર્થાત્ મનુષ્ય, ભવનપતિ પ્રમુખ સર્વ દેવતા અને ઉપલક્ષણથી તિર્યંચ અને નારકી એ સર્વ લોકરૂપ આ જગતનું જ્ઞાન પ્રતિષ્ઠ્યુ છે, એવો સિદ્ધાંતરૂપ શ્રુતધર્મ વૃદ્ધિ પામો ! તે

શ્રુતધર્મ શાસ્વતો તથા વિજયવંત છે. તે શ્રુતધર્મ ચારિત્રધર્મનું પ્રધાનપણું થાય તેમ વૃદ્ધિ પામો. ૪ હે ભગવંત! તે પવિત્ર શ્રુતધર્મને આરાધવા હું કાઉસ્સગ્ગ કરૂં છું. વંદન નિમિત્તે વિગેરે૦

પદ (૧૬) સંપદા (૧૬) ગાથા (૪) ગુરૂ (૩૪) લઘુ (૧૮૨) સર્વવર્ણ (૨૧૬).

ઇતિ શ્રુતસ્તવ સૂત્ર.

---

# [1]अथ सिद्धाणं बुद्धाणं वा सिद्धस्तव सूत्रम्

सिद्धेभ्यो बुद्धेभ्यः पारगतेभ्यः परंपरागतेभ्यः

**[2]सिद्धाणं बुद्धाणं, पारगयाणं परंपरगयाणं ।**

સિદ્ધોને બુદ્ધોને સંસાર સમુદ્રના પાર પામેલાને ગુણસ્થાનના ક્રમે મોક્ષ પામેલાને

---

૧ આ સૂત્રવડે સિદ્ધ ભગવંતોની સ્તુતિ કરેલ છે તેથી સિદ્ધસ્તવ. પહેલી ગાથાવડે સકળ સિદ્ધોને, બીજી અને ત્રીજી ગાથાવડે તીર્થાધિપ શાસનનાયક વીરજિનને, ચોથી ગાથાવડે ગિરિનાર પર્વત ઉપર રહેલા નેમિનાથને અને પાંચમી ગાથાવડે અષ્ટાપદ પર્વત ઉપર રહેલા ચોવિશ તીર્થંકરોને સ્તવ્યા છે. તથા એ ગાથાવડે જુદી જુદી રીતે વંદના કરેલ છે, તે જાણવાની ઇચ્છાવાળાએ ચૈત્યવંદન ભાષ્યનો અર્થ જોવો.

२ चतुर्थी स्थाने षष्ठी प्राकृतत्वात्.

लोकाग्रमुपगतेभ्यो नमः सदा सर्वसिद्धेभ्यः

**लोअग्गमुवगयाणं, नमो सया सव्वसिद्धाणं॥ १ ॥**

લોકના અગ્રભાગને નમસ્કાર નિરંતર સર્વ સિદ્ધ ભગવતોને
પામેલાને હો

અર્થ—સિદ્ધને, બુદ્ધને, સંસાર સમુદ્રના પાર પામેલાને, ગુણ સ્થાનકના ક્રમે ચડી મોક્ષે પહોચેલાને, લોકના અગ્રભાગને પામેલાને એવા સર્વ સિદ્ધોને હું નિરંતર નમસ્કાર કરૂં છું ૧

यो देवानामपि देवः य देवाः प्राजलयो नमस्यंति

**जो देवाणवि देवो, जं देवा पंजली नमंसंति ।**

જે દેવતાઓના પણ દેવ જેને દેવતા હાથજોડીને નમસ્કાર કરે છે
(છે ને) ઓ

त देवदेवमहिर्तं शिरसा वदे महावीरम्

**तं देवदेवमहिअं, सिरसा वंदे महावीरं ॥ २ ॥**

તે દેવના દેવ (ઇંદ્ર) થી મસ્તકવડે વાંદુછું. મહાવીર સ્વામીને
પૂજાયેલા,

અર્થ—જે દેવોના પણ દેવ છે, જેને દેવતાઓ હાથ જોડીને નમસ્કાર કરે છે, વળી દેવોના દેવ (ઇંદ્ર) થી જે પૂજાયેલા છે તે મહાવીર સ્વામીને મસ્તકે કરીને હું વાંદુ છું ૨

एकोपि नमस्कारो जिनवरवृपभाय वर्द्धमानाय (क्रियमाणः)

**इक्कोवि नमुक्कारो, जिणवरवसहस्स वद्धमाणस्स ।**

એક પણ નમસ્કાર, જિનવરમાં વૃષભતુલ્ય વર્દ્ધમાનસ્વામીને
(કરેલો)

संसारसागरात् तारयति नरं वा नारीं वा

**संसारसागराउ, तारेइ नरं व नारिं वा ॥ ३ ॥**

સંસાર સાગર થકી, તારે છે, પુરૂષ વળી સ્ત્રી અથવા નપુંસકને

**અર્થ**—એકપણ નમસ્કાર, જિનવરમાં વૃષભ સમાન એવા વર્દ્ધમાન સ્વામીને (કરવામાં આવ્યો હોય તે) સંસાર સમુદ્રથી પુરૂષ, વળી સ્ત્રી વા (કૃત્રિમ) નપુંસકને પણ તારે છે. ૩

उज्जयंतशैलशिखरे दिक्षा ज्ञानं नैषेधिकी यस्य

**उर्जितसेलसिहरे, दिक्खा नाणं निसीहिआ जस्स ।**

ગિરિનાર પર્વતના શિખરઉપર, દીક્ષા, જ્ઞાન, મોક્ષ કલ્યાણક, જેના

तं धर्म्मचक्रवर्तिनम् अरिष्टनेमिं नमस्यामि

**तं धम्मचक्कवट्टीं, अरिट्ठनेमिं नमंसामि ॥ ४ ॥**

તે ધર્મ ચક્રવર્તી શ્રીઅરિષ્ટનેમિને નમસ્કાર કરૂંછું.

**અર્થ**—ગિરિનાર પર્વતના શિખર ઉપર જેના દીક્ષા, જ્ઞાન અને મોક્ષ કલ્યાણક થયાં છે, તે ધર્મ ચક્રવર્ત્તી શ્રી અરિષ્ટનેમિને હું નમસ્કાર કરૂંછું. ૪

चत्वारः अष्ट दश द्वौ च वंदिता जिनवराः चतुर्विंशतिः

**चत्तारि अठ्ठ दस दो, अ वंदिआ जिणवरा चउव्वीसं ।**

ચાર આઠ દશ બે અને વંદાયેલા છે જિનેશ્વરો ચોવિશ

परमार्थनिष्ठितार्थाः सिद्धाः सिद्धिं मम ददतु

**परमठ्ठनिठ्ठिअठ्ठा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥५॥**

પરમાર્થથી કૃતકૃત્યથયેલા સિદ્ધભગ- મોક્ષ મને આપો.

વંતો

**અર્થ**—ચાર, આઠ, દશ અને બે એવા ચોવીશ જિનવરો જે ( ઇંદ્રાદિથી ) વંદાયેલા છે, વળી પરમાર્થથી જેઓ કૃતકૃત્ય થયા છે, જેઓ સિદ્ધ થયા છે, તે મને મોક્ષ આપો ૫ ૫૬ (૨૦) સંપદા (૨૦) ગાથા (૫) ગુરૂ (૨૫) લઘુ (૧૫૧) સર્વ વર્ણ (૧૭૬)

ઇતિ સિદ્ધસ્તવ સૂત્ર.

---

## ॥ अथ वेआवच्चगराणं सूत्रम् ॥

वैयावृत्यकरेषु शांतिकरेषु सम्यग्दृष्टिसमाधिकरेषु

**वेआवच्चगराणं संतिगराणं सम्मद्दिट्ठिसमाहिगराणं**

વૈયાવચ્ચ કરનારા, શાંતિ કરનારા, સમ્યગ્ દ્રષ્ટિ જીવોને સમાધિ (શ્રી જિનશાસનની) કરનારા, દેવો આશ્રીને

करोमि कायोत्सर्गम्

**करेमि काउस्सग्गं अन्नत्थ०**

કરૂંછુ. કાઉસગ્ગ

**અર્થ**—શ્રી જિનશાસનની વૈયાવચ્ચના કરનાર, શાંતિના કરનાર અને સમ્યગ્દ્રષ્ટિ જીવોને સમાધિના કરનાર દેવોને ( સંભારવા નિમિત્તે ) આશ્રીને, હું કાઉસ્સગ્ગ કરૂં છું ઇતિ

## अथ भगवानादि वंदन.

**[1]भगवान्हं आचार्यहं उपाध्यायहं सर्वसाधुहं**

ભગવાન ( ધર્માચાર્ય )ને, આચાર્યને, ઉપાધ્યાયને, સર્વ મુનિરાજને ( વાંદુછું. )

---

૧ અહી સર્વત્ર હં મુકેલ છે તે ષષ્ઠી વિભક્તિનો નિપાત છે.

## ॥ अथ प्रतिक्रमणस्थापन सूत्रम् ॥

इच्छाकारेण संदिसह भगवन्! देवसिअ पडिक्कमणे ठाउं? इच्छं.

सर्वस्यापि दैवसिकस्य दुश्चिंतितस्य दुर्भाषितस्य

**सव्वस्सवि देवसिअ, दुच्चिंतिअ दुब्भासिअ**

સર્વે પણ દિવસ સંબંધીનું દુષ્ટ ચિંતવનનું, દુષ્ટ ભાષણનું;

दुश्चेष्टितस्य मिथ्या (मिथ्या करोमि) मम दुष्कृतं

**दुच्चिट्ठिअ मिच्छामि दुक्कडं**

દુષ્ટ ચેષ્ટાનું ફોગટ કરૂં છું. મારા દુષ્કૃતને

**અર્થ**—સર્વે પણ દિવસ સંબંધીનું દુષ્કૃત (અતિચાર) દુષ્ટ ચિંતવન કરવાથી, દુષ્ટ ભાષણ કરવાથી, દુષ્ટ ચેષ્ટા કરવાથી લાગ્યું હોય તે મારૂં પાપ મિથ્યા થાઓ!

## ॥ अथ इच्छामि ठामि सूत्रम् ॥

इच्छामि (कायोत्सर्गं कर्तुं) स्थापयामि कायोत्सर्गम्

**इच्छामि ठामि काउस्सग्गं**

ઈચ્છું છું. (કાઉસ્સગ્ગ કરવા) કરૂં છું. કાઉસ્સગ્ગ

**અર્થ**—હું કાઉસ્સગ્ગ કરવા ઈચ્છું છું, કાઉસ્સગ્ગ કરૂં છું.

यो मया दैवसिको ऽतिचारः

**जो मे देवसिओ अइयारो**

જે મેં દિવસ સંબંધી અતિચાર

कृतः कायिको वाचिको मानसिकः
**कओ काइओ वाइओ माणसिओ**
કર્યો. કાયા સબંધી વચન સંબધી મન સંબંધી

અર્થ—જે મે દિવસ સબધી અતિચાર કર્યો હોય, જેમ કે-કાયાસબંધી, વચન સબધી, મન સબધી,

उत्सूत्रः उन्मार्गः अकल्पो ऽकरणीयः
**उस्सुत्तो उम्मग्गो अकप्पो अकरणिज्जो**
ઉત્સૂત્ર ભાષણ, ઉન્માર્ગ સેવન, અકલ્પ્ય, અકરણીય આચરણ

दुर्ध्यातः दुर्विचिंतितो ऽनाचारो ऽनेष्टव्यः
**दुज्झाओ दुव्विचिंतिओ अणायारो अणिच्छिअव्वो**
દુર્ધ્યાનથી, દુષ્ટ ચિંતવનથી, અનાચારથી, નહિ ઇચ્છવા યોગ્ય ઇચ્છવાથી

अश्रावकप्रायोग्यः
**असावगपाउग्गो**
શ્રાવકને અનુચિત કરવાથી

અર્થ—જિનાગમથી વિરૂદ્ધ બોલવાથી, ઉન્માર્ગને સેવવાથી ઉત્પન્ન થયો જે અકલ્પ્ય અર્થાત્ ચરણ વ્યાપારથી રહિત તે અકલ્પ્યપણાથી ઉત્પન્ન થયો જે અકરણિય-નહિ કરવા યોગ્ય, તે કરવે કરીને,

( ઉપરના અતિચાર કાયા અને વચન સંબધીના કહ્યા

હવે મન સંબંધી અતિચારનું સ્વરૂપ કહે છે. )

દુર્ધ્યાન ધ્યાવવાથી (અને તેથીજ) દુષ્ટચિંતવન કરવાવડે કરીને અનાચાર (જેથી વ્રતાદિકનો સર્વથા ભંગ થાય,) તેથી જે કે ઇચ્છવા યોગ્ય નથી અને શ્રાવકને ઉચિત નથી તેવું અનુચિત કરવાથી થયેલા અતિચાર-

શાને વિષે લગાડ્યા હોય તે કહે છે.

ज्ञाने दर्शने चारित्राचारित्रे श्रुते सामायिके

**नाणे दंसणे चरित्ताचरित्ते सूए सामाइए**

જ્ઞાનને વિષે દર્શનને વિષે દેશવિરતિ શ્રાવક ધર્મને વિષે સૂત્રને વિષે સામાયિકને વિષે

(भेदेनाह) तिसृणां गुप्तीनां चतुर्णां कषायाणां पंचानामनुव्रतानां

**तिण्हं गुत्तीणं चउण्हं कसायाणं पंचण्हमणुव्वयाणं**

ત્રણ ગુપ્તિનાં, ચાર કષાયોનાં, પાંચ અનુવ્રતોનાં

त्रयाणां गुणव्रतानां चतुर्णां शिक्षाव्रतानां

**तिण्हं गुणव्वयाणं चउण्हं सिक्खावयाणं**

ત્રણ ગુણ વ્રતોનાં, ચાર શિક્ષા વ્રતોનાં

(सर्व मीलने) द्वादशविधस्य श्रावकधर्मस्य यत् खंडितं

**बारसविहस्स सावगधम्मस्स जं खंडिअं**

(સર્વ મળી) બાર પ્રકારના શ્રાવક ધર્મનું જે દેશથકી ખંડિત કર્યું.

यद् विराधितं तस्य मिथ्या मे दुष्कृतं
**जं विराहिअं तस्स मिच्छामि दुक्कडं**
જે સર્વથકી ભાગ્યું તે મિથ્યા કરૂં છું. મારૂં દુષ્કૃત.

અર્થ—જ્ઞાનનેવિષે, દર્શનને વિષે, દેશવિરતિરૂપ શ્રાવક ધર્મને વિષે, શ્રુત સિદ્ધાતને વિષે, સામાયિકને વિષે, ત્રણ ગુપ્તિને વિષે, ચાર કષાયે કરી, પાચ અણુવ્રત મધ્યેથી, ત્રણ ગુણવ્રત મધ્યેથી અને ચાર શિક્ષાવ્રતમધ્યેથી ( અર્થાત ) બાર પ્રકારના વ્રત રૂપ જે શ્રાવક ધર્મ તે માહેથી જે દેશ થકી ખડ્યુ હોય તથા જે સર્વથકી વિરાધ્યુ હોય, તે મારૂ પાપ નિષ્ફલ થાઓ।

ગુરૂ (૨૯) લઘુ (૧૩૮) સર્વ વર્ણ (૧૬૭)

ઇતિ ઇચ્છામિ ઠામિ દેવસિઅં આલોઉ સૂત્ર.[1]

## ॥ अथ अतिचारगाथाः ॥

ज्ञाने दर्शने च चरणे तपसि तथा च वीर्ये
**नाणंमि दंसणंमि अ,चरणंमि तवंमि तह य वीरियंमि।**
જ્ઞાનને વિષે,દર્શનને વિષે અને ચારિત્રને તપને તેમજ વીર્યને વિષે
વિષે વિષે

૧ આ સુત્રવડે દિવસ સબંધી મન વચન કાયાવડે શ્રાવક ધર્મને વિષે કરેલા પાપની આલોચના થાય છે, માટે બોલતી વખત ઉપયોગ રાખીને પોતે આખા દિવસમાં જે જે પાપાચરણ કર્યા હોય તે તે યાદ લાવીને શુદ્ધ અતઃકરણથી પશ્ચાતાપ કરવો.

आचरणं आचारः इति एषः पंचधा भणितः

**आयरणं आयारो, इअ एसो पंचहा भणिउ ॥ १ ॥**

આચરણ આચાર, એ પ્રકારે આ પ્ર- પાંચ પ્રકારે કહ્યો છે.
માણે

**અર્થ**—જ્ઞાનને વિષે, દર્શનને વિષે, ચારિત્રને વિષે, તપને વિષે તેમજ વીર્યને વિષે જે આચરણ તે આચાર કહેવાય. એ પાંચ આચાર આ પ્રમાણે કહ્યો છે. ૧

काले विनये बहुमाने उपधाने तथा अनिह्नवने

**काले विणए बहुमाणे, उवहाणे तह अनिन्हवणे।**

કાળને વિનયને બહુ માનને ઉપધાનમાં, તેમજ અનિન્હવપણામાં
વિષે, વિષે, વિષે,

व्यञ्जनेऽर्थे तदुभये अष्टविधो ज्ञाने आचारः

**वंजणअत्र तदुभए, अहविहो नाण[1]-मायारो ॥२॥**

વ્યંજનોચ્ચા- તે બંનેમાં-આઠ પ્રકારે જ્ઞાનને આચાર
રમાં, અર્થમાં, વિષે

**અર્થ**—જે કાળે જે ભણવાની આજ્ઞા હોય તે કાળે તે ભણવું તે કાળ આચાર; જ્ઞાનીના વિનય, વંદન પ્રમુખ સાચવવા તે વિનય આચાર; જ્ઞાની ઉપર અંતરંગ પ્રેમ તે બહુમાન; સૂત્રો ભણવા તપ વિશેષ કરવો તે ઉપધાન; તેમજ ભણાવનાર ગુરૂને ન ઓલવવો તે અનિણ્હવણ; સૂત્ર અક્ષરનો શુદ્ધ ઉચ્ચાર કરવો

---

१ सप्तमिस्थाने द्वीतीया.

તે વ્યજન, સાચો અર્થ કરવો તે અર્થ, સૂત્ર તથા અર્થ બને શુદ્ધ ભણવા તે તદુભય, એ આઠ પ્રકારે જ્ઞાનાચાર કહ્યો છે ૨

निःशंकितः निष्कांक्षितः निर्विचिकित्सा अमूढदृष्टिश्च
**निस्संकिअ, निक्कंखिअ निव्वितिगिच्छा अमूढदिट्ठी अ।**
શંકારહિતપણુ,આકાંક્ષારહિત, નિવિતિગિચ્છા, અમુઢ દષ્ટિ અને
(ધર્મનાફળનો નિર્ણય) (પ્રવિણપણું)

उपबृंहः स्थिरीकरणम् वात्सल्यं प्रभावना अष्ट
**उववूह थिरीकरणे, वच्छल्ल पभावणे अट्ठ ॥ ३ ॥**
ગુણપ્રશંસા,સ્થિરીકરણ, વાત્સલ્યતા, પ્રભાવના આઠ (દર્શનાચાર)

અર્થ—વીતરાગના વચનમા શકા ન કરવી તે નિઃશંકિત, જિનમતવિના અન્યમતની ઈચ્છા ન કરવી તે નિકાંક્ષિત, સાધુ સાધ્વીના મલિન વસ્ત્ર, ગાત્ર દેખી દુગછા ન કરવી તે નિવિતિગિચ્છા–વા ધર્મના ફલમા સદેહ ન આણવો તે નિવિતિગિચ્છા, મિથ્યાત્વીના કષ્ટ, મત્ર, ચમત્કાર દેખી તેનાથી વ્યામોહિત ન થવુ તે અમૂઢદ્દષ્ટિ, સમકિતધારીના અલ્પ ગુણની પણ શુદ્ધ મનથી પ્રશંસા કરવી તે ઉપબૃહક, જિન ધર્મમા જોડવા તથા તે પામેલાને સ્થિર કરવા તે સ્થિરીકરણ, સાધર્મી બધુનુ અનેક પ્રકારે હિતચિતવન તે વાત્સલ્ય અને અન્યદર્શની પણ જૈનશાસનની અનુમોદના કરે તેવા કાર્ય કરવા તે પ્રભાવના, આ આઠ લક્ષણો દર્શનાચારના જાણવા ૩

प्रणिधानयोगयुक्तः पंचभिः समितिभिः तिसृभिः गुप्तिभिः
**पणिहाणजोगजुत्तो, पंचहिं समिईहिं तीहिं गुत्तीहिं।**
મન વચન કાયાના એકા પાંચ સમિતિએ ત્રણ ગુપ્તિએ
ગ્રપણાએ સહિત

एषः चारित्राचारः अष्टविधो भवति ज्ञातव्यः

**एस चरित्तायारो, अट्ठविहो होइ नायव्वो ॥ ४ ॥**

એમ ચારિત્રાચાર આઠ પ્રકારે હોય છે ( તે ) જાણવો.

અર્થ—પ્રણિધાન યોગ અર્થાત્ એકાગ્ર-સાવધાન પણે કરી મન, વચન, કાયાના સર્વ યોગ, ચારિત્ર પાળવાને વિષે યુક્ત, એવો ચારિત્રાચાર તે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિએ કરી આઠ પ્રકારનો છે એમ જાણવું. ૪

द्वादशविधेऽपि तपसि साभ्यंतरबाह्ये कुशलदिष्टे

**बारसविहंमिवि तवे, सब्भिंतरबाहिरे कुसलदिट्ठे ।**

બાર પ્રકારના પણ તપને વિષે અભ્યંતર અને બાહ્ય તીર્થંકરોએ ઉપદેશેલ

अग्लान्या अनाजीवी ज्ञातव्यः स तपआचारो

**अगिलाइ अणाजीवी, नायव्वो सो तवाचारो ॥५॥**

અગ્લાનપણે અનાજીવિકાએ જાણવો. તે તપાચાર

અર્થ—બાર પ્રકારના તપને વિષે પણ તે તપાચાર ( નિશ્ચયથી ) જાણવો. તે તપાચાર દુગંચ્છા ભાવ રહિતપણે તથા હું તપ કરું તો મારી આજીવિકા ચાલે એવા દોષ રહિતપણે છ અભ્યંતર અને છ બાહ્ય એમ બાર પ્રકારથી, તીર્થંકરોએ ઉપદિશ્યો છે. ૫

अनशनमवमोदर्यं च वृत्तिसंक्षेपणं रसत्यागः

**अणसणमूणोअरिया, वित्तीसंखेवणं रसच्चाओ ।**

અનશન, ઉણોદરી, વૃત્તિ સંક્ષેપ, રસ ત્યાગ,

कायक्लेशः संलीनता च वाह्यो तपो भवति

**कायकिलेसो संली-णया य बज्झो तवो होइ ॥ ६ ॥**

કાયકલેશ, સ'લીનતા અને બાહ્ય તપ હોય છે.

અર્થ—ચારે પ્રકારના આહારનો અલ્પ વા બહુ કાળ સુધી ત્યાગ તે અનશન, વસ્ત્ર પાત્ર ઓછા રાખવા-વા-પાચ સાત કોળીઆ ઓછા જમવા તે ઉણોદરિ, દ્રવ્યાદિનો સ'ક્ષેપ તે વૃત્તિ સ ક્ષેપ, વિગય પ્રમુખ રસનો થોડો વા અધિક ત્યાગ અથવા લોલુપતાનો ત્યાગ તે રસત્યાગ, કાયાને કષ્ટ આપવુ', લોચ કરાવવો ઇત્યાદિ તે કાય કલેશ, વિષયાદિ ઉદીરવા નહી તેમજ અ'ગોપાંગ સ કોચી રાખવા તે સ'લીનતા, એ છ પ્રકારે બાહ્ય તપ છે. ૬

प्रायश्चित्तं विनयो वैयावृत्यं तथैव स्वाध्यायः

**प्रायछित्तं विणउं, वेयावच्चं तहेव सज्झाउं ।**

પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ તેમજ સ્વાધ્યાય,

ध्यानम् उत्सर्गोऽपि च अभ्यंतरं तपो भवति

**झाणं उस्सग्गोऽवि अ, अब्भिंतरउं तवो होइ ॥ ७ ॥**

ધ્યાન, કાયોત્સર્ગ પણ અને અભ્ય'તર તપ હોય.

અર્થ—લાગેલા દોષને ગુરૂ પાસે પ્રકાશ કરી તેના નિવારણાર્થે ગુરૂ જે આલોયણ આપે-તે કરવી તે પ્રાયશ્ચિત, જ્ઞાન તથા જ્ઞાનીનો વિનય કરવો તે વિનય તપ, ગુરૂ પ્રમુખની આહારાદિકથી ભક્તિ કરવી તે વૈયાવચ્ચ, તેમજ વાચના, પૃચ્છના પ્રમુખ પાચ પ્રકારથી અભ્યાસ કરવો તે સ્વાધ્યાય; આર્ત્ત

તથા રૌદ્ર ધ્યાન નિવારી, ધર્મ અને શુકલધ્યાનમાં પ્રવર્તવું તે ધ્યાન; અને કર્મ ક્ષય અર્થે કાયાને વોસરાવવી તે કાયોત્સર્ગ. નિશ્ચયથી એ ૭ પ્રકારે અભ્યંતર તપ છે. ૭

अनिगूहितवलवीर्यः पराक्रमते यो यथोक्त-मुद्युक्तः
**अणिगूहिअबलवीरिउ, परक्कमइ जो जहुत्त-माउत्तो।**
પ્રગટ છે બલવીર્ય જેનું પરાક્રમ કરે જે તીર્થંકર દેવે કહ્યા છે. મુજબ ઉદ્યમ કરે

योजयति च यथाशक्ति ज्ञातव्यो वीर्याचारः
**जुंजइ अ जहाथामं नायव्वो वीरिआयारो ॥ ८ ॥**
વાપરે છે અને યથાશક્તિ જાણવો. વીર્યાચાર

**અર્થ**—પ્રગટ છે બળ વીર્ય જેનું, વળી જે જેમ શ્રી તીર્થંકર દેવે કહ્યું છે તેમજ પરાક્રમ કરે છે અર્થાત્ સર્વ પ્રકારથી ધર્મને વિષે ઉદ્યમ કરે છે વળી સાવધાનપણે પોતાની શક્તિને અનુસારે ધર્મકાર્યને વિષે પ્રવર્તે તે વીર્યાચાર જાણવો.

ઇતિ અતિચાર ગાથાઃ[1]

---

૧ આ સૂત્રમાં નાનાચાર, દર્શનાચાર ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર એ પાંચ આચારની [illegible], આચરણાના ભેદ જણાવ્યા છે તે આચરણામાં જે સ્ખલના—પ્રમાદ તે અતિચાર જાણવા. જેટલી આચારણા તેટલાજ તેના અતિચાર હોય તેથી, આચારની ગાથાને અતિચાર ગાથા કહી છે.

# अथ सुगुरुवंदन सूत्रम्.*

इच्छामि (हे) क्षमाश्रमण ! वंदितुं यापनीयया नैषेधिक्या ।

**इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसीहिआए१।**

ઇચ્છુ છું હે ક્ષમાશ્રમણ વાંદવાને, શરીરની શ- અન્યવ્યાપારતજી ક્તિવડે

અર્થ—હે ક્ષમાશ્રમણ ! શક્તિએ સહિત ( જીવ હિંસાદિક નિવૃત્તિરૂપ પ્રયોજનવાળા ) મારા શરીર વડે (આપને) વાંદવાને ઇચ્છુ છુ (ગુરૂ વંદાવવાને તૈયાર હોય તો છંદેણ કહે)

---

* આ સૂત્રવડે આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવીર અને રત્નાધિક એ પાંચપદસ્થ ગુરૂમહારાજને વંદન કરાય છે તેથી સૂત્રનુ નામ સુગુરૂવાંદણા જ્યારે ગુરૂમહારાજ શાન્ત ચિત્તે, સન્મુખ આસને બેઠા હોય અને વંદન દેવરાવવામાં ઉજમાળ હોય ત્યારે તેઓની આજ્ઞા માગીને વંદન કરવુ પણ વ્યાક્ષિપ્ત ચિત્ત હોય, અવળા મુખે બેઠા હોય, આહાર નીહાર કરતા હોય અગર કરવાને ઇચ્છના હોય, ત્યારે વંદન કરવુ નહિ કેમકે તેથી તેમનો અનાદર અને આશાતના થાય છે એ વાત લક્ષ્યમાં રાખવી પ્રતિક્રમણ કરતા, વાચના લેતાં, કાઉસ્સગ્ગ કરતાં, અપરાધ ખમાવતાં, પ્રાહુણા સાધુજી આવે ત્યારે, આલોયના લેતા, પચ્ચખ્ખાણ કરતાં, અને અંત સમય અનશન આદરતા વંદન અવશ્ય કરવુ જોઇએ

મસ્તક નમાવવાવડે વંદન થાય તે **ફીટ્ટાવંદન,** બે ખમાસમણ દેવાવડે વંદન થાય તે **થોભવંદન** અને બે વાંદણા દેવાવડે **દ્વાદશાવર્તવંદન** થાય છે એ ત્રણ વંદનના અનુક્રમે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ ભેદ ગણાય.

આ વાંદણાં દેતાં પચ્ચીશ આવશ્યક સાચવવાં જોઇએ તે ન સાચવે તો વંદન કરનાર પણ નિર્જરા ફળ પામે નહિ તે આવશ્યક આ પ્રમાણે—

अनुजानीत मम मितावग्रहं

**अणुजाणह मे मिउग्गहं ॥ २ ॥**

**આજ્ઞા આપો. મુજને મિતઅવગ્રહમાં પેસવાની**

**અર્થ**—મિતઅવગ્રહ ( સાડાત્રણ હાથ પ્રમાણ ક્ષેત્ર ) માં પ્રવેશ કરવાની મને રજા આપો, ( ગુરૂ કહે **અણુજાણામિ** ) હું આજ્ઞા આપું છું.

---

'ઇચ્છામિ ખમાસમણો' પ્રમુખ 'અણુજાણહ' પર્યંત બોલતાં પોતાનું અર્ધું શરીર નમાડી દેવામાં આવે તે પ્રથમ **અવનત** અને ફરી બીજીવાર પણ તેમજ કરતાં બીજું **અવનત** જાણવું. જન્મ થતી વખતે અથવા દીક્ષા યોગ આદરતી વખતે જેવી મુદ્રા હોય તેવી નમ્ર મુદ્રા (બે હાથ જોડી લલાટે લગાડવા રૂપ) વંદન કરતી વખતે ધારણ કરવી તે **યથાજાત** જાણવું. 'અહો કાયં, કાય' રૂપ ત્રણ અને 'જત્તા ભે, જવણિજ્જં ચ ભે' રૂપ બીજા ત્રણ એમ છ, એક વખતના વંદનમાં અને તે છ બીજી વખતના વંદનમાં મળી ૧૨ **આવર્ત** (ગુરૂ ચરણે હાથનાં તળાં લગાડી પછી તે પોતાના લલાટે લગાડવા રૂપ ) થાય છે. 'કાય સંફાસં' કહેતાં સ્વ મસ્તક ગુરૂચરણે નમાડવું તથા 'ખામેમિ ખમાસમણો' કહેતાં ફરી સ્વમસ્તક નમાડવું. એવી રીતે બીજીવાર વંદન કરતાં બે વખત મસ્તક નમાડવું એમ સર્વ મળી ચાર વખત **શિર નમન** થાય છે, મન વચન અને કાયાને અન્ય વ્યાપારથી નિવર્તાવી વંદન કરતી વખતે સારી રીતે ગોપવી રાખવા રૂપ ત્રણ **ગુપ્તિ** જાણવી. 'અણુજાણહ મે મિઉગ્ગહં' કહી બંને વખત વંદન કરતાં ગુરૂ–આજ્ઞા પામીને અવગ્રહમાં પ્રવેશ કરવો તે બે **પ્રવેશ** જાણવા. અને પ્રથમ વંદન કરતી વખતે 'આવસ્સિઆએ' કહીને અવગ્રહમાંથી બાહેર નીકળવું તે એક **નિષ્ક્રમણ** સમજવું એવી રીતે દ્વાદશાવર્ત વંદન કરતી વખતે પચ્ચીશ આવશ્યક સાચવવાંજ જોઇએ.

निषेधयामि (नैषेधिक्या प्रविश्यो- ) अधः कायं, कायेन संस्पर्श (करोमि)
पविश्य च विधिना )

निसीहि अहो–कायं काय–संफासं

અન્ય વ્યાપાર નિષેધ્યો છે જેણે એવો (શિષ્ય અવગ્રહમાં પ્રવેશ કરીને વિધિવડે બેસીને ) ચરણને ઉત્તમાગવડે સ્પર્શ કરૂ છું

क्षमणीयः भवद्भिः क्रमः अप्र(अल्प) क्लान्ताना वहुशुभेन

खमणिज्जो भे किलामो अप्पकिलंताणं वहुसुभेण

ખમજો આપ ખેદ અલ્પગ્લાનિવાળાનો ઘણારૂડાભાવે

भवतां दिवसो व्यतिक्रान्तः

भे दिवसो वइक्कंतो ॥ २ ॥

આપનો દિવસ વ્યતિક્રમ્યો ?

અર્થ—પછી શિષ્ય-માત્ર ગુરૂ વંદન શિવાય અન્ય ક્રિયા-રૂપ વ્યાપાર નિષેધ્યો છે જેણે એવો છતો અવગ્રહમા પેસીને, વિધિપૂર્વક બેસી, સાધુ ડાબા ઢીચણ ઉપર અને શ્રાવક ચરવળા ઉપર મુહપત્તિ મુકી બે હાથ લલાટે લગાડી, ગુરૂના ચરણોને સ્પર્શ કરતો આ પ્રમાણે કહે—

" અહો, કાય , કાય સ ફાસ "

અર્થ—અધ:કાય અર્થાત્ આપના પગોને મારા હાથ અને લલાટે કરી રૂડી રીતે સ્પર્શ કરવાને મને આજ્ઞા આપો. (ગુરૂની આજ્ઞાને પામીને ગુરૂના ચરણ પ્રત્યે પોતાના હાથ તથા મસ્તકે કરી સ્પર્શે પછી મસ્તકે બે હાથ લગાડી, ગુરૂની સન્મુખ દ્રષ્ટિ રાખી.)

" ખમણિજ્જો ભે " ઇત્યાદિ પદો કહે.

**અર્થ**—હે ભગવંત કાંઈ ખેદ ઉપજાવ્યો હોય તે ખમજો. અલ્પ ગ્લાનિવાળા એવા આપને ઘણાં સમાધિભાવે કરીને ( આપનો ) દિવસ વીત્યો ?

ગુરૂ કહે " **તહત્તિ** " તેમજ વ્યતીત થયો છે.

**પછી શિષ્ય કહે.**

यात्रा भवतां

**जत्ता भे ॥ ४ ॥**

**સંજમજાત્રા આપની**

**અર્થ**—હે કરૂણા સમુદ્ર ! આપને તપ, નિયમ, સંયમ, સ્વાધ્યાય રૂપ યાત્રા અવ્યાબાધપણે વર્તે છે ?

ગુરૂ કહે " **તુભ્ભંપિ વટ્ટએ** " તમને પણ વર્તે છે. ?

**પછી શિષ્ય કહે.**

यापनीयं च भवतां

**जवणिज्जं च भे ॥ ५ ॥**

ઇંદ્રિય નોઇંદ્રિય અને આપની

**અર્થ**—ઇંદ્રિય અને નો ઇંદ્રિયથી પીડા નહીં પામતું એવું આપનું શરીર છે ?

ગુરૂ કહે " **એવં** " એમજ છે.

क्षमयामि क्षमाश्रमण ! दैवसिकं व्यतिक्रमं

**खामेमि खमासमणो देवसियं वइक्कम्मं ॥ ६ ॥**

ખામુંછું. હે ક્ષમાશ્રમણ ! દિવસસંબંધી અપરાધને

**અર્થ**—હે ક્ષમાશ્રમણ ! દિવસ સંબંધી મારા અપરાધ પ્રત્યે હું ખામું છું. તે પછી શિષ્ય ઉભો થઈ નીચે પ્રમાણે કહે.

| आवश्यिक्या | प्रतिक्रामामि | क्षमाश्रमणाना |
|---|---|---|
| **आवस्सियाए** | **पडिक्कमामि** | **खमासमणाणं** |
| આવશ્યક ક્રિયા સંબંધી અતિચારથકી | નિવર્તું છું. | ક્ષમાશ્રમણોની |

| दैवासिक्या | आशातनया |
|---|---|
| **देवसिआए** | **आसायणाए** |
| દિવસ સંબંધી | આશાતનાવડે |

**અર્થ**—અવશ્ય કર્તવ્ય જે ચરણ સિત્તરી અને કરણ સિત્તરી આદિ સેવતા પાલતા જે અતિચાર લાગ્યા હોય તે થકી હું નિવર્તું છું ( વળી ) ક્ષમાશ્રમણ સંબંધી દિવસને વિષે થઈ એવી આશાતનાએ કરીને,

**કેવી આશાતનાએ કરીને ?**

| त्र्यस्त्रिंशदन्यतरया | यत्किंचित् |
|---|---|
| **तित्तीसन्नयराए** | **जं किंचि** |
| [1]તેત્રીશ માંહેની કોઈ પણ વડે. | જે કોઈ |

---

૧ ગુરુ મહારાજ સબંધી તેત્રીશ આશાતના અવશ્ય વર્જવી જોઈએ તે આ પ્રમાણે—

૧–ગુરુ મહારાજની ૧ અગાડી, ૨ પડખે (પને પાસે) તેમજ અત્યંત ૩ નજદીક અડકીને ૧ ચાલતા, હીડતાં ૨ ઉભા રહેતા અને ૩ બેસતા આશાતના

मिथ्यया मनोदुःष्कृतया वचोदुष्कृतया कायदुष्कृतया
मिच्छाए मणदुक्कडाए वयदुक्कडाए कायदुक्कडाए
મિથ્યાભાવ- મન દુષ્કૃતવાળી,-વચન દુષ્કૃતવાળી-કાય દુષ્કૃતવાળી
વાળી- -આશાતનાવડે

**અર્થ**—તેત્રીશ આશાતના મધ્યેથી જે કાંઇ મિથ્યાભાવ-રૂપ આશાતના થઈ હોય તેણે કરીને, મન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને, વચન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને, શરીર સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને,

---

લાગે છે. પરંતુ જો ખાસ અગત્યના કારણસર તેમ કરવું પડે, તો આશય-શુદ્ધિથી અને અધિક લાભના કારણથી આશાતના દોષ ગણાતો નથી. એમ દરેકના ત્રણ ત્રણ ભેદ કરતાં તેના ૯ ભેદ થઇ શકે છે. ૧૦ ગુરૂ મહારાજ પહેલાં ભોજન વખતે ચલુ કરી લેવાથી કે આચમન લેવાથી દોષ લાગે. ૧૧બાહેરથી ગુરૂ સાથે આવ્યા છતાં જો ગુરૂ મહારાજ થકી પહેલાં ગમણાગમણે આલોવે એ-ટલે ' ઇરિયાવહી ' પડિક્કમે તો ગુરૂનો અનાદર-વિનયભંગ કરવાથી દોષ લાગે. ૧૨ રાત્રીસંથારો કર્યા બાદ ગુરૂ મહારાજ કંઈ પુછે કે બોલાવે ત્યારે સાંભ-ળ્યું નહિં સાંભળ્યું કરી કશો ઉત્તર નહિં આપતાં કેવળ મૌનજ ધારી રહે તો આશાતના લાગે. ૧૩ ગુરૂ પાસે આવેલા કોઈ ગૃહસ્થાદિકને વશ કરી લેવા ગુરૂ મહારાજ તેમને બોલાવે ન્તે પહેલાં પોતે બોલાવી લે, તો ગુરૂઆ-શાતના લાગે. ૧૪ ભિક્ષાવૃત્તિથી આણેલાં આહાર પાણી પ્રમુખ ગુરૂ મહા-રાજ પાસેજ પ્રથમ હાજર કરી દેવાં જોઇએ અને ગોચરી પણ ત્યાંજ આ-લોવવી જોઇએ, તેને બદલે તેમ નહિં કરતાં તે સંબંધી ઇચ્છા મુજબ વ-ર્તતાં એટલે ગુરૂ પહેલાં ઉતાવળ કરી આવેલી ગોચરી કોઇ સાધુ જોઇ લે તેમજ તે બીજા સાધુ પાસે આળોવી લે, તો ગુરૂ આશાતના લાગે. ૧૫ આવેલી ગો-ચરી ગુરૂ પહેલાં બીજાને બતાવી દે, તો દોષ લાગે. ૧૬ આવેલાં આહાર પાણી વાપરવા બીજાને નિમંત્રણ કરીને પછી ગુરૂ મહારાજને નિમંત્રણ કરે

क्रोधया मानया मायया लोभया
**कोहाए माणाए मायाए लोजाए**
ક્રોધરૂપ- માનરૂપ- માયારૂપ- લોભરૂપ આશાતના વડે

અર્થ—ક્રોધરૂપ, માનરૂપ માયારૂપ, અને લોભરૂપ આશાતનાએ કરીને

---

તો તેથી અનાદરદોષ લાગે ૧૭ ખાદ્ય મધુર પદાર્થ ભિક્ષામાં આવેલો જાણી આપઈચ્છાએ ગુરૂને પૂછ્યા વગર પોતાને ગમે તેને આપી દેવાથી આશાતના લાગે ૧૮ સરસ સ્નિગ્ધ પદાર્થ આવેલો હોય તો તે ગુર્વાદિકને નહિ આપતા પોતેજ આરોગી જાય, તો ગુરૂઆશાતના લાગે ૧૯ ગુરૂ મહારાજ સાદ કરી બોલાવે ત્યારે બહેરાની પેરે કશો પણ ઉત્તર પાછો ન આપે, શૂન્યવત્ બેસી રહે, તો દોષ લાગે ૨૦ જ્યારે કોઇ વડીલ સાધુ સાદ કરે ત્યારે સામા થઇ જેમ આવે તેમ બોલે-આ મારીજ કેડે લાગ્યા છે, મનેજ દેખ્યો છે, આમની સાથે ક્યાંથી પાના પડયા, ઇત્યાદિક કટુ ભાષણ કરતાં દોષ લાગે ૨૧ ગુરૂ પાસે જઇ નમ્રપણે જવાબ દેવાને બદલે પોતાના આસને બેઠા બેઠા ઉત્તર આપવાથી ગુરૂઆશાતના લાગે ૨૨ શું કહો છો? શું છે? કહોને! ઇત્યાદિક વિનયરહિત ભાષણ ગુરૂ સાથે કરતા આશાતના લાગે ૨૩ કઇ કામ કરવા ગુરૂમહારાજ શિષ્યને બોલાવે ત્યારે તોછડાઇ ભરેલી રીતે બોલે કે તમેજ કરોને? મને શા માટે કહો છો? અથવા તુંકારાદિ દેતાં ગુરૂઆશાતના લાગે ૨૪ વાહ! અમનેજ દીઠા છે ને! તમે જાતે કેમ કરતા નથી અથવા બીજા શિષ્યને કરવા કેમ કહેતા નથી? એમ ગુરૂમહારાજની તર્જના કરતાં ગુરૂઆશાતના લાગે ૨૫ ગુર્વાદિક વડીલ સાધુઓને વ્યાખ્યાન પ્રમુખ કરતાં દેખી શિષ્ય દુમણો થાય પણ પ્રમુદિત ન થાય, તો ગુરૂઆશાતના લાગે અથવા ગુર્વાદિક વડીલનો કોઇ રાગી હોય તેને દેખી દુમણો થાય તો તેથી પણ ગુરૂઆશાતના લાગે ૨૬ ગુરૂમહારાજ વ્યાખ્યાનાદિક કરતા હોય ત્યારે 'એ તમે ભુલી ગયા છો, આ વાત તમને યાદ નથી, એનો અર્થ એ

सर्वकालिक्या सर्वमिथ्योपचारया सर्वधर्मातिक्रमणया

**सव्वकालियाए सव्वमिच्छोवयाराए सव्वधम्माइक्कमणाए**

સર્વ કાળ સંબંધી, સર્વ મિથ્યા ઉપચાર સંબંધી- સર્વ ધર્મ અતિક્રમણ સંબંધી

आशातनया यो मया अतिचारः कृतः

**आसायणाए जो मे अइयारो कओ**

આશાતના વડે જે મેં અતિચાર કર્યો

तं (हे) क्षमाश्रमण, प्रतिक्रामामि निंदामि

**तस्स खमासमणो पडिक्कमामि निंदामि**

તેને હે ક્ષમાશ્રમણ પ્રતિક્રમું છું નિંદું છું.

---

ન હોય ' ઇત્યાદિક અનુચિત વચન બોલતાં ગુરૂઆશાતના લાગે. ૨૭ અથવા એ બાબત હું તમને પછી સારી રીતે સમજાવીશ એમ આપ ડહાપણ બતાવવા સભા સમક્ષ બોલી, ચાલતી કથાનો ભંગ કરે, તો તેથી ગુરૂઆશાતના લાગે. ૨૮ અથવા એવે અવસરે આવીને શિષ્ય કહે કે મહારાજ ! પોરસી વેળા કે આહાર વેળા થઇ ગઇ છે એમ કહીને પર્ષદાનો ભગ કરે તો ગુરૂઆશાતના લાગે. ૨૯ અથવા પર્ષદા ઉઠી ગઇ ન હોય એટલામાં આપ ડહાપણ બતાવવા માટે ગુરૂમહારાજે વ્યાખ્યાનમાં કહેલીજ વાત વધારે વિસ્તારી બતાવે તો ગુરૂઆશાતના લાગે. ૩૦ ગુરૂ સંબધી શય્યા-સંથારા પ્રમુખને પોતાના પગ વિગેરેથી સંઘટ્ટ કરી પાછું ખમાવે નહિ તો આશાતના લાગે. ૩૧ ગુરૂની શય્યા કે સંથારાદિક ઉપર પોતે બેસે કે આળોટે કે અસભ્ય રીતે તેનો સ્પર્શ કરે તો ગુરૂઆશાતના લાગે. ૩૨ ગુરૂ થકી ઉંચા આસને બેસે, અથવા ગાદી કરી બેસે અથવા ગુરૂ જેવાં કે તેથી અધિક મુલ્યવાળાં વસ્ત્ર વાપરે તો દોષ લાગે ૩૩ ગુરૂ જેવા સમાન આસન ઉપર બેસે અથવા ગુરૂ જેવાં સમાન વસ્ત્ર લઇ વાપરે તો ગુરૂ આશાતના લાગે.

गर्हे आत्मानं व्युत्सृजामि
**गरिहामि अप्पाणं वोसिरामि ॥ ७ ॥**
ગુરૂશાખે ગર્હુંછું. પોતાનો (આત્માનો) ત્યાગ કરૂં છું

અર્થ—સર્વ કાળ સબંધી, સર્વ મિથ્યા ઉપચાર અર્થાત્ કુડકપટરૂપ આશાતનાએ કરીને તેમજ અષ્ટ પ્રવચન માતારૂપ સર્વ ધર્મ કરણીને અતિક્રમવા રૂપ આશાતનાએ કરીને, જે મારા જીવે અતિચાર કર્યા હોય તે સબંધી હે ક્ષમાશ્રમણ! આપની સમીપે હુ પડિક્કમુ છુ, ગુરૂની સાક્ષીએ વિશેષ નિંદું છુ, અને પાપિષ્ઠ આત્માને વોસરાવુ છુ અર્થાત્ છોડાવુ છુ

બીજી વારના વાંદણાએ “ આવસ્સિઆએ ” પદ ન કહેવું અને રાઈ પડિક્કમણામા राइ वइक्कता, પખ્ખીએ पक्खो वइक्कंतो અને ચઉમાસીએ चउमासी वइक्कंता સંવચ્છરીએ संवच्छरो वइक्कतो એવી રીતે પાઠ કહેવો.

પદ (૫૮) ગુરૂ (૨૫) લઘુ (૨૦૧) સર્વ વર્ણ (૨૨૬)

ઇતિ સુગુરૂવાંદણા સૂત્ર.

## ॥ अथ आलोचना सूत्रम् ॥

इच्छाकारेण संदिश हे भगवन् दैवसिकं आलोचयामि
**इछाकारेण संदिसह जगवन् देवसिअं आलोउं**
ઇચ્છાએ કરીને આજ્ઞા આપો હે ભગવંત! દિવસ સંબંધી (પાપને) આલોઉંછું.

(तथेति) इच्छामि आलोचयामि यो मया इत्यादि

इच्छं आलोएमि जो मे०

(तहत्ति) ઇચ્છું છું. આલોઉં છું. જે મેં

અર્થ—હે ભગવંત! આપની ઈચ્છાએ કરીને આજ્ઞા આપો. હું દિવસ સંબંધી પાપને આલોઉં છું (પ્રકાશું છું). ગુરૂમહારાજ આજ્ઞા આપે એટલે 'તમારૂં વચન પ્રમાણ છે' કહી આ પ્રમાણે કહે—હું આલોઉં છું. જે મેં વગેરે. ઈચ્છામિ ઠામિ સૂત્રમાં કહ્યા મુજબ બધો પાઠ બાકીનો સમજવો.

ઇતિ દેવસિઅં આલોઉં સૂત્ર.

## ॥ अथ सात लाख सूत्र.[1] ॥

सात लाख पृथिवीकाय, सात लाख अप्‌काय, सात्त लाख तेउकाय, सात लाख वाउकाय, दश ला-

---

૧ યોની એટલે જીવને ઉપજવાના સ્થાનક તે બધા જીવોનાં મળીને ૮૪ લાખ ઉત્પત્તિ સ્થાન છે. સ્થાનક તો તે કરતાં પણ વધારે છે પણ વર્ણ, ગંધ, રસ અને સ્પર્શવડે કરી જેટલાં સ્થાનક સરખાં હોય તે એક સ્થાનક ગણાય, તેની ગણતરી આ પ્રમાણે છે—પૃથ્વીકાયના મૂળભેદ ૩૫૦ તેને પાંચ વર્ણે ગુણતાં ૧૭૫૦) થયા, તેને બે ગંધે ગુણતાં ૩૫૦૦) થયા, તેને પાંચ રસે ગુણતાં ૧૭૫૦૦) થયા, તેને આઠ સ્પર્શે ગુણતાં ૧૪૦૦૦૦) થયા, તેને પાંચ સંસ્થાને ગુણતાં સાત લાખ ભેદ પૃથ્વી કાયના થાય; એમ બધાની ગણતરી કરવી. ઉપરોક્ત ૮૪ લાખ જીવયોની માંહે ઉત્પન્ન થયેલ હરકોઈ જીવને હણ્યો હોય, હણાવ્યો હોય, અગર હણતાંને અનુમતિ આપી હોય તે સંબંધી મિથ્યા દુષ્કૃત આ સૂત્રવડે દેવાનું છે.

ख प्रत्येक वनस्पतिकाय, चौद लाख साधारण वनस्पतिकाय, बे लाख बेइंद्रिय, बे लाख तेइंद्रिय, बे लाख चौरिंद्रिय, चार लाख देवता, चार लाख नारकी, चार लाख तिर्यंच पंचेंद्रिय, चौद लाख मनुष्य, एवंकारे चोराशी लाख जीवयोनि मांहे, म्हारे जीवे जे कोइ जीव हण्यो होय, हणाव्यो होय, हणतां प्रत्ये अनुमोद्यो होय, ते सर्वे, मने, वचने, कायाए करी, तस्स मिच्छामि दुक्कडं ॥ इति.

અર્થ—સુગમ છે

## ॥ अथ अढार पापस्थानक सूत्र.

पेहेले प्राणातिपात, बीजे मृषावाद, त्रीजे अदत्तादान, चोथे मैथुन, पांचमे परिग्रह, छठे क्रोध, सातमे मान, आठमे माया, नवमे लोभ, दसमे राग, अगियारमे द्वेष, बारमे कलह, तेरमे अभ्याख्यान, चौदमे पैशुन्य, पंदरमे रति अरति, सोलमे परपरिवाद, सत्तरमे मायामृषावाद, अढारमे मिथ्यात्व शल्य, ए अढार पाप स्थानक मांहे, म्हारे

**जीवे, जे कोइ पाप सेव्युं होय, सेवराव्युं होय, सेवतां प्रत्ये अनुमोद्युं होय, ते सर्वे मने, वचने, कायाए करी, तस्स मिच्छामि दुक्कडं ॥ इति.**

**અર્થ**—પરજીવના પ્રાણનો નાશ ચિંતવવો તે પ્રાણાતિપાત; અસત્ય બોલવાના પરિણામ તે મૃષાવાદ; પારકી વસ્તુ ધણીની સંમતિ વિના લઈ લેવાની વૃત્તિ તે અદત્તાદાન; વિષયભોગની વાંચ્છા રૂપ પરિણામ તે મૈથુન; નવપ્રકારે બાહ્ય અને ચૌદ પ્રકારે અભ્યંતર વસ્તુ આદિની વાંચ્છા અથવા મૂર્છા તે પરિગ્રહ; પરની ઉપર તીવ્ર પરિણામે મુખાદિ અવયવને તપાવવા તે ક્રોધ; પ્રાપ્ત વા અપ્રાપ્ત વસ્તુનો અહંકાર તે માન; ગુપ્તપણે સ્વાર્થવૃત્તિ સિદ્ધ કરવાની વાંચ્છા તે માયા; ધનાદિ સંપત્તિને એકઠાં કરી સંગ્રહ રાખવાની મનોવૃત્તિ તે લોભ; પૌદ્ગલિક વસ્તુ ઉપર પ્રીતિ તે રાગ; અણગમતા જીવાદિ પદાર્થો ઉપર અરૂચિ તે દ્વેષ; પરની સાથે વિષવાદ કરવાની વૃત્તિ તે કલહ; પરજીવને નહીં દીઠેલું, નહી સાંભળેલું આળ દેવું તે અભ્યાખ્યાન; પર જીવના દોષની ચાડી ખાવી તે પૈશુન્ય; સુખ દુઃખ આવે હર્ષ, શોક કરવો તે રતિ અરતિ; ગુણી વા નિર્ગુણી જીવની નિંદા કરવી તે પરપરિવાદ; કપટવૃત્તિથી અસત્ય બોલી છળ કરીને લોકોને ઠગવાના પરિણામ તે માયામૃષાવાદ; વ્યવહારથી કુદેવ કુગુરૂ અને કુધર્મ સેવવાની અભિલાષા અને નિશ્ચયથી આત્મસ્વરૂપના અનુભવને વિઘ્ન રૂપ આત્માના પરિણામ તે મિથ્યાત્વ શલ્ય. એ અઢાર પ્રકારે જીવને ચિત્તમાં જે પાપરૂપ ભાવ ઉત્પન્ન થાય તે **ભાવ પાપ** અને તે ભાવની ચિકાશથી જીવને કર્મનાં દળીયાં લાગે તે **દ્રવ્ય પાપ** કહેવાય છે; **ઇતિ અઢાર પાપ સ્થાનક સુત્ર.**

# अथ सव्वस्सवि.

सव्वस्सवि देवसिअ दुच्चिंतिअ दुब्भासिअ दुच्चि-ट्ठिअ इच्छाकारेण संदिसह भगवन्! इच्छं ॥ तस्स मिच्छामि दुक्कडं इति.

આ સૂત્રનો અર્થ પ્રથમ પ્રતિક્રમણ સ્થાપન સૂત્રમા આવી ગયો છે ત્યાથી જાણી લેવો.

---

# अथ वंदित्ता सूत्र.*

वंदित्वा सार्वसिद्धान् धर्माचार्यान् च सर्वसाधूंश्च
**वंदित्तु सव्वसिद्धे, धम्मायरिए अ सव्वसाहू अ।**
વાંદીને તીર્થંકર અને સિદ્ધોને ધર્માચાર્યને અને સર્વ સાધુઓને
इच्छामि प्रतिक्रमितुं श्रावकधर्मातिचारात्
**इच्छामि पडिक्कमिउं[1], सावगधम्माइआरस्स[2] ॥१॥**
ઇચ્છુ છુ પાછા ફરવાને શ્રાવક ધર્મને વિષે લાગેલા અતિચારથકી

---

* શ્રાવકને દિવસ સબધી લાગેલા અતિચારને આલોચવાને અર્થે આ સૂત્ર સાંજરે અર્ધ સૂર્ય અસ્ત પામેલો હોય તે વખતે કહેવાનુ છે શ્રાવકના બાર વ્રત વગેરેમાં લાગેલા ૧૨૪ અતિચાર આ સૂત્રવડે આલોવવામાં આવે છે

१ स्वस्थानात् यत्परस्थानं, प्रमादस्य वशाद् गत ।
तत्रैव क्रमण भूय, प्रतिक्रमणमुच्यते ॥

२ पचमीस्थाने षष्ठी यद्वा कर्मणि षष्ठी

અર્થ—સર્વજ્ઞ એવા તીર્થંકર તથા સિદ્ધ ભગવંતને વળી ધર્માચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુને વાંદીને, શ્રાવક ધર્મને વિષે લાગેલા અતિચાર થકી પ્રતિક્રમવાને હું ઇચ્છુંછું. ૧

### સામાન્યથી સર્વ વ્રતના અતિચાર.

यो मम व्रतातिचारो ज्ञाने तथा दर्शने चारित्रे च

**जो मे वयाइयारो, नाणे तह दंसणे चरित्ते अ ।**

જે મને વ્રતને વિષે અતિચાર જ્ઞાનમાં તથા દર્શનમાં ચારિત્રમાં અને

सूक्ष्मो वा वादरो वा तं निंदामि तं च गर्हे

**सुहुमो अ वायरो वा, तं निंदे तं च गरिहामि ॥२॥**

સૂક્ષ્મ અથવા બાદર અથવા તેને નિંદુંછું તેને અને ગર્હું છું.

અર્થ—જ્ઞાનને વિષે તથા દર્શનને વિષે તથા ચારિત્રને વિષે અને ચ શબ્દથકી તપને વિષે તથા વીર્યને વિષે અને સંલેખનાને વિષે (વળી) જે અતિચાર મને વ્રતોને વિષે સૂક્ષ્મ વા બાદર લાગ્યો હોય, તેને નિંદું છું અને ગુરૂની સમક્ષ ગર્હું છું. ૨

### પરિગ્રહના અતિચાર.

द्विविधे परिग्रहे सावद्ये बहुविधे च आरंभे

**दुविहे परिग्गहंमी, सावज्जे बहुविहे अ आरंभे ।**

બે પ્રકારના પરિગ્રહને વિષે-પાપવાળા બહુપ્રકારના અને આરંભને વિષે

कारणे च करणे प्रतिक्रमामि दैवसिकं[1] सर्व्वं

**कारावणे अ करणे, पडिक्कमे देसिअं[1] सव्वं ॥३॥**

કરાવવામાં અનુમોદવામાં } કરવામાં પ્રતિક્રમું છું. દિવસ સંબંધી } સર્વને

અર્થ—બે પ્રકારનો પરિગ્રહ છે ૧ સચિત ૨ અચિત, વળી તે સાવદ્ય-પાપવાળો અને બહુ પ્રકારનો તથા આરંભ, તેને કરાવવાથી પોતે કરવા થકી અને બીજા કરનારાઓને અનુમોદવા થકી, જે અતિચાર લાગ્યા હોય તે દિવસ સંબંધી સર્વ અતિચાર પ્રત્યે પ્રતિક્રમુછું ૩

### જ્ઞાનના અતિચાર

यद् बद्धमिंद्रियैः चतुर्भिः कषायै अप्रशस्तैः

**जं बद्धमिंदिएहिं, चउहिं कसाएहिं अप्पसत्थेहिं ।**

જે બાંધ્યું ઇંદ્રિયોવડે ચાર અપ્રશસ્ત કષાયોવડે

रागेण वा द्वेषेण वा तत् निंदामि त–च गर्हे

**रागेण व दोसेण व, तं निंदे तं च गरिहामि॥४॥**

રાગવડે અથવા દ્વેષવડે અથવા તેને નિંદું છું. તેને અને ગર્હું છું.

અર્થ—ઇંદ્રિયોવડે કરી તથા ચાર કષાયે કરી, અપ્રશસ્ત ભાવે કરી, રાગે કરી વા દ્વેષ વડે કરી જે અતિચારરૂપ અશુભ કર્મ બાંધ્યુ હોય તેને આત્માની સાખે નિંદુ છુ અને ગુરૂની સાખે ગર્હું છું. ૪

---

१ रात्रिक, पाक्षिक, चातुर्मासिक, सावत्सरिक, वा यथायोग्यं
२ आर्षत्वाद् यकार लोप

### સમ્યગ્‌દર્શન, અને ચક્ષુદર્શનના અતિચાર.

आगमने निर्गमने स्थाने चंक्रमणे अनाभोगे

**आगमणे निग्गमणे, ठाणे चंकमणे अणाभोगे ।**

આવતાં જતાં તે ઠેકાણે ફરતાં અણજાણપણે

अभियोगे च नियोगे प्रतिक्रामामि दैवसिकं सर्व्वं

**अभिओगे अ निओगे, पडिक्कमे देसिअं सव्वं ॥५॥**

રાજાદિના આગ્રહે અને આધિકારીપણે પ્રતિક્રમું છું. દિવસ-સંબંધી સર્વને

**અર્થ**—ઉપયોગરહિતપણે રાજાના વા ઘણા લોકના આગ્રહ થકી તથા પરાધીનતાના કારણથી ( મિથ્યાત્વીના મંદિરાદિકને વિષે ) જતાં આવતાં, તેમના સ્થાનકે ઉભા રહેતાં, ત્યાંજ આમ તેમ ફરતાં, જે અતિચારરૂપ પાપકર્મ બાંધ્યું હોય, તે દિવસ સંબંધી સર્વને પડિક્કમું છું.

### સમ્યક્‌ત્વના અતિચાર.

शंका कांक्षा विचिकित्सा प्रशंसा तथा संस्तवः कुलिंगिषु

**संका कंख विगिछा, पसंस तह संथवो कुलिंगीसु ।**

વીતરાગ-ભાષિત-ધર્મમાંશંકા, } પરમત વાંછા, } ફળ સંદેહ, પ્રશંસા, તેમજ પરિચય કુલિંગીઓને વિષે

सम्यक्त्वस्य अतिचारान् ( आश्रित्य यद्बद्धं ) प्रतिक्रामामि

**सम्मत्तस्सइआरे, पडिक्कमे**

સમ્યક્ત્વના અતિચાર સંબંધી (જે બાંધ્યું હોય તેને) પ્રતિક્રમુ છું.

दैवसिकं सर्व्वं

**देसिअं सव्वं ॥ ६ ॥**

દિવસ સબંધી સર્વને

અર્થ—જિન વચનમા શંકા, અન્યમતની વાન્છા, ધર્મના ફળનો સંદેહ વા સાધુ સાધ્વીના મલિન ગાત્ર તથા વસ્ત્ર દેખી દુગંચ્છા કરવી, મિથ્યાત્વીની પ્રશંસા તથા તેમનો પરિચય, એ સમ્યક્ત્વના અતિચાર મધ્યે દિવસસંબંધી જે પાપ બાંધ્યું હોય તે સર્વને પડિક્કમુ છુ ૬

## સામાન્યથી આરંભ દોષ.

षट्कायसमारंभे पचने च पाचने च ये दोषाः

**छक्कायसमारंभे, पयणे अ पयावणे अ जे दोसा ।**

છકાય જીવોના આરંભ સમારંભમાં રાંધતા અને રંધાવતાં અનુમોદતાં જે દોષો

आत्मार्थं च परार्थं उभयार्थं चैव तान् निंदामि

**अत्तट्ठा य परट्ठा, उभयट्ठा चेव तं निंदे ॥७॥**

પોતાને અર્થે અને પરને માટે, બંનેને માટે, નિશ્ચે, તેને નિંદુ છું.

**અર્થ**—પોતાને અર્થે તથા પરને અર્થે વળી પોતાને તથા પરને એ બન્નેને અર્થે ( અશનાદિ આહારને ) પોતે રાંધતાં, બીજા પાસે રંધાવતાં, અને બીજા રાંધતા હોય તેને અનુમોદન દેતાં, છકાયના સમારંભને વિષે પ્રવર્તવા થકી જે ( કર્મબંધરૂપ ) દોષ લાગ્યા હોય તેને હું નિંદું છું. ૭

## સામાન્યથી બાર વ્રતના અતિચાર.

पञ्चानामनुव्रतानां[1] गुणव्रतानां[2] च त्रयाणाम् अतिचारान्

**पंचण्हमणुवयाणं, गुणवयाणं च तिण्हमइयारे ।**

પાંચ અનુવ્રતોનાં અને ત્રણ ગુણવ્રતોનાં અતિચારોને

शिक्षाव्रतानां[3] च चतुर्णां प्रतिक्रामामि दैवसिकं सर्व्वं

**सिक्खाणं च चउण्हं, पडिक्कमे देसिअं सव्वं ॥८॥**

અને ચાર શિક્ષા વ્રતોનાં પ્રતિક્રમું છું. દિવસ સંબંધી સર્વને

**અર્થ**—પાંચ અણુવ્રતને વિષે, ત્રણ ગુણવ્રતને વિષે, ચાર શિક્ષાવ્રતને વિષે, અને તપ સંલેષણાદિને વિષે જે અતિચાર લાગ્યા હોય તે દિવસસંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું. ૮

---

૧ સમ્યક્તની પ્રાપ્તિ થયા પછી પ્રાપ્ત થાય માટે **અનુવ્રત** અને મહાવ્રતની અપેક્ષાએ ન્હાના માટે **અણુવ્રત** તે પાંચ છે. તે પાંચ મૂળ ગુણ છે.

૨ મૂળ ગુણોને વિશેષ ગુણ કરવાવાળા તેથી **ગુણવ્રત** તે ત્રણ છે.

૩ શિષ્યને વિદ્યા ગ્રહણની પેઠે વારંવાર સેવન કરવા યોગ્ય હોવાથી **શિક્ષાવ્રત**, તે ચાર છે. બાર વ્રત માંહેલા પહેલા આઠ વ્રતો યાવત્કથિત ( કાયમના ) અને આ ચાર વ્રત ઇત્વરકાલિક (થોડાકાળ માટેના) સમજવા

## પહેલા વ્રતના અતિચાર

प्रथमे अणुव्रते स्थूलकप्राणातिपातविरतितः ( विरतिमाश्रित्य )

**पढमे अणुव्वयंमि, थूलगपाणाइवायविरईओ ।**

પહેલા અણુવ્રતને વિષે, સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ સંબંધી

(आचरितं) अतिचरितं अप्रशस्तेन अत्र प्रमादप्रसंगेन

**आयरिअ–मप्पसत्थे, इत्थ पमायप्पसंगेणं॥ ए ॥**

( આચરણ ) કર્યું હોય અતિક્રમણ } માઠા ભાવે, } અહિં પ્રમાદના પ્રસંગવડે

અર્થ—અહી પહેલા અણુવ્રતને વિષે, પ્રમાદના પ્રસંગથકી અપ્રશસ્ત ભાવે વર્તતા થકા, સ્થૂલ પ્રાણાતિપાતની નિવૃત્તિનુ ઉલ્લંઘન કરીને જે આચરણ સેવ્યા હોય તે જેમ કે-૯

वधः बन्ध छविच्छेदः अतिभारः भक्तपानव्यवच्छेदः

**वह बंध छविछेए, अइजारे नत्तपाणवुछेए ।**

વધ, બંધન, છવીછેદ, અતિ ભારારોપણ, ભાત પાણિનો વિછોહ

૧ અહિ કોઇ શંકા કરે કે પ્રાણાતિપાત વિરમણ વ્રતવાળાને વધાદિ અતિચાર લાગે નહિ કારણ કે પ્રાણાતિપાત શબ્દે વધાદિનુ ગ્રહણ થઇ શકે નહિ તેથી અતિચાર ન લાગે। તેને માટે ઉત્તર આપે છે કે-મુખ્યતાએ પ્રાણાતિપાતનુજ પચ્ચખ્ખાણ થાય છે તો પણ વધાદિક પ્રાણાતિપાતના હેતુ હોવાથી તેનુ પણ પચ્ચખ્ખાણ આવી ગયુ માટે વધાદિક કરવાથી અતિચાર લાગે.

प्रथमव्रतस्य अतिचारान् प्रतिक्रामामि दैवसिकं सर्व्वं

**पढमवयस्सइआरे, पडिक्कमे देसिअं सव्वं ॥ १० ॥**

પહેલા વ્રતના અતિચારોને પ્રતિક્રમું છું. દિવસ સંબંધી સર્વને

**અર્થ**—( દ્વિપદાદિ જીવને ) મારવો, દોરડાવડે બાંધવો. તેના અવયવને છેદવા, તેના ઉપર ઘણો ભાર ભરવો, તેને ખાતપાણી, ચારાનો અંતરાય કરવો; આ પહેલા વ્રતના અતિચાર મધ્યે જે અતિચાર દિવસસંબંધી લાગ્યા હોય તે સર્વને હું પડિક્કમું છું. ૧૦

## બીજા વ્રતના અતિચાર.

द्वितीये अणुव्रते परिस्थूलकअलीकवचनाविरतितः

**बीए अणुव्वयंमी, परिथूलगअलियवयणविरईओ ।**

બીજા અણુવ્રતને વિષે સ્થૂલ મૃષાવાદ વિરમણ સંબંધી

---

૧ મોટાં જૂઠાણા પાંચ છે તે આ પ્રમાણે–૧ દ્વેષાદિવડે અવિષ કન્યાને વિષકન્યા કહેવી વગેરે કન્યા સંબંધી ફેરફાર બોલવું તે **કન્યાલીક** ૨ થોડા દુધવાળી ગાય (ઉપલક્ષણથી દુઝણા જનાવર) ને ઘણા દુધવાળી અને ઘણા દુધવાળી ને થોડા દુધવાળી કહેવી ઇત્યાદિ કહેવું તે **ગવાલીક** ૩ પારકી ભૂમિને પોતાની ભૂમિ કહેવી વિગેરે **ભૂમ્યલીક** ૪ ધન ધાન્યાદિ પારકી થાપણ રાખી હોય છતાં નથી રાખી એમ જૂઠું બોલી ઓળવવી તે **ન્યાસાપહાર** ( અદત્ત વસ્તુને રાખવાથી અદત્તાદાન લાગે છે છતાં વચનની મુખ્યતા હોવાથી અહીં મૃષાવાદપણું પણ ગણ્યું છે ) અને ૫ લાંચ લઇને અગર મત્સરવડે ખોટી સાક્ષી પૂરવી તે **કૂટ સાક્ષિત્વ**. આ પાંચ પૈકી પહેલામાં દ્વિપદ સર્વ સંબંધી અને બીજામાં ચતુષ્પદ સર્વ સંબંધી અલીકનો સમાવેશ છે. ન્યાસાપહાર તથા કૂટસાક્ષિત્વ એ બે દ્વિપદાદિના જૂઠાણામાં અંતર્ભાવ થાય છે છતાં પણ લોકમાં અત્યંત નિંદિત હોવાથી જુદા ગણ્યાં છે.

अतिचरितं अप्रशस्तेन अत्र प्रमादप्रसंगेन

**आयरिअमप्पसत्थे, इत्थ पमायप्पसंगेणं ॥ ११ ॥**

અતિક્રમણ કર્યું, અપ્રશસ્ત ભાવે, અહીં, પ્રમાદના પ્રસંગવડે

**અર્થ**—અહી બીજા અણુવ્રતને વિષે, પ્રમાદના પ્રસંગ થકી અપ્રશસ્ત ભાવે વર્તતા થકા, અતિશયે કરીને મોટા જૂઠાની વિરતિનુ ઉલ્લઘન કરીને જે આચરણ કરેલુ હોય તે જેમકે—૧૧

सहसाभ्याख्याने, रहस्याभ्याख्याने, (स्व) दारमन्त्रभेदे, मृषोपदेशे च कूटलेखे च

**सहसा रहस्स दारे, मोसुवएसे अ कूडलेहे अ।**

અણુવિચાર્યે આળ દેતાં, ગુપ્ત વાતનુ ખોટુ આળ મૂકતા, પોતાની સ્ત્રીની છાની વાત પ્રગટ કરતાં ખોટી સલાહ દેતા અને કુડા લેખ લખતાં

द्वितीयव्रतस्य अतिचारान् प्रतिक्रामामि दैवसिकं सर्वं

**बीयवयस्स इआरे, पडिक्कमे देसिअं सव्वं॥१२॥**

બીજા વ્રતના અતિચારોને પ્રતિક્રમુ છુ. દિવસ સંબંધી સર્વને

**અર્થ**—અણુવિચારે કોઈના ઉપર આળ મુકતાં, એકાતે છાની વાત કરનાર ઉપર રાજ્ય વિરૂદ્ધ ગુન્હો મુકતા, સ્ત્રીએ કહેલી વાત પ્રગટ કરતા, ખોટો ઉપદેશ આપતા અને જુઠા દસ્તાવેજ કરતા, બીજા વ્રતને વિષે જે કોઈ અતિચાર લાગ્યા હોય તે દિવસ સબધી સર્વ અતિચારને હુ પડિક્કમુ છુ ૧૨

## ત્રીજા વ્રતના અતિચાર.

तृतीये अणुव्रते स्थूलकपरद्रव्यहरणविरतितः

**तइए अणुव्वयंमी, थूलगपरदव्वहरणविरईओ ।**

ત્રીજા અણુવ્રતને વિષે સ્થૂલ પરદ્રવ્ય હરણ વિરમણ સંબંધી

आतिचरितं अप्रशस्तेन अत्र प्रमादप्रसंगेन

**आयरिय-मप्पसत्थे, इत्थ पमायप्पसंगेणं ॥ १३ ॥**

અતિક્રમણ કર્યું, માઠા ભાવે, અહીં પ્રમાદના પ્રસંગે

**અર્થ**—અહીં, ત્રીજા અણુવ્રતને વિષે પ્રમાદના પ્રસંગ થકી, અપ્રશસ્ત ભાવે વર્તતાં થકાં, બાદરપણે પરદ્રવ્યના હરણની વિરતિનું ઉલ્લંઘન કરીને જે આચરણ સેવ્યું હોય તે જેમકે—૧૩

स्तेनाहृतप्रयोगे तत्प्रतिरूपे विरुद्धगमने च

**तेनाहडप्पओगे, तप्पडिरूवे विरुद्धगमणे अ ।**

ચોરની આણેલી વસ્તુ લેતાં, ચોરને સહાય દેતાં } ભેળ સંભેળ કરતાં, } રાજ્યવિરુદ્ધ દેશમાં ગમન કરતાં (રાજ્ય વિરુદ્ધ આચરણ કરતાં), અને

कूटतुलकूटमानयोः प्रतिक्रामामि दैवसिकं सर्वम्

**कूडतुल कूडमाणे, पडिक्कमे देसिअं सव्वं ॥ १४ ॥**

ખોટા તોલ ખોટા માપ રાખતાં, } પ્રતિક્રમું છું. દિવસ સંબંધી } સર્વને

અર્થ—ચોરની આણેલી વસ્તુ અર્થાત્ ચોરીનો માલ લેવો, ચોરને સહાય આપવી, ખોટી વસ્તુ ખરી જેવી કરી ( ઠરાવી ) વેચવી, દાણચોરી પ્રમુખ રાજ્યવિરૂદ્ધ આચરવા અગર શત્રુ રાજાના દેશમા રાજ્ય તરફથી જવાનો નિષેધ કર્યો હોય છતા વ્યાપારાદિ પ્રસગે જતા, ખોટા તોલ રાખવા, ખોટા માપ રાખવા, તેથી જે પાપ લાગ્યુ હોય તે દિવસસબધી સર્વને હુ પડિક્કમુ છુ–૧૪

## ચોથા વ્રતના અતિચાર.

चतुर्थे अणुव्रते नित्यं परदारगमनविरतितः,

**चउत्थे अणुव्वयंमि, निच्चं परदारगमणविरईओ ।**

ચોથા અણુવ્રતને વિષે, નિરંતર પરસ્ત્રી ગમન વિરમણ સંબધી

आतिचरितं अप्रशस्तेन अत्र प्रमादप्रसंगेन

**आयरिय-मप्पसत्थे, इत्थ पमायप्पसंगेणं ॥१५॥**

અતિક્રમણ કર્યું, માઠા ભાવે, અહીંયાં પ્રમાદના પ્રસગવડે

અર્થ—અહીં ચોથા અણુવ્રતને વિષે, પ્રમાદના પ્રસગ થકી, અપ્રશસ્ત ભાવે વર્તતા થકા, નિરતર પરદારા સાથે ગમન કરવાની વિરતિનુ ઉલ્લઘન કરીને જે આચરણ સેવ્યુ હોય તે જેમકે—૧૫

अपारिगृहीतागमन इत्वरपरिगृहीतागमनं अनंगक्रीडा परविवाहः

**अपरिग्गहिआ इत्तर, अणंग विवाह**

| કોઈએ નહિ ગ્રહણ કરેલી સ્રીનું સેવન | બીજાની થોડા કાળ માટે રાખેલ સ્રીનુ સેવન | અનગ ક્રિડા | પારકા વિવાહ કરાવવા |
|---|---|---|---|

तीव्रानुरागः (एतानाश्रित्य) चतुर्थव्रतातिचारान्
तिव्व अणुरागे । [1]चउत्थवयस्स इआरे,
તીવ્ર વિષયાભિલાષ, ચોથા વ્રતના અતિચારોને
प्रतिक्रामामि दैवसिकं सर्वम्
पडिक्कमे देसियं सव्वं ॥ १६ ॥
પ્રતિક્રમું છું. દિવસ સંબંધી સર્વને

**અર્થ**— અપરિગ્રહીતા અર્થાત્ કુંવારી કન્યા કે વેશ્યાની સાથે મૈથુન કરવું, બીજાએ થોડા વખત માટે રાખેલી વેશ્યાની સાથે મૈથુન કરવું, અનંગ ક્રીડા કરવી ( સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ અંગથી વિષય ક્રિડા કરવી ) પોતાના પુત્ર પુત્રી શિવાય બીજાના વિવાહ કરવા, કામભોગને વિષે તીવ્ર અનુરાગ કરવો ( આ પાંચ ) ચોથા વ્રતના અતિચાર મધ્યેથી જે કોઇ અતિચાર દિવસ સંબંધી મને લાગ્યો હોય તે સર્વને હું પડિક્કમું છું. ૧૬

## પાંચમા વ્રતના અતિચાર.

इतः अणुव्रते पंचमे आचरितं अप्रशस्ते
इत्तो अणुव्वए पंचमंमि, आयरिय-मप्पसत्थंमि ।
એ પછી પાંચમા અણુવ્રતને વિષે આચરણ કર્યું અપ્રશસ્ત ભાવે

---

૧ આ ચોથું વ્રત બે પ્રકારે ગ્રહણ થઇ શકે છે, તેથી સ્વદારા સંતોષીને છેલ્લા ત્રણ અતિચાર અને પહેલા બે સેવાય તો વ્રત ભંગજ થાય અને પરસ્ત્રીગમન વિરમણવાળાને પાંચ અતિચાર સમજવા. અહીં પુરૂષને સ્ત્રી આશ્રયી કહ્યું છે તે પ્રમાણે, સ્ત્રીને પુરૂષ આશ્રયી અતિચાર અનાચાર વગેરે સમજી લેવું.

परिमाणपरिच्छेदे अत्र प्रमादप्रसंगेन

**परिमाणपरिछेए, इत्थ पमायप्पसंगेणं ॥ १७ ॥**

પરિગ્રહ પરિમાણનો ભંગ કરતા, અહીં, પ્રમાદના પ્રસંગ વડે

અર્થ—એ પછી, અહી પાચમા અણુવ્રતને વિષે પ્રમાદના પ્રસગ થકી, અપ્રશસ્ત ભાવે વર્તતાં થકા પરિગ્રહના પ્રમાણનો પરિચ્છેદ કરવા થકી જે આચરણ સેવ્યું હોય તે જેમકે—૧૭

धनधान्ययोः क्षेत्रवास्तुनोः रूप्यसुवर्णयोः कुप्यपरिमाणे

**धणधन्न खित्तवथ्थू, रूप्पसुवन्ने अ कुविअपरिमाणे ।**

[1]ધન ધાન્યના,ક્ષેત્ર ઘરહાટના,રૂપા સોનાના અને પીતળ વગેરે બીજી ધાતુના પરિમાણમાં

द्विपदचतुष्पदयो प्रतिक्रामामि दैवसिक सर्वम्

**दुपए चउप्पयंमिय, पडिक्कमे देसिअं सव्वं ॥१८॥**

બેપગાં ચોપગાં જીવોનાં, પ્રતિક્રમું છું, દિવસ સબંધી સર્વને

અર્થ—ધન-ધાન્ય, ખેતર-ઘરહાટ, રૂપુ-સોનુ અને રૂપા સોના શિવાય બીજી ધાતુની વસ્તુઓને પરિમાણ ઉપરાત રાખવાથી તથા દાસ-દાસી વિગેરે બે પગવાળા, ઘોડા વિગેરે ચાર

---

૧ ધન ચાર પ્રકારનુ છે તે આ પ્રમાણે ગણી શકાય તે **ગણિમ** સોપારી નાળીએર વગેરે ૨ તોળી શકાય તે **ધરિમ** ગોળ, ઘી વગેરે ૩ માપી શકાય તે **મેય** કાપડ જમીન તેલ દુધ વગેરે અને પરીક્ષા કરવા યોગ્ય તે **પારિછેદ્ય** માણેક મોતી રૂપા નાણ વગેરે.

પગવાળાં પ્રાણીઓને પરિમાણ ઉપરાંત રાખવાથી લાગેલા, દિવસ સંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું. ૧૮

## છઠ્ઠા વ્રતના અતિચાર.

गमनस्य च परिमाणे दिक्षु ऊर्ध्वं अधश्च तिर्यक् च

**गमणस्स य परिमाणे, दिसासु उड्ढं अहे अ तिरिअं च।**

ગમનનું અતિક્રમણ કર્યું } પરિમાણમાં દિશાઓમાં ઉર્ધ્વ અધો અને તિર્છિ

वृद्धिः स्मृत्यंतर्द्धा प्रथमे गुणव्रते निंदामि

**वुड्ढि सइअंतरद्धा, पढमंमि गुणव्वए निंदे॥ १९ ॥**

વધારતાં, વિસ્મૃતિ થવાથી વધારે જતા, } પહેલા } ગુણવ્રતને વિષે } નિંદું છું.

**અર્થ**—ઉર્ધ્વદિશિ, અધોદિશિ અને તિર્છીદિશિમાં જવાના પરિમાણથી અધિક જતાં, એક દિશિમાં જવાનું ઘટાડી બીજી દિશિમાં તે પરિમાણ વધારતાં અને કરેલ પ્રમાણની વિસ્મૃતિ થવાથી વધારે જતાં, પહેલાં ગુણવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને આત્માની સાખે નિંદું છું. ૧૯

## સાતમા વ્રતના અતિચાર.

मद्ये च मांसे च पुष्पे च फले च गन्धमाल्ये च

**मज्जंमि अ मंसंमि अ, पुप्फे अ फले अ गंधमल्ले अ।**

મદિરામાં અને માંસમાં અને ફુલમાં અને ફળમાં અને સુગંધી દ્રવ્ય અને માળામાં

उपभोगपरिभोगयोः  द्वितीये गुणव्रते निन्दामि

**उवन्नोगपरीन्नोगे, बीयंमि गुणव्वए निंदे ॥ २० ॥**

ભોગ ઉપભોગ કરતાં  બીજા ગુણવ્રતનેવિષે નિંદુછું.

અર્થ—મદિરા તથા માસ અને બીજા પણ નહી ખાવા ચોગ્ય પદાર્થ તથા પુષ્પ, ફળ બરાસપ્રમુખ ગધ અને પુષ્પની માળાને ભોગવવાથી, ઉપભોગ પરિભોગ નામના બીજા ગુણવ્રતને વિષે લાગેલા અતિચારને હુ નિદુ છુ ૨૦

सचित्तस्य सचित्तप्रतिबद्धस्य अपक्वस्य दुष्पक्वस्य  च आहारात्

**सच्चित्ते पमिबद्धे, अपोल डुप्पोलिअं च आहारे।**

સચિત્તના,સચિતના સંબંધ વાળીના } કાચી વસ્તુના,અર્ધ કાચી પાકી વસ્તુના } અને ખાવા થકા

तुच्छौषधिभक्षणात्  प्रतिक्रामामि दैवसिकं सर्व्वम्

**तुच्छोसहिभरकणया, पमिक्कमे देसिअं सव्वं ॥ २१ ॥**

તુચ્છ ઔષધનાભક્ષણ થકી, પ્રતિક્રમુ છું. દિવસ સબંધી સર્વને.

અર્થ—સચિત્તનો ત્યાગ વા પરિમાણ છતા પ્રમાદના વશથી અધિક સચિત્ત વાપરવા, સચિત્ત સાથે જોડાયેલી વસ્તુ વાપરવી, નહી પકાવેલા પદાર્થ વાપરવા, અર્ધપાકા તથા અર્ધ-કાચા પદાર્થ વાપરવા અને તુચ્છ પદાર્થ ભક્ષણ કરવા એ સચિ-ત્ત ત્યાગ સંબધી પાચ અતિચાર મધ્યેથી જે અતિચાર લાગ્યા હોય તે દિવસસબધી સર્વને હુ પડિક્કમુ છુ ૨૧

---

१ दुप्पोलिप अ ( प्रत्यन्तरे )

अंगार- वन- शकट- भाटिक-स्फोट- सुवर्जयेत् कर्म्म

**इंगाली वण साडी, भाडी फोडी सुवज्जए कम्मं ।**

અંગારકર્મ, વનકર્મ, શકટ ભાટિક સ્ફોટકર્મ, અત્યંતવર્જવા
કર્મ, કર્મ,

वाणिज्यं चैव दंत-लाक्षा-रस-केश-विष-विषयम्

**वाणिज्जं चेव दंत–लक्खरसकेसविसविसयं ॥ २२ ॥**

કુવેપારને પણ } દંત વાણિજ્ય, લાખ વાણિજ્ય, રસવાણિજ્ય, કેશ-
વર્જવા } વાણિજ્ય, વિષ વિષય વાણિજ્ય,

**અર્થ**—કુંભાર અને ભાડભુંજા વિગેરેના અગ્નિસંબંધી કર્મ તે અંગારકર્મ; પુષ્પ, ફળ, વનસ્પતિ, અનાજ વિગેરે ઉગાડવા તથા છેદવા તે વનકર્મ; ગાડાં, બેલ વિગેરે વેચવા, વેચાવવા તે શકટકર્મ; ઘોડા ઊંટ, બળદ વિગેરે ભાડે આપવા તે ભાટિક કર્મ; કુવા વાવ વિગેરે ખોદવા ખોદાવવા તે સ્ફોટિક કર્મ-આ પાંચ કર્મ શ્રાવકે અત્યંતપણે વર્જવા. વળી નિશ્ચે પાંચ કુવાણિજ્ય તેમાં હાથી દાંત, મુક્તાફળ વિગેરે જ્યાં નિપજતાં હોય તે સ્થાનકે જઇ ખરીદ કરવાં તે દંત કુવાણિજ્ય; લાખ, કસુંબો, હરતાલ વિગેરેનો વ્યાપાર તે લાખ કુવાણિજ્ય; ઘી, તેલ, ગોળ, વિગેરેનો વ્યાપાર તે રસ કુવાણિજ્ય; મોર, પોપટ અને મનુષ્ય તથા પશુનો વ્યાપાર તે કેશ કુવાણિજ્ય; અફીણ, સોમલ વિગેરે તથા શસ્ત્રાદિનો વ્યાપાર તે વિષવિષય કુવાણિજ્ય; એ પાંચ કુવાણિજ્યને શ્રાવકે વર્જવા. ૨૨

एवं निश्चयेन यंत्रपीडाकर्म निर्लांछनं च दवदानम्

**एवं खु जंतपिल्लण–कम्मं निल्लंछणं च दवदाणं।**

એ પ્રકારે નિશ્ચે ઘંટી ચરખા પીલાવવા નાક કાન વિંધવા અને અગ્નિદાહ દેવો

सरोहृदतडागशोषं असतीपोषं च वर्जयेत्

**सरदहतलायसोसं, असईपोसं च वज्जिज्जा॥ २३॥**

સરોવર દ્રહ તળાવ શોષણ કરાવવાં અસતિ પોષણને અને વર્જવાં.

અર્થ—એ પ્રમાણે નિશ્ચયથી ઘંટી ચરખા પ્રમુખ યંત્રમાં શેરડી તલ વિગેરે પીલાવવા, નાક કાન વીંધવા, વીંધાવવા, અગ્નિદાહ દેવો, સરોવર, દ્રહ અને તળાવ વિગેરેને સુકાવી નાખવા, હિંસક જીવો તથા વ્યભિચારી સ્ત્રી વિગેરેનું પોષણ કરવું, આ પાંચ સામાન્ય કર્મને શ્રાવકે વર્જવા. ૨૩

## આઠમા વ્રતના અતિચાર.

शस्त्राग्नि मुशल यंत्रक तृणकाष्ठ मंत्रमूल भैषजम्

**सत्थग्गि मुसल जंतग, तणकट्ठेमंतमूलभेसज्जे ।**

સસ્ત્ર, અગ્નિ, સાંબેલું, યંત્ર, ઘાસ લાકડા, મંત્ર, જડીબુટ્ટી, ગોળી ચુરણ,

दत्तं दापितं वा प्रतिक्रामामि दैवसिकं सर्वम्

**दिन्ने दवाविए वा, पडिक्कमे देसिअं सव्वं ॥२४॥**

દીધાં, અપાવ્યાં, અનુમોદ્યાં, પ્રતિક્રમુંછું. દિવસ સંબંધી સર્વને

**અર્થ**—શસ્ત્ર, અગ્નિ, મુશલ, યંત્ર, તૃણ કાષ્ટ, સર્પ વિગેરેને ખીલવવાના મંત્ર, નાગદમણી પ્રમુખ જડીબુટ્ટી, અને ગોળી ચુરણ વિગેરે ઉપદ્રવકારી વસ્તુઓ બીજાને આપવાથકી, બીજાનીપાસેથી અપાવવાથકી અને આપનારને અનુમોદવાથકી જે અતિચાર લાગ્યા હોય તે દિવસ સંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું. ૨૪

स्नानोद्वर्त्तनवर्णकविलेपने शब्दरूपरसगंधे

**न्हाणुव्वट्टणवन्नग-विलेवणे सद्दरूवरसगंधे ।**

નહાવું, મેલ ઉતારવો, રંગ લગાવવો } વિલેપન કરવું તેમાં } શબ્દ,રૂપ,રસ, ગંધના ભોગોપભોગમાં

वस्त्रासनाभरणे प्रतिक्रामामि दैवसिकं सर्व्वम्

**वत्थासणआभरणे, पडिक्कमे देसिअं सव्वं ॥ २५ ॥**

વસ્ત્ર આસન ઘરેણાના ભોગમા, } પ્રતિક્રમું છું. દિવસ સંબંધી } સર્વને

**અર્થ**—અણગળ પાણી વિગેરેથી ન્હાવું, પીઠી વિગેરે ચોળી શરીરનો મેલ ઉતારવો; અબીલ ગુલાલ અલતાદિક તથા કેશર ચંદનાદિનું વિલેપન કરવું; શબ્દ, રૂપ, રસ, ગંધ, વસ્ત્ર, આસન, આભરણ ઇત્યાદિ અનેક ઉપભોગ સંબંધી જે અતિચાર લાગ્યા હોય તે દિવસસંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું. ૨૫

कंदर्प्पः कौक्कुच्यं मौखर्यं अधिकरणता भोगातिरिक्तता

**कंदप्पे कुक्कुइए, मोहरि अहिगरण भोगअइरित्ते ।**

કામભોગનીકથા, } કામચેષ્ટા, વાચાળપણું, શસ્ત્ર સજજ કરાવવા, } ખપ ઉપરાંત ભોગોપભોગની વસ્તુ રાખવી

अनर्थदंडे तृतीये गुणव्रते निंदामि

**दंडंमि अणट्ठाए, तइयंमि गुणव्वए निंदे ॥ २६ ॥**

[1]અનર્થદંડ નામે ત્રીજા ગુણવ્રતને વિષે નિંદુછુ.

અર્થ—કામભોગની કથા કરવી, લોકોને હાસી આવે એવી કાય ચેષ્ટા કરવી, વાચાળપણે અઘટિત વચન બોલવા, શસ્ત્ર વિગેરે સજ્જ કરવા,- ઉપભોગ પરિભોગની વસ્તુ ખપ કરતા વિશેષ રાખવી, અનર્થ દંડ વિરમણ નામના ત્રીજા ગુણવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હુ નિંદુ છુ ૨૬

## નવમા વ્રતના અતિચાર.

त्रिविधे दुष्प्रणिधाने अनवस्थाने तथा स्मृतिविहीने

**तिविहे दुप्पणिहाणे, अणवट्ठाणे तहा सइविहूणे ।**

ત્રણ પ્રકારના દુષ્પ્રણિધાને ઓછા વખતે પારતા તેમજ સ્મૃતિ વિહીન થતાં

सामायिके वितथे कृते प्रथमे शिक्षाव्रते निंदामि

**सामाइय वितहकए, पढमे सिक्खावए निंदे ॥२७॥**

સામાયિક ખોટી રીતે કર્યે છતે પહેલા શિક્ષાવ્રતને વિષે નિંદુછુ.

અર્થ—મન, વચન, કાયા એમ ત્રણ પ્રકારના દુઃપ્રણિધાન અર્થાત્ દુષ્ટ વ્યાપારના ત્રણ અતિચાર, અવિનયપણે બે ઘડી

---

૧ જેથી આત્મા નિરર્થક દંડાય તે અનર્થ દંડ તેના પાંચ અતિચાર આ ગાથામાં જણાવ્યા છે અને કેવા કેવા કારણે અનર્થ દંડ થાય છે તે ૨૪, ૨૫ ગાથામાં વર્ણવેલ છે

કરતા ઓછા વખતે સામાયિક પારવું, પ્રમાદથી સામાયિક લીધું છે કે નહીં તે યાદ ન રહેવું, એવી રીતે સામાયક વિતથપણે અર્થાત્ ખોટી રીતે કરતાં, પ્રથમ શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદુ છું. ૨૭

### દશમા વ્રતના અતિચાર.

आनयनं प्रेषणं शब्दो रूपं च पुद्गलक्षेपः

**आणवणे पेसवणे, सद्दे रूवे अ पुग्गलक्खेवे।**

બાહેરથી મંગાવવું-મોકલવું } શબ્દ કરવા } રૂપ દેખાડવું અને પુદ્ગલ ફેંકવા

देशावकाशिके द्वितीये शिक्षाव्रते निंदामि

**देसावगासिअंमी, बीए सिक्खावए निंदे ॥ २८ ॥**

દેશાવગાસિક નામે બીજા શિક્ષાવ્રતને વિષે નિંદું છું.

**અર્થ**—નિયમિત ભૂમિમાં બહારથી કાંઇ ચીજ મંગાવવી, પરિમાણ ઉપરાંત ભૂમિને વિષે પોતાના કાર્ય માટે બીજાને મોકલવા, પરિમાણ ઉપરાંત ભૂમિએ રહેલાને ખોંખારાદિથી જણાવવું, તેને રૂપ દેખાડવું, તેવે સ્થળે કાંઈક પદાથ નાંખી પોતાપણું જણાવવું; આ પાંચ અતિચાર માંહેથી દેશાવગાસિક નામના બીજા શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદું છું. ૨૮

### અગીયારમા વ્રતના અતિચાર.

संस्तारकउच्चारविधिप्रमादः ( अप्रत्युपेक्षितदुष्प्रत्युपेक्षिताप्रमार्जित-दुष्प्रमार्जिततया )

**संथारुच्चारविही—पमाय**

સંથારા અને મલમૂત્ર પરઠવવાની વિધિ માહે પ્રમાદ

तथा चैव भवत्यनाभोगः (भोजनाभोगः) [1]पौषधविधिवैपरीत्ये
**तह चेव ञो(य)अणाञोए । पोसहविहिविवरीए,**
તેમજ નિશ્ચે, અનાભોગ થાય, પોષધ વિધિનુ વિપરીતપણું
(ભોજનની ચિંતા) કર્યે છતે

तृतीये शिक्षाव्रते निंदामि
**तइए सिरकावए निंदे ॥ २ए ॥**
ત્રીજા શિક્ષાવ્રતને વિષે નિંદુ છું.

અર્થ—સથારા સબધી બે પ્રકારના અર્થાત્ સથારાને ન પડિલેહે તથા પડિલેહે તો કાઇક કરે અને કાઇક ન કરે અને લઘુનીતિ તથા વડીનીતિ સબધી બે પ્રકારના અર્થાત્ લઘુનીતિ અને વડીનીતિને પરઠવવાની ભૂમિને ન પડિલેહે અને પડિલેહે તો કાઇક કરે અને કાઇક ન કરે, એમ ચાર, તથા ( ભોજન સબધી ચિતા કરવી, ) પોષધ લીધો છે કે નહિ તે યાદ ન રહેવુ એ રીતે પોસહનો વિધિ વિપરીત કરવાથી ત્રીજા શિક્ષા વ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હુ નિંદુ છું. ૨૯

### બારમા વ્રતના અતિચાર.

सचित्ते निक्षेपणं (तेन)पिधानं व्यपदेशः मत्सरश्चैव
**सच्चित्ते निरिकवणे, पिहिणे ववएस मच्छरे चेव ।**
સચિત વસ્તુ ઉપર મુકવી, સચિતવડે ઢાંકવી, માલિકીનો ફેરફાર કરવો, મચ્છર નિશ્ચે કરવો

[1] ધર્મની પુષ્ટિકરે તે પોષધ.

कालातिक्रमदानं [1]चतुर्थे शिक्षाव्रते निंदामि

**कालाइक्कमदाणे, चउ(त्थे)थे सिक्खावए निंदे ॥३०॥**

કાળ વિત્યા પછી દાન દેવું, ચોથા શિક્ષાવ્રતને વિષે નિંદું છું.

અર્થ—સાધુને દેવાયોગ્ય ભોજન ઉપર સચિત્તવસ્તુ મુકવી; દેવાયોગ્ય વસ્તુને સચિત્ત પદાર્થ વડે ઢાંકવી; નહીં દેવાની બુદ્ધિએ પોતાની વસ્તુને પારકી કહેવી, અને દેવાની બુદ્ધિએ પરની વસ્તુને પોતાની કહેવી; ક્રોધ, અભિમાન, ઈર્ષ્યા કરતાં દાન દેવું; ગોચરીનો કાળ વીતી જતાં મુનિને આમંત્રણ કરવું; ચોથા શિક્ષાવ્રતને વિષે પૂર્વોક્ત અતિચાર મધ્યેથી જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદું છું. ૩૦

सुहितेषु च (सुखितेषु) दुःखितेषु च या मया अस्वंयतेषु (असंयतेषु) अनुकंपा

**सुहिएसु अ दुहिएसु अ, जा मे अस्संजएसु अणुकंपा।**

સુવિહિતને વિષે (સુખીને વિષે) { દુઃખીને વિષે અને જે મેં (અસંયતિને વિષે) અસ્વેચ્છાચારિને વિષે } અનુકંપા

रागेण वा द्वेषेण वा तत् निंदामि तच्च गर्हे

**रागेण व दोसेण व, तं निंदे [2] तं च गरिहामि ॥३१॥**

રાગવડે અથવા દ્વેશવડે, તેને નિંદું છું, તેને વળી ગર્હું છું.

---

૧ તિથિ પર્વાદિ લૌકિક વ્યવહારનો ત્યાગ કરે તે **અતિથિ** તેને આત્માર્થે નિર્દોષ અન્નાદિનું દાન કરવું તેને **અતિથિ સંવિભાગ** નામે ચોથું શિક્ષાવ્રત કહે છે. ૨ અહીં અનુકંપાને નિંદી નથી પણ રાગ દ્વેષની નિંદા કરવાની છે.

અર્થ—જ્ઞાનાદિને વિષે હિત છે જેનું એવા સુવિહિતને વિષે, તથા વ્યાધિથી પીડાયેલા, તપે કરીને દુર્બલ એવા દુઃખીને વિષે, તથા ગુરૂનિશ્રાએ વિચરનારા સુસાધુને વિષે, રાગથી વા દ્વેષથી મને જે અનુકંપા થઇ હોય તેને, હું નિંદુ છું અને ગુરૂની સાખે ગર્હું છું અથવા વસ્ત્રાદિકે સુખી, રોગવડે દુઃખી એવા અસંયતી પાસત્થાદિકને વિષે રાગથી અથવા દ્વેષથી જે મને દયા થઈ હોય તેને નિંદુ છું અને ગુરૂની સાખે ગર્હું છું ૩૧

साधुषु संविभागो न कृतः तपश्चरणकरणयुक्तेषु
**साहूसु संविभागो, न कओ तवचरणकरणजुत्तेसु।**
સાધુને વિષે આતિથ્ય ન કર્યું તપ, ચરણસિત્તરી અને કરણસિત્તરીએ સહિત

सति प्रासुकदाने तं निन्दामि तच्च गर्हे
**संते फासुयदाणे, तं निंदे तं च गरिहामि ॥३२॥**
છતે પ્રાસુક દાન તેને નિંદુ છું. તેને અને ગર્હું છું.

અર્થ—તપ તથા ચરણસિત્તરી અને કરણસિત્તરીએ સહિત એવા સાધુઓને વિષે, નિર્દોષ અશનાદિક હોવા છતા મારે જીવે સંવિભાગ (આતિથ્ય) ન કીધો હોય તેથી જે અતિચાર લાગ્યો હોય તેને હું નિંદુ છું અને ગુરૂની સાખે ગર્હું છું ૩૨

### સંલેષણાના અતિચાર.

इहलोके परलोके जीविते मरणे च आशंसाप्रयोगे
**इहलोए परलोए, जीविअ मरणे अ आसंसपओगे।**
આ લોકે પરલોકે જીવતની મરણની અને વાંચ્છા કર્યે છતે

पंचविधो ऽतिचारो मा मम भूयात् मरणांते

**पंचविहो अइआरो, मा मज्झ हुज्ज मरणंते ॥३३॥**

પાંચ પ્રકારનો અતિચાર ન મુજને હોજો. મરણ સમયે

અર્થ—ધર્મના પ્રભાવથી આ લોકને વિષે સુખની વાંચ્છા; તથા પરલોકમાં દેવેંદ્રાદિના સુખની વાંચ્છા; અનશનને લીધે સન્માન દેખી જીવવાની વાંચ્છા, તથા દુઃખ આવે મરવાની વાંચ્છા; અને ચ શબ્દ થકી, કામભોગને વિષે તીવ્ર વાંચ્છા; સંલેષણા (અનશન) સંબંધી આ પાંચ પ્રકારના અતિચાર મને મરણાંત સુધી ન હોજો. ૩૩

## ત્રણ યોગવડે સર્વ વ્રતના અતિચાર.

कायेन कायिकस्य प्रतिक्रामामि वाचिकस्य वाचया

**काएण काइयस्स, पडिक्कमे वाइअस्स वायाए ।**

શરીરવડે શરીર સંબંધી પાપને { પ્રતિક્રમું છું. વચન સંબંધીને } વાચાવડે

मनसा मानसिकस्य सर्वस्य व्रतातिचारस्य

**मणसा माणसिअस्स, सव्वस्स वयाइआरस्स॥३४॥**

મનવડે મન સંબંધીને (એમ) સર્વવ્રતના અતિચારને

અર્થ—કાયાથી વધાદિક કરાયેલા અતિચારને કાયોત્સર્ગાદિ જે કાયાના શુભ વ્યાપાર તેણે કરી; આળ પ્રમુખ દેવાના વચ-

નના અતિચારને જિનસ્તવનાદિ શુભ વચનના વ્યાપારે કરીને; અને દેવતત્ત્વાદિ વિષે શંકા પ્રમુખ મનના અતિચારને અનિત્યાદિ ભાવનાના શુભ ચિંતવને કરીને, એમ સર્વ વ્રતના અતિચારને હુ પડિક્કમુ છુ ૩૪

वंदन[1]-व्रत[2]-शिक्षा[3]-गौरवेषु[4] संज्ञा[5]-कषाय[6]-दंडेषु[7]

वंदण-वय-सिक्का-गा-रवेसु सन्नाकसायदंडेसु ।

બે પ્રકારના વંદન, બાર પ્રકારના વ્રત, બે પ્રકારની શિક્ષા, અને ત્રણ ગારવને વિષે, ચાર સંજ્ઞા, ચાર કષાય અને ત્રણ દંડને વિષે;

---

૧ ચૈત્યવંદન અને ગુરુવંદન ૨ સ્થૂલપ્રાણાતિપાત વિરમણ આદિ શ્રાવકનાં બાર વ્રત ૩ ગ્રહણ અને આસેવનરૂપ બે પ્રકારની શિક્ષા તેમાં શ્રાવક સામાયિક આદિ સૂત્રાર્થ શીખે તે ૧ ગ્રહણશિક્ષા અર્થાત્ જઘન્યથી અષ્ટ પ્રવચન માતા અને ઉત્કૃષ્ટથી દશ વૈકાળિકના છઠ્ઠી વણીઆ અધ્યયનસુધી અર્થસાથે શીખે ૨ આસેવનશિક્ષા તે નવકારથી માંડી શ્રાવકના દિવસ સબંધી સર્વ ધર્માનુષ્ઠાન સેવે પાળે તે અર્થાત્ ઉઠતી વખત નવકાર ગણીને જાગે, પછી પોતાનું સ્વરૂપ વિચારે ઇત્યાદિ શ્રાદ્ધદિનકૃત્ય આદિ ગ્રંથોમાં કહેલાં શ્રાવકના અનુષ્ઠાનો પાળે, ૪ રસ ગારવ, ઋદ્ધિ ગારવ અને શાતા ગારવ. ૫ ચાર, દશ અથવા પંદર સંજ્ઞા ૬ કષ એટલે સંસાર તેનો આય એટલે લાભ જેનાથી થાય તે કષાય ચાર છે, ક્રોધ માન, માયા અને લોભ ૭ જેનાવડે ધર્મધનથી આત્મા દંડાય તે દંડ ત્રણ છે મન, વચન અને કાયા અથવા મિથ્યાત્વ શલ્ય, માયા શલ્ય અને નિયાણુ શલ્યરૂપ

**અર્થ**—ગુરૂ પાસે પાપ આલોવવાની રીતિ ઘણા પ્રકારની છે. પ્રતિક્રમણ કરવાના અવસરે જે ન સાંભર્યા હોય તેવા મૂળગુણને વિષે તથા ઉત્તર ગુણને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને આત્મ સાખે નિંદું છું અને ગુરૂની સાખે ગર્હું છું. ૪૨

तस्य धर्मस्य केवलि-प्रज्ञप्तस्य अभ्युत्थितोऽस्मि

**तस्स धम्मस्स केवलि-पन्नत्तस्स अब्भुट्ठिओमि**

તે ધર્મની કેવળીએ ભાખેલ ઉઠ્યો છું.

आराधनाय विरतोऽस्मि विराधनायाः

**आराहणाए। विरओमि विराहणाए,**

આરાધના માટે નિવર્ત્યો છું. વિરાધના થકી

त्रिविधेन प्रतिक्रांतो वंदे जिनान् चतुर्विंशतिं

**तिविहेण पडिक्कंतो वंदामि जिणे चउव्वीसं ॥४३॥**

ત્રિવિધે પ્રતિક્રમતો વાંદું છું. જિનોને ચોવીશ

**અર્થ**—તે કેવળીભાષિત શ્રાવક ધર્મની આરાધનાને માટે હું ઉઠ્યો છું વળી તે ધર્મની વિરાધના થકી હું નિવર્ત્યો છું; ત્રિવિધે કરી પાપ થકી નિવર્ત્યો થકો ચોવીશ જિનને હું વાંદું છું. ૪૩

## સર્વ ચૈત્યવંદન.

**जावंति चेइआइं, उड्ढे अ अहे अ तिरि अ लोए अ॥**

सव्वाइं ताइं वंदे, इह संतो तत्थ संताइं ॥ ४४ ॥

અર્થ—પૂર્વે લખેલ છે ૪૪

## સર્વ સાધુ વંદન.

जावंत केवि साहू, भरहेरवयमहाविदेहे अ ॥
सव्वेसिं तेसिं पणओ, तिविहेण तिदंडविरयाणं॥४५॥

અર્થ—પૂર્વે લખેલ છે ૪૫

## શુભ ભાવની પ્રાર્થના.

चिरसंचितपापप्रणाशिन्या भवशतसहस्रमथिन्या
चिरसंचिय-पाव-पणासणीइ, भवसयसहस्समहणीए।
લાંબાકાળથી એકઠાકરેલાં પાપનોનાશકરનારી,લાખો ભવને હણનારી

चतुर्विंशतिजिनविनिर्गतकथया व्रजंतु मम दिवसाः
चउवीसजिणविणिग्गयकहाइ, वोलंतु मे दिअहा॥४६॥
ચોવીશ જિનના મુખથકી નીકળેલી કથાઓવડે, {પસાર થાઓ} મારા દિવસો

અર્થ—ચિરકાળથી એકઠા કરેલા પાપને નાશ કરનારી. શત સહસ્ર અર્થાત્ લક્ષ ભવને હણનારી એવી ચોવીશ તીર્થંકરોના મુખથી નિકળેલી કથા કરવે કરીને મારા દિવસો વ્યતીત થાઓ ૪૬

मम मंगलमर्हंतः सिद्धाः साधवः श्रुतं च धर्म्मश्च
**मम मंगलमरिहंता, सिद्धा साहू सुअं च धम्मो अ।**
મુજને મંગલ (હોજો) અરિહંતો } સિધ્ધો સાધુઓ, સિદ્ધાંત અને ધર્મ અને

सम्यग्दृष्टयः देवाः ददतु समाधिं च बोधिं च
**सम्मद्दिठी देवा, दिंतु समाहिं च बोहिं च ॥४७॥**
સમકિત દ્રષ્ટિ દેવતા આપો સમાધ અને સમકિત અને

**અર્થ**—શ્રી અરિહંત, સિદ્ધ ભગવાન વળી સાધુ મહારાજા, શ્રુત ધર્મ તથા ચારિત્ર ધર્મ એ મારે મંગલરૂપ છે. વળી સમ્યગ્ દૃષ્ટિ દેવતાઓ મને ધર્મને વિષે ચિત્તની સ્થિરતા તથા પરભવે સમ્યકત્વ ( જિનધર્મની પ્રાપ્તિ ) આપો. ૪૭

---

૧ અહિં કોઇ શંકા કરે કે દેવો સમાધિ, બોધિ આપવાને સમર્થ છે કે નહિ ? સમર્થ હોય તો સર્વને શામાટે નથી આપતા ? અને અસમર્થ હોય તો પ્રાર્થના કરવી ફોગટ છે. કદાચ યોગ્યતાવાળાને જ આપે એમ કહેશો તોપછી બકરીના ગળાના આંચળ માફક તેમની પ્રાર્થના કરવે કરીને શું ? તેનું શાસ્ત્રકાર સમાધાન કરેછે કે—સર્વત્ર યોગ્યતા એજ પ્રમાણ છે પરંતુ જેમ ઘડો બનાવવાને માટીની યોગ્યતા છે ખરી તોપણ કુંભાર, ચક્ર, ચીવર, દંડાદિક સર્વ તેનાં સહકારી કારણ છે તેમ અહીં પણ ભવ્ય જીવની યોગ્યતા છતાં કુંભાર ચક્રાદિ કારણની પેઠે બીજાની સહાયની જરૂર પડે છે. એટલે નડતાં વિઘ્નોનું નિવારણ કરી દેવતાઓ સમાધિ, બોધિ આપી શકે છે માટે પ્રાર્થના કરવી યોગ્ય છે.

## કયા કારણે પ્રતિક્રમણ કરવું

प्रतिषिद्धाना करणे कृत्यानामकरणे प्रतिक्रमणं[2]

**पडिसिद्धाणं करणे, किच्चाणमकरणे पडिक्कमणं ।**

નિષેધવાયોગ્યને કરવે કરવાયોગ્યને નહિ કરવે, પ્રતિક્રમણ (કરવું)

अश्रद्धाने च तथा विपरीतप्ररुपणाया च

**असद्दहणे अ तहा, विवरीअपरूवणाए य ॥४८॥**

અણુસદ્દહણુ કરવે અને તથા વિરૂદ્ધ પ્રરૂપણા કરવે કરીને અને

અર્થ—નિષેધવા યોગ્ય ( શકા વધાદિ અશુભ કાર્યને ) કરવે કરી તથા કરવા યોગ્ય ( દેવપૂજા સામાયિકાદિ શુભ કાર્યને ) ન કરવે કરી, વળી ( નિગોદાદિ સૂક્ષ્મ વિચારને ) અણુસર્દહવે કરી અને જિનાગમથી વિરૂદ્ધ પ્રરૂપણા કરવે કરી જે પાપ લાગ્યુ હોય તે દૂર કરવાને પ્રતિક્રમણુ (કરવાનુ) છે ૪૮

## સર્વ જીવ પ્રત્યે ક્ષામણા.

क्षमयामि सर्व्वजीवान् सर्व्वे जीवाः क्षाम्यतु मे (दुष्कृतं)

**खामेमि सव्वजीवे, सव्वे जीवा खमंतु मे ।**

ખામું છું. સર્વ જીવોને, સર્વે જીવો ખમો! મારા અપરાધને

---

૨ આ ગાથાથી વ્રતધારી અને અવ્રતી સર્વને અવસ્ય પ્રતિક્રમણુ કરવુ જોઇએ એમ સિદ્ધ થાય છે

मैत्रि मे सर्व्वभूतेषु वैरं मम न केनचित्

**मित्ती मे सव्वभूएसु, वेरं मज्झ न केणई ॥ ४९ ॥**

મૈત્રી મારે સર્વ જીવોને વેરભાવ મારે નથી કોઈ સાથે
વિષે,

અર્થ—સર્વ જીવોને હું ખમાવું છું. સર્વે જીવો મારા અપરાધને ખમજો-માફ કરજો. મારે સર્વ જીવોની સાથે મૈત્રીભાવ છે. કોઈ જીવની સાથે મારે વેરભાવ નથી. ૪૯

एवमहं आलोच्य निंदित्वा गर्हित्वा जुगुप्सितं सम्यग्

**एवमहं आलोइअ, निंदिअ गरहिअ दुगंछिअं सम्मं।**

એ પ્રકારે હું આલોવીને નિંદીને ગર્હીને દુગંચ્છિતને રૂડે પ્રકારે

त्रिविधेन प्रतिक्रान्तो वंदे जिनान् चतुर्विंशतिम्

**तिविहेण पडिक्कंतो, वंदामि जिणे चउव्वीसं ॥५०॥**

ત્રિવિધે પ્રતિક્રમતો વાંદું છું. જિનોને ચોવીશને

અર્થ—આ પ્રમાણે સમ્યક્ પ્રકારે પાપ આલોચ્યું, આત્માસાખે નિંદા કરી, ગુરૂસાખે ગર્હણા કરી અને દુગંચ્છા કરી અને ત્રિવિધે પડિક્કમતો થકો ચોવીશ જિનને હું વાંદું છું. ૫૦

ઇતિ વંદિતા સૂત્ર.

---

## ॥ अथ अब्भुट्ठिओ ( गुरुखामणा ) सूत्र.

इच्छाकारेण संदिश भगवन् ! अभ्युत्थितोऽहं दिवसाभ्यंतरिकं
इच्छाकारेण संदिसह भगवन् अब्भुट्ठिओहं अब्भिंतर-
ઈચ્છાથી આજ્ઞા આપો હે ભગવાન્! તત્પર થયો છું. હું દિવસ

(अतिचारं) क्षमयितुं. इच्छामि क्षमयामि दैवसिकं
देवसिअं खामेउं। इच्छं खामेमि देवसिअं ।
દરમ્યાનના (દોષને) ખામવા; ઈચ્છું છુ. ખામુ છું. દિવસના દુષણને

અર્થ—હે ભગવાન્! ઈચ્છા પૂર્વક આપ મને આદેશ આપો, હુ દિવસમા કરેલા અપરાધને ખામવાને ઉઠયો ( તત્પર થયો ) છુ ગુરૂ કહે ( ખામેહ ) ખમાવો શિષ્ય કહે ( ઇચ્છ ) હું એજ ઇચ્છુ છુ ( અને ) દિવસ સબધી અપરાધ પ્રત્યે ખામુ છું.

यत् किंचित् अप्रीतिकं, पराप्रीतिकं, भक्ते, पाने, विनये,
जं किंचि अपत्तिअं, परपत्तिअं भत्ते, पाणे, विणए,
જે કંઈ અપ્રીતિથી, અતિશય અપ્રીતિથી, } ભોજનમાં, પાણીમાં, વિનયમાં,

वैयावृत्त्ये, आलापे, संलापे, उच्चासने, समासने,
वेयावच्चे, आलावे, संलावे, उच्चासणे, समासणे,
વૈયાવચ્ચમાં, આલાપમાં, સંલાપમાં, ઉંચેઆસનેબેસતાં, સમઆસને બેસતાં,

अंतर्भाषायां, उपरिभाषायां,

**अंतरभासाए, उवरिभासाए,**

વચ્ચે બોલતાં, અધિક બોલતાં,

અર્થ—જે કાંઇ અપ્રીતિભાવ કે વિશેષ અપ્રીતિભાવ ઉપજાવ્યો હોય-( શેને વિષે ) ભોજનને વિષે, પાણીને વિષે વિનયને વિષે, વેયાવચ્ચને વિષે, એક વાર બોલવાને વિષે, વારંવાર બોલવાને વિષે, ગુરૂથી ઉંચા આસને બેસવાને વિષે, ગુરૂની બરાબર આસને બેસવાને વિષે, ગુરૂ બોલતા હોય તેની વચ્ચે બોલવામાં, ગુરૂએ કહેલી વાત વિશેષપણે કહેવામાં,

यत् किंचित् मम विनयपरिहीनं सूक्ष्मं

**जं किंचि मज्झ विणयपरिहीणं, सुहुमं**

જે કંઇ મને વિનયરહિતપણે સૂક્ષ્મ

वा बादरं वा यूयं जानीथ अहं न जाने

**वा, बायरं वा, तुब्भे जाणह, अहं न याणामि,**

કે બાદર કે, તમે જાણો છો, હું નથી જાણતો

तस्य मिथ्या मे दुष्कृतम् ।

**तस्स मिच्छामि दुक्कडं॥**

તેનો મિચ્છામિદુક્કડ હો.

અર્થ—જે કાંઈ મારે ( જીવે ) સૂક્ષ્મ વા સ્થૂલ વિનય રહિતપણું કર્યું હોય તે તમે જાણો છો, હું જાણતો નથી, તે પાપ મારૂં મિથ્યા થાઓ. ॥ १ ॥ ઇતિ ॥

ગુરૂ ( ૧૫ ) લઘુ ( ૧૧૧ ) સર્વ વર્ણ ( ૧૨૬ )

---

# अथ आयरिय उवज्झाए सूत्र *

आचार्य उपाध्यायः शिष्यः साधर्मिकः कुलं गणश्च

**आयरिय उवज्झाए, सीसे साहम्मिए कुल गणे अ।**

આચાર્ય ઉપાધ્યાય શિષ્ય સાધર્મિક કુળ ગણ અને

ये मया केऽपि कषायिताः (तान्) सर्व्वान् त्रिविधेन क्षमयामि

**जे मे केइ कसाया, सव्वे तिविहेण खामेमि ॥ १ ॥**

જે મેં કોઇ પણ પ્રકારે { કષાય કર્યા હોય } તે સર્વને ત્રિવિધે ખામું છું.

અર્થ—આચાર્ય, ઉપાધ્યાય, તેમના શિષ્ય, સાધર્મી, એક આચાર્યના પરિવાર તથા ઘણા આચાર્યના પરિવાર તે સર્વેના ઉપર જે કોઈ પણ પ્રકારનો કષાય મારે જીવે કર્યો હોય તે સર્વેને ત્રિવિધે કરી ખામું છું ॥ ૧ ॥

सर्व्वस्य श्रमणसंघस्य भगवत अंजलीं कृत्वा शिरसि

**सव्वस्स समणसंघस्स, भगवओ अंजलिं करिअ सीसे।**

સર્વ શ્રમણ સંઘરૂપ ભગવતના અંજલી કરીને મસ્તકે
(કરેલ અપરાધને)

---

* આ સૂત્રવડે આચાર્ય, ઉપાધ્યાય, શિષ્ય, સાધુસમુદાય, સઘ અને સર્વ જીવોની સાથે ક્ષામણા થાય છે, માટે સૂત્ર બોલતી વખત બરાબર ઉપયોગ રાખવામાં આવે તો કર્મ નિર્જરા થાય

सर्व्वं क्षमयित्वा क्षाम्यामि सर्व्वस्य अहमपि ( अपराधं )

**सव्वं खमावइत्ता, खमामि सव्वस्स अहयंपि ॥ २ ॥**

સર્વને ખમાવીને ખમુંછું. સર્વના હું પણ (અપરાધને)

**અર્થ**—સર્વ શ્રમણસંઘરૂપ ભગવંતના સંબંધમાં કરેલ જે અપરાધ તે સર્વ અપરાધને, મસ્તકની ઉપર બે હાથ જોડીને ખમાવીને તે સર્વના કરેલા અપરાધને હું પણ ખમું છું.

सर्व्वस्य जीवराशेः (अपराधं) भावतः धर्मनिहितनिजचित्तः

**सव्वस्स जीवरासिस्स, भावओ धम्मनिहिअनियचित्तो॥**

સર્વ જીવરાશિના અપરાધને ભાવથકી ધર્મને વિષેસ્થાપ્યું છે પોતાનું ચિત્ત જેણે એવો

सर्व्वं क्षमयित्वा क्षाम्यामि सर्व्वस्य अहमपि

**सव्वं खमावइत्ता, खमामि सव्वस्स अहयंपि ॥ ३ ॥**

સર્વને ખમાવીને ખમુંછું. સર્વને હું પણ

**અર્થ**—ભાવથી ધર્મને વિષે સ્થાપ્યું છે પોતાનું ચિત્ત જેણે એવો હું સર્વ જીવોના સમૂહના સંબંધમાં કરેલા અપરાધ પ્રત્યે, સર્વને ખમાવીને, હું પણ સર્વ પ્રત્યે ખમું છું. ॥ ૩ ॥
ગાથા (૩) પદ (૧૨) ગુરૂ (૧૯) લઘુ (૯૧) સર્વવર્ણ ( ૧૧૦ )

ઇતિ ખામણા સૂત્ર.

## ॥ अथ नमोस्तु वर्द्धमानाय* ॥

इच्छामः अनुशास्ति नमः क्षमाश्रमणेभ्यः

**इच्छामो अणुसट्ठिं नमो खमासमणाणं। नमोऽर्हत्; ॥**

ઇચ્છીએછીએ. ગુરૂઆજ્ઞાને. નમસ્કાર થાઓ। ! ક્ષમાશ્રમણોને,

અર્થ—અમે ગુરૂ આજ્ઞાને ઇચ્છીએ છીએ, ક્ષમાશ્રમણોને નમસ્કાર થાઓ।

**नमोऽस्तु वर्द्धमानाय, स्पर्द्धमानाय कर्म्मणा ॥**

નમસ્કાર થાઓ, વર્ધમાનસ્વામીને, સ્પર્ધા કરનાર, કર્મની સાથે

**तज्जयावाप्तमोक्षाय, परोक्षाय कुतीर्थिनाम् ॥ १ ॥**

તે (કર્મ) નો જય કરીને પ્રાપ્ત કર્યું છે મોક્ષ જેમણે, પરોક્ષ કુલિંગીઓને

અર્થ—કર્મની સાથે સ્પર્દ્ધાના કરનાર, તે કર્મનો જય કરીને મોક્ષ પ્રાપ્ત કરનાર અને કુતીર્થિયોથી પરોક્ષ એવા વર્દ્ધમાન સ્વામીને નમસ્કાર થાઓ ॥ ૧ ॥

**येषां विकचारविंदराज्या, ज्यायः क्रमकमलावलिं**

જેઓની, વિકસ્વર કમળશ્રેણી, પ્રશંસનીય ચરણકમલની શ્રેણીને

* સંધ્યા પ્રતિક્રમણ કરતી વખત ૭ આવશ્યક પુરા થયા પછી તેના હર્ષ નિમિત્તે આ શ્રી વીર પરમાત્માની સ્તુતિ બોલાય છે તે સંસ્કૃત ભાષામાં હોવાથી અવચૂરિ લખી નથી

**दधत्या ॥ सदृशैरिति संगतं प्रशस्यं,**

ધારણ કરતી સરખા સાથે, એમ, મેળાપ, પ્રશંસનીય,

**कथितं संतु शिवाय ते जिनेंद्राः ॥ २ ॥**

કહેલું છે; થાઓ! મોક્ષનેઅર્થે તે જિનેશ્વરો

**અર્થ**—જે જિનેંદ્રોની પ્રશંસનીય ચરણ કમળની શ્રેણીને (પોતાની ઉપર) ધારણ કરતી એવી વિકસ્વર કમળોની શ્રેણી, (તેનું) સરખાની સાથે મળવું એ પ્રકારે અતિ પ્રશંસનીય કહેલું છે, તે જિનેંદ્રો મોક્ષને અર્થે થાઓ. ॥ ૨ ॥

**कषायतापार्दितजंतुनिर्वृतिं, करोति यो**

કષાયરૂપ તાપવડે પિડિત પ્રાણીઓને શાંતિને, કરે છે. જે

**जैनमुखांबुदोद्गतः ॥ स शुक्रमासोद्भववृष्टिसन्निभो,**

ગણધરના મુખરૂપ મેઘથકી ઉત્પન્ન થયેલ છે, } તે,જ્યેષ્ઠ માસમાં થયેલ વર્ષાદ સરખોછે;

**दधातु तुष्टिं मयि विस्तरो गिराम् ॥ ३ ॥**

કરો! સંતોષ, મારે વિષે, વિસ્તાર, વાણીનો

**અર્થ**—જે ગણધર મહારાજના મુખરૂપી મેઘથકી નીકળેલો વાણીનો વિસ્તાર, કષાય રૂપ તાપથી પિડિત એવા પ્રાણીઓને શાંતિ કરે છે, વળી જે જ્યેષ્ઠ માસમાં ઉત્પન્ન થયેલા વર્ષાદ સરખો છે તે (સિદ્ધાંત રૂપ વાણીનો વિસ્તાર) મારે વિષે તુષ્ટિ કરો. ૩ ઇતિ.

# अथ विशाललोचन वा प्राभातिकवीरस्तुतिः*

विशाललोचनदलं, प्रोद्यद्दंतांशुकेसरम् ।
વિશાળ નેત્રરૂપ પત્રવાળુ, ઝળહળતા દાંતના કિરણરૂપ કેસરવાળું
प्रातर्वीरजिनेन्द्रस्य, मुखपद्मं पुनातु वः ॥ १ ॥
પ્રભાતે વીરજિનેશ્વરનું મુખકમળ પવિત્ર કરો તમોને

અર્થ—જે મુખ કમળને વિષે વિશાળ નેત્રરૂપ પત્ર છે. તથા અત્યંત ઝળહળતા એવા દાંતના કિરણરૂપ કેસર—સુગંધના કણીયા છે, એવુ વીર જિનેદ્રનુ મુખકમળ પ્રભાત સમયે તમને પવિત્ર કરો ૧

येषामभिषेककर्म कृत्वा, मत्ता हर्षभरात् सुखं सुरेन्द्राः।
જેઓની સ્નાત્રક્રિયા કરીને, મગ્ન,હર્ષના સમૂહથી,સુખરૂપ, દેવેંદ્રો
तृणमपि गणयंति नैव नाकं, प्रातः संतु शिवाय
તૃણમાત્ર ગણતા નથીજ દેવલોકને,પ્રભાતે થાઓ.મોક્ષને અર્થે
ते जिनेन्द्राः ॥ २ ॥
તે જિનેશ્વરો,

અર્થ—જે જિનેદ્રોના અભિષેક કાર્યને કરીને, હર્ષના સમૂહ થકી મગ્ન થયેલા એવા દેવેંદ્રો, દેવલોક સબંધી સુખને -

---

* પ્રભાત સમયે રાઇ પ્રતિક્રમણના ૭ આવશ્યક પછી આ સ્તુતિ બોલાય છે માટે પ્રાભાતિક વીર સ્તુતિ .

तृण तुल्य पण गणता नथीज, ते जिनेंद्रो प्रभात समये मोक्षने अर्थे थाओ ! २

**कलंकनिर्मुक्तममुक्तपूर्णतं, कुतर्कराहुग्रसनं सदोदयम्।**

कलंकरहित, नथी मूकाणी पूर्णता जेनी एवुं } कुतर्करूप राहुने ग्रसनार, सदा उदय पामेल

**अपूर्वचंद्रं जिनचंद्रभाषितं, दिनागमे नौमि**

अपूर्वचंद्र तुल्य जिनेश्वरना आगमने प्रभाते स्तुति करुं छुं.

**बुधैर्नमस्कृतम् ॥ ३ ॥**

पंडितोवडे नमस्कार करायेल

**अर्थ**—जे जिनचंद्रनुं आगम कलंक रहित छे; नथी मुकाणी पूर्णता जेनी एवुं छे, कुतर्क करनारा परदर्शनी रूप राहुने भक्षण करनार छे, निरंतर उदय पामेला अपूर्व चंद्र समान छे अने जेने पंडितोए नमस्कार करेलो छे ते जिनचंद्रना आगमने हुं प्रभात समये नमस्कार करुं छुं. इति. ३

## अथ श्रुतदेवतानी स्तुति.

श्रुतदेवतायै करोमि कायोत्सर्गं

**सुअदेवयाए करेमि काउस्सग्गं । अन्नत्थ०**[1]

श्रुत देवताने संभारवा माटे, करुं छुं. काउस्सग्गने

१ अहीं वंदणवत्तियाए न कहेतां अन्नत्थ ऊससिएणं कहेवुं तेनुं कारण ए छे के देवताओ अविरति होवाथी तेमने वंदन पूजन थाय नहि. स्मरण प्रार्थना तो थाय ते वात वंदित्तानी फुटनोटमां जणावेल छे.

श्रुतदेवता भगवती ज्ञानावरणीयकर्मसंघातम्
**सुअदेवया भगवई, नाणावरणीयकम्मसंघायं ।**
શ્રુત દેવી ભગવતી જ્ઞાનાવરણીય કર્મના સમૂહને
तेषाम् क्षपयतु सततं येषाम् श्रुतसागरे भक्तिः
**तेसिं खवेउ सययं, जेसिं सुअसायरे भत्ती ॥ १ ॥**
તેઓના ખપાવો, નિરંતર જેઓની શ્રુત સમુદ્રને વિષે ભક્તિ ( છે )

અર્થ—શ્રુત દેવતાને અર્થે કાઉસ્સગ્ગ કરૂં છું ભગવતી શ્રુત દેવતા (સરસ્વતી), જેઓની શ્રુતસાગરને વિષે નિરંતર ભક્તિ છે તેઓના જ્ઞાનાવરણીય કર્મના સમૂહને ક્ષય કરો ! ૧ ઇતિ ગાથા (૧) પદ (૪) સંપદા (૪) ગુરૂ (૨) લઘુ (૩૫) સર્વવર્ણ (૩૭)

---

## अथ क्षेत्रदेवतानी स्तुतिः

यस्याः क्षेत्रे साधवः दर्शनज्ञानाभ्यां चरणसहिताभ्याम्
**जीसे खित्ते साहू, दंसणनाणेहिं चरणसहिएहिं ।**
જેના ક્ષેત્રનેવિષે સાધુઓ દર્શન જ્ઞાનવડે ચારિત્ર સહિત.
साधयंति मोक्षमार्गं सा देवी हरतु दुरितानि
**साहंति मुक्खमग्गं, सा देवी हरउ दुरिआइं ॥ १ ॥**
સાધે છે; મોક્ષ માર્ગને તે દેવી હરણ કરો. પાપોને

અર્થ—જેના ક્ષેત્રને વિષે સાધુ-મુનિરાજ દર્શન, જ્ઞાન

અને ચારિત્ર સહિત મોક્ષ માર્ગને સાધે છે તે દેવી દુરિત (પાપ) નું હરણ કરો ! ૨

ગાથા (૧) પદ (૪) સંપદા (૪) લઘુ (૩૩) ગુરૂ (૩) સર્વ વર્ણ (૩૬)

## अथ कमलदल स्तुतिः*

**कमलदलविपुलनयना, कमलमुखी कमलगर्भसमगौरी।**

કમળપત્ર સમાન વિસ્તીર્ણ નેત્રવાળી } કમળ જેવા મુખવાળી } કમળના મધ્યભાગ સમાન ગૌરવર્ણવાળી }

**कमले स्थिता भगवती, ददातु श्रुतदेवता सिद्धिम् ।१।**

કમળમાં બેઠેલી ભગવતી આપો ! શ્રુતદેવી સિદ્ધિ

**અર્થ**—કમળના પત્ર સરખા વિસ્તીર્ણ નેત્રોવાળી, કમળના જેવા મુખવાળી, કમળના ગર્ભની જેવા ગૌરવર્ણવાળી, અને કમળને વિષે રહેલી એવી ભગવતી શ્રુતદેવતા સિદ્ધિ આપો ! ૧

ગાથા (૧) પદ (૪) સંપદા (૪) લઘુ (૪૦) ગુરૂ (૪) સર્વવર્ણ (૪૪)

---

* આ થોય સ્ત્રીઓએ સુઅદેવયાની સ્તુતિના બદલે કહેવાની છે. તે પ્રાકૃતસમ સંસ્કૃત ભાષામાં છે.

# अथ अड्ढाइज्जेसु ( मुनि वंदन* ) सूत्रम्.

अर्धतृतीयेषु द्वीपेषु द्वयोः समुद्रयोः पंचदशसु कर्मभूमिषु
**अड्ढाइज्जेसु दीवसमुद्देसु, पनरससु कम्मभूमीसु ।**
અઢી દ્વીપ અને બે સમુદ્ર સંબંધી, પન્નર કર્મ ભૂમિને વિષે

यावंतः केचन साधवो रजोहरणगुच्छकपतद्ग्रहधारिणः
**जावंत केवि साहू, रयहरणगुच्छपडिग्गहधारा ।**
જેટલા કોઈ સાધુઓ રજોહરણ, ગુચ્છા અને પાત્રને ધારણ કરનારા

અર્થ—અઢીદ્વીપ તથા બે સમુદ્ર સંબંધી પંદર કર્મ-ભૂમિને વિષે જેટલા કોઈ સાધુ રજોહરણ ( ઓઘો ) પાત્રાની ઝોળી અને પાત્રા વિગેરે ધર્મોપકરણના ધારણ કરનારા, વળી,

पंचमहाव्रतधारिणः अष्टादशसहस्रशीलांगधारिणः
**पंचमहव्वयधारा, अठ्ठारससहस्ससीलंगधारा ।**
પંચમહાવ્રતને ધારણ કરનારા, અઢારહજાર શીલાંગને ધારણકરનારા

अक्षताचारचारित्राः तान् सर्वान् शिरसा मनसा
**अक्खुयायारचरित्ता, ते सव्वे सिरसा मणसा**
સંપૂર્ણઆચારરૂપ ચારિત્રવાળા તે સર્વને મસ્તકે મને કરીને

---

* આ સૂત્રવડે અઢી દ્વીપ અને બે સમુદ્રમાં રહેલા સર્વ પ્રકારના મુનિ મહારાજને વંદન થાય છે, માટે મુનિવંદન સૂત્ર.

मस्तकेन वंदे ( अखंडोवन्दनार्थः )

**मत्थएण वंदामि**

વાંદુંછું.

**અર્થ**–પાંચ મહાવ્રતને ધારણ કરનારા, અઢાર હજાર શીલ–ચારિત્રના અંગના ધરનારા, સંપૂર્ણ આચાર રૂપ ચારિત્રના પાળનારા, તે સર્વને મસ્તકે કરીને, મને કરીને, હું વાંદુંછું.૨ ઈતિ.

લઘુ (૭૨) ગુરૂ (૧૩) સર્વ વર્ણ (૮૫)

## ॥ अथ वरकनक ( एकसो सित्तेर जिन स्तुति ) सूत्र* ॥

**वरकनकशंखविद्रुम–मरकतघनसन्निभं विगतमोहम्।**

ઉત્તમ સુવર્ણ શંખ પરવાળા લીલમ અને વર્ષાઋ સરખા વર્ણવાળા } મોહ વિનાના

**सप्ततिशतं जिनानां, सर्वामरपूजितं वंदे ॥ १ ॥**

એકસોસિત્તેર જિનોને સર્વ દેવતાઓથી પૂજિત, વાંદું છું.

**અર્થ**—ઉત્તમ સુવર્ણ, શંખ, પરવાળા, લીલમ અને સજળ મેઘના જેવા વર્ણવાળા અને મોહવિનાના તેમજ સર્વ દેવતાઓથી પૂજિત એવા એકસો સિત્તેર તીર્થંકરોને હું વંદના કરૂં છું. ૧ ઇતિ.

૧ આ સૂત્રવડે જગચિંતામણિની ફુટનોટમાં વર્ણવ્યા મૂજબ ઉત્કૃષ્ટ કાળે વિચરતા ૧૭૦ જિનોને તેમના વર્ણવડે સ્તવેલા છે.

# ॥ अथ *लघुशांतिस्तवः ॥

**शांतिं शांतिनिशांतं, शांतं शांताशिवं नमस्कृत्य ॥**

**શાંતિનાથને | શાંતિના સ્થાન, | રાગદ્વેષ રહિત | શાંત થયા છે ઉપદ્રવ જેના | નમસ્કાર કરીને.**

---

* વૃહદ્ગચ્છીય પ્રસિદ્ધ પ્રભાવી શ્રી **માનદેવસૂરિ** શ્રી **નાડૂલ** નગર મધ્યે ચોમાસુ હતા તે વખતે શ્રી **શાકંભરી** નગર મધ્યે શ્રી સંઘ, શાકિની એ કરેલ મરકીના ઉપદ્રવથી પીડાવાથી, તે શ્રીસઘે માણસો મોકલો શ્રી માન દેવસૂરિને હકીકત જાહેર કરીને ઉપદ્રવ નિવારવા માટે વિનતિ કરી તેથી પદ્મા, જયા, વિજયા અને અપરાજીતા એ ચાર દેવીઓનુ સાન્નિધ્ય છે જેને એવા અને અત્યત કરૂણા ભાવે કરીને સહિત એવા તે **સૂરિએ** ઉપદ્રવ નિવારવા અર્થે આ **લઘુશાંતિસ્તવ**ની રચના કરીને શાકભરીના સઘને મોકલ્યુ તેથી. આ સ્તવને પોતે ભણવાથી અગર અન્ય પાસે સાભળવાથકી અને સ્તવવડે મત્રિત જળના છાટવાથી ઉપદ્રવ નાશ પામ્યો અને શાતિ થઇ આ પ્રમાણે આ સ્તોત્રની રચના શ્રી **નાડૂલ** મધ્યે શ્રી **માનદેવસૂરિએ** કરી શાકભરીના સઘનો ઉપદ્રવ શાંત થયો તેથી સર્વત્ર શાતિને અર્થે આ સ્તોત્ર ગણાય છે હાલમા દૈવસિક પ્રતિક્રમણના અતે પણ બોલાય છે આ **શાંતિ** પ્રતિક્રમણમાં ક્યારે દાખલ થઇ તે વિષે વૃદ્ધવાદ એવો છે કે શ્રીમાનદેવસૂરિએ બનાવ્યા પછી મગલિક અર્થે સર્વત્ર ગણાતી પાછળથી એટલે આજ થી લગભગ ૫૦૦) વર્ષ અગાઉ એક યતિજી શ્રી ઉદેપુરમા હતા તેમની પાસે શ્રાવકો હર વખત મગલિક અર્થે શાંતિ સાંભળવા આવતા લોકો વારવાર કટાળો દેવા લાગ્યા તેથી તેમણે ' પ્રતિક્રમણમાં દુક્ખક્ખય કમ્મક્ખયના કાઉસ્સગ્ગને અતે શાંતિ કહેવી જેથી સૌના સાંભળવામાં આવે ' એવો ઠરાવ કર્યો. ત્યારથી તે રીવાજ પ્રચલિત થયો

**स्तोतुः शांतिनिमित्तं, मंत्रपदैः शांतये स्तौमि ॥१॥**

સ્તુતિકરનારની શાંતિ હેતુ મંત્રપદોવડે શાંતિનેમાટે સ્તુતિકરૂંછું.

**અર્થ**—શાંતિના સ્થાન રૂપ, રાગ દ્વેષ વિનાના અને શાંત થયા છે અકલ્યાણકારી ઉપદ્રવો જેનાથી એવા શ્રી શાંતિનાથને નમસ્કાર કરીને, સ્તુતિ કરનારની શાંતિના હેતુ રૂપ છે; તેથી શાંતિને અર્થે, મંત્રોના પદોવડે હું સ્તુતિ કરૂં છું. ૧

**ॐमिति निश्चितवचसे, नमो नमो भगवतेऽर्हते पूजा ॥**

ૐ એ પ્રકારે નિશ્ચય કરેલું છે વચન જેનું એવા } નમસ્કાર હો, નમસ્કાર હો, ભગવન્તને, પૂજાને યોગ્ય

**शांतिजिनाय जयवते,यशस्विने स्वामिने दमिना॥२॥**

શાંતિજિનને જયવંત યશવાળા સ્વામિ સાધુઓના

**અર્થ**—ૐ એવું નિશ્ચયાત્મક વાચક પદ છે જેમનું એવા, સમગ્ર ઐશ્વર્યવાળા, પૂજાને યોગ્ય, રાગાદિને જીતનારા, યશવાળા, અને ઇંદ્રિયોને દમન કરનારા ( મુનિરાજ ) ના સ્વામી એવા શાંતિનાથને નમસ્કાર વારંવાર થાઓ. ૨

**सकलातिशेषकमहा,-संपत्तिसमन्विताय शस्याय ॥**

સઘળા અતિશયરૂપ મહા ઋદ્ધિએ સહિત, પ્રશંસવા લાયક

**त्रैलोक्यपूजिताय च, नमो नमः शांतिदेवाय ॥३॥**

ત્રણલોકવડે પૂજાયેલા, અને નમસ્કારહો, નમસ્કારહો, શાંતિદેવને

અર્થ--સમસ્ત ચોત્રીશ અતિશય રૂપ મહાન સપ્રત્તિ વાળા, પ્રશસા યોગ્ય, અને ત્રણ લોકના જીવોથી પૂજીત એવા શ્રી શાતિનાથને વારવાર નમસ્કાર થાઓ ! ૩

**सर्वामरसुसमूह–स्वामिकसंपूजिताय न जिताय ॥**

સર્વદેવતાના રૂડાસમૂહના સ્વામિવડે રૂડેપ્રકારે પૂજાયેલા; કોઈથી નહિ જીતાયેલા

**भुवनजनपालनोद्यत–तमाय सततं नमस्तस्मै ॥४॥**

ત્રણ ભુવનના મનુષ્યને પાળવાને વિશેષ ઉધમવત, } નિરંતર નમસ્કાર હો. તેને

અર્થ--સમસ્ત દેવતાઓના સુદર સમૂહ સહિત તેમના સ્વામિ જે ચોસઠ ઇદ્રો તેમનાથી પૂજાયેલા, દેવતાઓથી પણ નહી જીતાયેલા, ત્રણ ભુવનના લોકોનુ પાલન કરવામા સાવધાન એવા તે ( શાતિનાથ ) ને નિરતર નમસ્કાર થાઓ ! ૪

**सर्वदुरितौघनाशन–कराय सर्वाशिवप्रशमनाय ॥**

સર્વ પાપ સમુહના નાશ કરનારા, સર્વ ઉપદ્રવને શાત કરનારા

**दुष्टग्रहभूतपिशाच–शाकिनीनां प्रमथनाय ॥ ५ ॥**

દુષ્ટ ગ્રહ ભૂત પિશાચ શાકિનીને, અત્યંત નાશ કરનારા

અર્થ—સર્વ પાપના સમૂહનો નાશ કરનારા, સર્વ ઉપદ્રવને પ્રકર્ષે કરી શાત કરનારા, દુષ્ટ ગ્રહ, ભૂત, પિશાચ અને શાકિનીના ઉપદ્રવોને નાશ કરનારા એવા શાતિનાથને નમસ્કાર થાઓ ! ૫

**यस्येतिनाममंत्र–प्रधानवाक्योपयोगकृततोषा ॥**

જેના એ પ્રકારે નામ મંત્રરૂપ શ્રેષ્ઠ વચનના ઉપયોગમાં કર્યો છે સંતોષ જેણે એવી

**विजया कुरुते जनहित-मिति च नुता नमत तं शांतिं॥६**

વિજયાદેવી, કરે છે, જનહિતને, એ રીતે, વળી, સ્તવેલી, તમે નમો ! તે શાંતિનાથને

**અર્થ**—જે શાંતિ જિનનો પૂર્વોક્ત નામ રૂપ મંત્ર તેણે કરી સર્વોત્તમ પવિત્ર એવું જે વચન તેના ઉપયોગે કરી કર્યો છે ચિત્તને વિષે સંતોષ જેણે એવી જે વિજયા દેવી, જે મનુષ્યનું હિત કરેછે તથા આગળ કહેશે એ પ્રકારે સ્તુતિ કરાયેલી છે તે શાંતિનાથને હે ભવ્યજનો ! તમે નમસ્કાર કરો. ૬

**भवतु नमस्ते भगवति, विजये सुजये परापरैरजिते ॥**

હો, નમસ્કાર તને પવિત્ર વિજયા, સુજયા, બીજા દેવોથી નહિ જીતાયેલી અજીતા

**अपराजिते जगत्यां, जयतीति जयावहे भवति ॥७॥**

અન્યથી નહિ પરાભવ પામેલી અપરાજીતા, જગતમાં, જયવંતી વર્તો એમ સ્તુતિકરનારને જયનેઆપનારી,એવી હે દેવીઓ તમો

**અર્થ**—હે ભગવતિ **વિજયા, સુજયા** બીજા દેવોથી નથી જીતાયેલી એવી હે **અજીતા,** કોઈ ઠેકાણે પરાભવ ન પામેલી એવી હે **અપરાજીતા,** તમો પૃથ્વીને વિષે જયવંતા વર્તો એમ સ્તુતિ કરતે છતે સ્તુતિ કરનાર ભક્તજનને જયની આપનારી થાય છે; એવી હે તમે દરેક દેવીઓ ! તમોને નમસ્કાર થાઓ. ૭

**सर्वस्यापि च संघस्य, भद्रकल्याणमंगलप्रददे ॥**

સર્વ પણ અને સંઘને, સુખ કલ્યાણ મંગલ વિશેષે આપનાર

**साधूनां च सदा शिव–सुतुष्टिपुष्टिप्रदे जीयाः ॥८॥**

મુનિઓના વળી સદા, નિરૂપદ્રવ રૂડી તુષ્ટિ પુષ્ટિ દેવાવાળી હે દેવી ! } જયવતી હો

**અર્થ**—ચતુર્વિધ સર્વ સંઘને સૌખ્ય, નિરૂપદ્રવપણુ અને મંગળને પ્રકર્ષે કરી આપનારી હે દેવી! વળી મોક્ષને સાધનાર મુનિઓને નિરંતર નિરૂપદ્રવપણું, ચિત્તની શાંતિ અને ધર્મની વૃદ્ધિ આપનારી હે દેવી! તમે જયવંતી હો ૮

**भव्यानां कृतसिद्धे, निर्वृतिनिर्वाणजननि सत्त्वानाम्॥**

ભવ્યોને કરી છે સિદ્ધ જેણે એવી } સમાધિ અને મોક્ષ ઉત્પન્ન કરનારી, પ્રાણીઓને

**अभयप्रदाननिरते, नमोऽस्तु स्वस्तिप्रदे तुभ्यं ॥९॥**

નિર્ભયપણુ દેવાને તત્પર, નમસ્કાર હો, કલ્યાણ આપનારી તને

**અર્થ**—ભવ્ય જીવોને કરી છે સિદ્ધિ જેણે એવી તથા પ્રાણીઓને ચિત્તની સમાધિ તથા મોક્ષ ઉત્પન્ન કરનારી એવી તથા ઉત્કૃષ્ટ રીતે નિર્ભયપણું દેવાને તત્પર એવી તથા પ્રકર્ષે કરી કલ્યાણને આપનારી એવી હે દેવી! તને નમસ્કાર હો ૯

**भक्तानां जंतूनां, शुभावहे नित्यमुद्यते देवि ॥**

ભક્ત પ્રાણીઓને, કલ્યાણ પમાડવામાં નિરંતર તત્પર હે દેવી !

અર્થ--હે ભગવતિ ! હે ગુણવતિ ! હે શિવશાંતિ રૂપ ! આ પૃથ્વીને વિષે તું મનુષ્યોને તુષ્ટિ, પુષ્ટિ અને કલ્યાણ કર કર. જ્યોતિસ્વરૂપિણી એવી હે દેવી ! તને નમસ્કાર થાઓ, નમસ્કાર થાઓ ! હ્રાં-હ્રીં હૂઁ-હ્રૂઃ-યઃ-ક્ષઃ-હ્રીં-ફુટ્-ફુટ્-સ્વાહા આ સર્વે મંત્રાક્ષર છે તેમાં પ્રથમના સાત શાંતિ મંત્રના બીજ છે. અને બાકીના ત્રણ વિઘ્નના વિનાશ કરનારા મંત્ર બીજ છે. ૧૪

**एवं यन्नामाक्षर–पुरस्सरं संस्तुता जयादेवी ॥**

એ પ્રમાણે જેના નામાક્ષર પૂર્વક, સ્તુતિ કરાયેલી જયાદેવી

**कुरुते शांतिं नमतां, नमो नमः शांतये तस्मै ॥१५॥**

કરે છે.શાંતિનાથને નમસ્કાર કરનારને } નમસ્કાર હો } નમસ્કાર હો, } શાંતિનાથને તે

અર્થ--એ પ્રમાણે જેના નામાક્ષર મંત્રપૂર્વક સ્તુતિ કરાયેલી એવી જયા નામની દેવી શ્રીશાંતિનાથ પ્રભુને નમસ્કાર કરનારાઓને શાંતિ કરે છે ( પાઠાંતરે શાંતિની હેતુરૂપ થાય છે ) તે શાંતિનાથને વારંવાર નમસ્કાર થાઓ. ૧૫

**इतिपूर्वसूरिदर्शित–मंत्रपदविदर्भितः स्तवः शांतेः ॥**

એ પ્રકારે પૂર્વાચાર્યે બતાવેલ મંત્રપદ ગર્ભિત, સ્તોત્ર, શાંતિનાથનું

**सलिलादिभयविनाशी, शांत्यादिकरश्च भक्तिमतां १६**

પાણી વગેરેના ભય નાશ કરનાર અને શાંતિ આદિ કરનાર } થાઓ, } ભક્તજનોને

અર્થ—એ પ્રમાણે પૂર્વાચાર્યે બતાવેલા એવા મંત્રના પદથી ગર્ભિત એવું શાંતિનાથનુ સ્તવ તે ભક્તિ કરનારા મનુષ્યોને જલ પ્રમુખના ભયનુ નાશ કરનાર થાઓ. અને શાંતિ આદિ સુખનુ કરનાર થાઓ. ૧૬

यश्चैनं पठति सदा, शृणोति भावयति वा यथायोगम् ॥
જે એને ભણે છે સદા સાભળે છે ભાવે છે અથવા સાવધાનપણે
स हि शांतिपदं यायात्, सूरिः श्रीमानदेवश्च ॥१७॥
તે નિશ્ચે શાંતિપદને પામે છે. સૂરિ શ્રીમાનદેવ પણ

અર્થ—જે માણુસ આ સ્તવને નિરંતર ભણે છે, સાવધાન યોગ રાખી જે સાભલે છે, વા મનમા સ્મરણ કરે છે તે માણુસ અવશ્ય શાંતિપદ પામે છે [ પાઠાંતરે કલ્યાણ અને શાંતિનું સ્થાન પામે ) શ્રીમાનદેવસૂરિ પણ તે પદ પામે. ૧૭

उपसर्गाः क्षयं याति, छिद्यंते विघ्नवल्लयः ॥
ઉપસર્ગો ક્ષયને પામે છે, છેદાય છે વિઘ્નની વેલડીઓ
मनः प्रसन्नतामेति, पूज्यमाने जिनेश्वरे ॥ १८ ॥
મન પ્રસન્નતા પામે છે પૂજ્યે છતે જિનેશ્વરને

અર્થ—શ્રી જિનેશ્વર ભગવાનને પૂજતાં થકાં, ઉપસર્ગો નાશ પામે છે, વિઘ્નરૂપી વેલો છેદાય છે, મન પ્રસન્નતા પામે છે. ૧૮

सर्वमंगलमांगल्यं, सर्वकल्याणकारणं ॥

સર્વ મંગળમાં મંગળભૂત સર્વ કલ્યાણનું કારણ

प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनं ॥ १९ ॥

શ્રેષ્ઠ, સર્વ ધર્મોમાં, જિનનું જયવંત વર્તે છે શાસન

અર્થ—સર્વ મંગલોમાં મંગલિક, સર્વ કલ્યાણનું કારણ, સર્વ ધર્મમાં મુખ્ય જૈનશાસન જયવંતુ વર્ત્તે છે.

ઇતિ શ્રી લઘુશાંતિ સ્તવઃ

---

## अथ चउक्कसाय सूत्र.*

चतुष्कषायप्रतिमल्लोल्लूरणः ( उच्छेदकः )

चउक्कसायपडिमल्लुल्लूरणु,

ચાર કષાયના નાશ કરનારા

दुर्जयमदनवाणभञ्जनः (छेदकः)

दुज्जयमयणबाणमुसुमूरणू।

દુર્જય કામબાણને છેદી નાંખનારા

---

* રાત્રીએ સંથારા પોરિસીમાં આ સૂત્ર ચૈત્યવંદન તરિકે બોલવામાં આવે છે. દરેક શ્રાવક સંથારા પોરિસી ભણાતી શકતા નથી તેથી દેવસિ પ્રતિક્રમણના અંતે સામાયક પાળતી વખત લોગસ્સ કહ્યા પછી કહેવાનો વિધિ શ્રાવકોને માટે છે.

सरसप्रियंगुवर्णः गजगामी

**सरसपियंगुवन्नु गयगामिउ,**

નીલી રાયણના જેવા વર્ણવાળા હસ્તિની જેવી ગતિવાળા

जयतु पार्श्वः भुवनत्रयस्वामी

**जयउ पासु भुवणत्तयसामिउ ॥ १ ॥**

જયવંત વર્તો પાર્શ્વનાથ ભુવન ત્રણના સ્વામી.

અર્થ—ચાર કષાય રૂપ વેરીના ઉચ્છેદનાર, દુ ખે જિતાય એવા કામદેવના બાણુને ત્રોડનાર, સ્નિગ્ધ, નીલા એવા રાયણુના ( જેવા શરીરના ) વર્ણવાળા, અને હસ્તિની જેવી ગતિવાળા, ત્રણ ભુવનના સ્વામી શ્રી પાર્શ્વનાથ પ્રભુ જયવંતા વર્તો ! ૧

यस्य तनुकांतिकलापः स्निग्धः

**जसु तणुकंतिकडप्प सिणिद्धउ,**

જેની શરીરની કાંતિનો સમૂહ, સ્નિગ્ધ

शोभते फणिमणिकिरणालीढः

**सोहइ फणिमणिकिरणालिद्धउ ।**

શોભે છે. સર્પની મણિના કિરણોએ વ્યાપ્ત

ननु नव जलधरतडिल्लतालांछितः

**नं नव जलहरतडिल्लयलंछिउ,**

નિશ્ચે વીજળીની લતાએ ચહિત નવીન મેઘ જેવા

स जिनः पार्श्वः प्रयच्छतु वांछितम्

सो जिणु पासु पयच्छउ वंछिउ ॥ २ ।

તે જિન પાર્શ્વ આપો વાંછિતને.

અર્થ—જેના શરીરની કાન્તિનો સમૂહ સ્નિગ્ધ છે, વળી જે નાગેંદ્રની ફણના ઉપર રહેલી મણિના કિરણોથી વ્યાપ્ત છે વળી જે વીજલીની લતાએ કરી સહિત એવા નવા મેઘની જેમ શોભે છે તે શ્રી પાર્શ્વનાથ પ્રભુ મારા વાંછિત પૂર્ણ કરો. ૨. ઇતિ. ॥

## *अथ भरहेसरनी सज्झाय.

भरतेश्वरः वाहुवली अभयकुमारश्च ढण्ढणकुमारः

भरहेसर बाहुबली, अभयकुमारो अ ढंढणकुमारो ।

ભરતેશ્વર બાહુબલી અભયકુમાર અને ઢંઢણકુમાર

श्रीयकः अर्णिकापुत्रः अतिमुक्तकः नागदत्तश्च

सिरिअ अणिआउत्तो, अइमुत्तो नागदत्तो अ ॥१॥

શ્રીયક અર્ણિકાપુત્ર અતિમુક્ત નાગદત્ત અને

અર્થ—શ્રી ભરતેશ્વર, બાહુબલજી, અભયકુમાર તથા

---

* આ સજઝાયમાં શીયલ વ્રતને દ્રઢતાથી પાળનાર ઉત્તમ સત્ત્વશાલી પુરૂષો અને સતીઓનું નામોચ્ચાર પૂર્વક સ્મરણ થાય છે.

ઢઢણકુમાર, શ્રી સ્થલિભદ્રજીના નાનાભાઇ શ્રીયક, અગ્નિકાપુત્ર આચાર્ય, અતિમુક્તાકુમાર, તથા નાગદત્ત, ૧

मेतार्यः स्थूलभद्रः वज्रर्षिः नंदिषेणः सिंहगिरिः

मेअज्ज थूलिभद्दो, वयररिसी नंदिसेण सिंहगिरी।

મેતાર્ય સ્થલભદ્ર વયરસ્વામિ નંદિષેણ સિંહગિરિ

कृतपुण्यश्च सुकोशलः पुंडरीकः केशी करकंडूः

कयवन्नो अ सुकोसल, पुंडरिअ केसि करकंडू ॥२॥

કયવન્નો અને સુકોશલ પુંડરીક કેશી કરકંડુ

અર્થ—મેતાર્યમુનિ, સ્થુલિભદ્રજી, વજ્રઋષિ, નંદિષેણજી, સીંહગિરિ મહારાજ ( શ્રી વજ્રસ્વામીના ગુરૂ ), કૃતપુણ્ય કુમાર, સુકોશલમુનિ, પુડરિક સ્વામી, કેશીકુમાર, કરકંડુ પ્રત્યેકબુદ્ધ,૨

हल्लः विहल्लः सुदर्शनः शालः महाशालः शालिभद्रश्च

हल्ल विहल्ल सुदंसण, साल महासाल सालिभद्दो अ।

હલ્લ વિહલ્લ સુદર્શન શાલ મહાશાલ શાલિભદ્ર અને

भद्रबाहुः दशार्णभद्र प्रसन्नचंद्रश्च यशोभद्रः

भद्दो दसन्नभद्दो, पसन्नचंदो अ जसभद्दो ॥ ३ ॥

ભદ્રબાહુ દશાર્ણભદ્ર પ્રસન્નચંદ્ર અને યશોભદ્ર

અર્થ—હલ્લ અને વિહલ્લ બંને શ્રેણિકના પુત્ર, સુદર્શન શેઠ, શાલમુનિ, મહાશાલમુનિ, શાલિભદ્ર (પ્રસિદ્ધ ભોગી),ભદ્રબાહુ-

સ્વામિ, દશાર્ણભદ્ર, પ્રસન્નચંદ્ર રાજર્ષિ તથા શ્રી યશોભદ્રસૂરિ, ૩

जंबूप्रभुः वंकचूलो गजसुकुमालः अवंतीसुकुमालः

**जंबुपहु वंकचूलो, गयसुकुमालो अवंतिसुकुमालो।**

જંબૂપ્રભુ વંકચૂલ ગજસુકુમાલ અવંતિ સુકુમાલ

धन्यः इलाचीपुत्रः चिलातीपुत्रश्च युगबाहुमुनिः

**धन्नो इलाइपुत्तो, चिलाइपुत्तो अ बाहुमुणी ॥ ४ ॥**

ધન્નો ઇલાચીપુત્ર ચિલાતીપુત્ર અને યુગબાહુ મુનિ

અર્થ—જંબૂસ્વામિ, વંકચૂલ રાજકુમાર, ગજસુકુમાલ, અવન્તિસુકુમાલ, ધન્નાશેઠ, એલાચીપુત્ર, ચિલાતિપુત્ર અને યુગબાહુ મુનિ, ૪

आर्यमहागिरिः आर्यरक्षितः आर्यसुहस्ती उदायनः मनकः

**अज्जगिरि अज्जरक्खिय, अज्जसुहत्थी उदायगो मणगो।**

આર્યમહાગિરિ આર્યરક્ષિત આર્યસુહસ્તિ ઉદાયન મનક

कालिकसूरिः शांबः प्रद्युम्नः मूलदेवश्च

**कालयसूरी संबो, पज्जुण्णो मूलदेवो अ ॥ ५ ॥**

કાલિકસૂરિ શાંબ પ્રદ્યુમ્ન મૂળદેવ અને

અર્થ—આર્યમહાગિરિજી, આર્યરક્ષિતસૂરિ, આર્યસુહસ્તિ-સૂરિ, ઉદાયી રાજા, મનક પુત્ર, કાલિકાચાર્ય, સાંબકુમાર, પ્રદ્યુમ્ન-કુમાર અને મૂલદેવ રાજા, ૫

प्रभवा विष्णुकुमारः आर्द्रकुमारः दृढप्रहारी च

पभवो विन्हुकुमारो, अद्दकुमारो दढप्पहारी अ ।

પ્રભવ વિષ્ણુકુમાર આર્દ્રકુમાર દ્રઢપ્રહારી અને

श्रेयांस कूरघटश्च शय्यंभवः मेघकुमारश्च

सिज्जंस कूरगडू अ, सिज्जंभव मेहकुमारो अ ॥६॥

શ્રેયાંસ અને કુરઘટઋષિ શય્યભવ અને મેઘકુમાર

અર્થ—પ્રભવસ્વામિ, વિશ્નુકુમાર, આર્દ્રકુમાર, તથા દ્રઢપ્રહારી ચોર, શ્રેયાંસકુમાર, કુરગડુસાધુ, સિંજ્જભવ સ્વામિ અને મેઘકુમાર, ૬

एवमादयः महासत्त्वाः ददतु सुखं गुणगणैः संयुक्ताः

एमाइ महासत्ता, दिंतु सुहं गुणगणेहिं संजुत्ता ।

એ વગેરે મહાસત્વવત પુરૂષો, આપો, સુખને, ગુણસમૂહે સહિત

येषां नामग्रहणेन पापप्रबंधाः विलय यान्ति

जेसिं नामग्गहणे, पावपवंधा विलय जंति ॥ ७ ॥

જેઓનાં નામ ગ્રહણકરવાવડે પાપનાબંધ નાશ પામે છે

અર્થ—ઇત્યાદિ બીજા પણ મહા પરાક્રમી પુરૂષો, જ્ઞાનાદિ ગુણોના સમૂહે કરી સહિત એવા, અમને સુખ આપો, જેમના નામસ્મરણથી પાપના બંધ વિનાશ પામે છે ૭

सुलसा चंदनबाला मनोरमा मदनरेखा दमयन्ती

सुलसा चंदनबाला, मणोरमा मयणरेहा दमयंती ।

સુલસા ચંદનબાલા મનોરમા મદનરેખા દમયન્તી

नर्मदासुंदरी सीता नंदा भद्रा सुभद्रा च

**नमयासुंदरि सीया, नंदा भद्दा सुभद्दा य ॥ ८ ॥**

નર્મદાસુંદરી સીતા નંદા ભદ્રા સુભદ્રા અને

**અર્થ**—સુલસા, ચંદનબાલા, મનોરમા, મદનરેખા, દમયન્તી, નર્મદાસુંદરી, સીતા, નંદા, ભદ્રા શેઠાણી, સુભદ્રા, ૮

राजीमती ऋषिदत्ता पद्मावती अंजना श्रीदेवी

**राइ(य)मई रिसिदत्ता, पउमावइ अंजणा सिरीदेवी ।**

રાજીમતી ઋષિદત્તા પદ્માવતી અંજના શ્રીદેવી

ज्येष्ठा सुज्येष्ठा मृगावती प्रभावती चेल्लणादेवी

**जिठ सुजिठ मिगावइ, पभावई चिल्लणादेवी ॥९॥**

જયેષ્ઠા સુજયેષ્ઠા મૃગાવતી પ્રભાવતી ચેલણા દેવી

**અર્થ**—રાજીમતી, ઋષિદત્તા, પદ્માવતી, અંજનાસુંદરી, શ્રીદેવી, જયેષ્ટા, સુજયેષ્ટા, મૃગાવતી, પ્રભાવતી, ચેલણા રાણી, ૯

ब्राह्मी सुंदरी रुक्मिणी रेवती कुन्ती शिवा जयंती च

**बंभि सुंदरि रुप्पिणी, रेवइ कुंती सिवा जयंती य ।**

બ્રાહ્મી સુંદરી રૂકિમણી રેવતી કુંતી શીવાદેવિ જયંતી અને

देवकी द्रौपदी धारिणी कलावती पुष्पचूला च

**देवइ दोवइ धारणी, कलावइ पुप्फचूला य ॥१०॥**

દેવકી દ્રૌપદી ધારિણી કલાવતી પુષ્પચૂલા અને

અર્થ—બ્રાહ્મી, સુંદરી, રૂક્ષ્મણી, રેવતી, કુન્તી, શિવા અને જયન્તી, દેવકી, દ્રૌપદી, ધારણી, કલાવતી તથા પુષ્પચૂલા ૧૦

पद्मावती च गौरी गांधारी लक्ष्मणा सुसीमा च
**पउमावई य गोरी, गंधारी लक्कमणा सुसीमा य।**
પદ્માવતી અને ગૌરી ગંધારી લક્ષ્મણા સુસીમા અને

जाम्बूवती सत्यभामा रुक्मिणी कृष्णस्याष्ट महिष्यः
**जंबुवइ सच्चभामा, रुप्पिणि कण्हट्ठ महिसीउ ॥११॥**
જાંબુવતી સત્યભામા રૂક્ષ્મણી કૃષ્ણની આઠ પટ્ટરાણીઓ

અર્થ—પદ્માવતી, તથા ગૌરી, ગાંધારી, લક્ષ્મણા તથા સુસીમા, જંબુવતી, સત્યભામા, રૂક્ષ્મણી, આ આઠ શ્રી કૃષ્ણની પટરાણીઓ છે ૧૧

यक्षा च यक्षदत्ता भूता तथा चैव भूतदत्ता च
**जक्खा य जक्खदिन्ना, भूआ तह चेव भूअदिन्ना य।**
યક્ષા અને યક્ષદત્તા ભૂતા તેમજ નિશ્ચે ભૂતદત્તા અને

सेणा वेणा रेणा भगिन्य स्थूलभद्रस्य
**सेणा वेणा रेणा, भयणीउ थूलिभदस्स ॥ १२ ॥**
સેણા વેણા રેણા બહેનો સ્થૂલભદ્રની

અર્થ—જક્ષા, યક્ષદત્તા, ભૂતા, તથા વળી નિશ્ચયથી ભૂતદત્તા, સેણા, વેણા, રેણા, આ સાત સ્થૂલિભદ્રજીની બહેનો છે. ૧૨

इत्याद्याः महासत्यः जयंति अकलंकशीलकलिताः

**इच्चाइ महासइउ, जयंति अकलंकसीलकलिआउ ।**

ઈત્યાદિ મહાસતીઓ જયવંત વર્તે છે. નિષ્કલંક શીલગુણે સહિત

अद्यापि वाद्यते यासां यशःपटहः त्रिभुवने सकले

**अज्जवि वज्जइ जासिं, जसपडहो तिहुअणे सयले१३॥**

આજ પણ વાગે છે. જેઓનો યશ ડંકો ત્રિભુવનમાં સકળ

અર્થ—ઈત્યાદિ મોટી સતીઓ નિર્મલ શિયળગુણે કરી સહિત જયવંતી વર્ત્તે છે. વળી જેનો આજ પણ સકલ ત્રિભુ-વનને વિષે યશનો ડંકો વાગે છે. ૧૩

ઇતિ સતા સતીઓની સજ્ઝાય.

---

## ॥ अथ तीर्थ वंदना.* ॥

**सकलतीर्थ वंदुं करजोड, जिनवर नामे मंगल कोड ॥ पहेले स्वर्गे लाख बत्रीश, जिनवर चैत्य नमुं निशदिश ॥ १ ॥ बीजे लाख अठ्ठावीश कह्यां, त्री-**

---

* આ તીર્થવંદના ગુજરાતી ભાષામાં હોવાથી સુગમ છે માટે અર્થ લખ્યો નથી. આ સૂત્રવડે ત્રણ લોકમાં રહેલા શાસ્વતા અને અશાસ્વતા જિનચૈત્ય તથા જિનબિંબોને વંદના કરાય છે.

जे बार लाख सद्दह्यां ॥ चोथे स्वर्गे अड लाख धार,
पांचमे वंदुं लाखज चार ॥ २ ॥ छठे स्वर्गे सहस
पचास, सातमे चालीस सहस प्रासाद ॥ आठमे
स्वर्गे छ हजार, नव दशमे वंदुं शतचार ॥ ३ ॥
अग्यार बारमे त्रणशें सार, नव ग्रैवेयके त्रणशें
अढार ॥ पांच अनुत्तर सर्वे मली, लाख चोराशी
अधिकां वली ॥ ४ ॥ सहस सत्ताणुं त्रेवीश सार,
जिनवर भुवन तणो अधिकार॥ लांबां सो जोजन
विस्तार, पचास ऊंचां बहोंतेर धार ॥ ५ ॥ एकसो
एंशी बिंब प्रमाण, [1]सभासहित एक चैत्ये जाण ॥

---

૧ બાર દેવલોક સુધીના દેવોને દરેક વિમાને ૧ મજ્જન સભા ૨ અલંકાર સભા ૩ જ્ઞાન સભા ૪ સિદ્ધાયતન સભા અને ૫ વ્યવસાય સભા એમ પાંચ પાંચ સભા હોય છે દરેક સભા ત્રણ ત્રણ દ્વારવાળી હોય છે અને દરેક દ્વારે એકેક ચોમુખજી એટલે ચાર ચાર પ્રતિમાજી હોય એટલે એક સભાના બાર અને ૫ સભાના ૬૦ પ્રતિમાજી મળીને થયા. મૂલ ચૈત્ય ત્રણ દ્વારવાળાં હોય છે તેના ગભારામાં ૧૦૮ પ્રતિમાજી અને ત્રણ દ્વારના ત્રણ ચોમુખજીના ૧૨ મળી ૧૨૦ પ્રતિમાજી તેમાં હોય તેમાં પાંચ સભાના ૬૦ મેળવતાં ૧૮૦ પ્રતિમાજી સભા સહિત એક ચૈત્યમાં સમજવા નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તરમાં દેવો નથી તેથી સભાઓ નથી માટે ત્યાંના ૩૨૩ ચૈત્યોમાં ૧૨૦ પ્રતિમાજી દરેકના ગણવા અને ૮૪૯૬૭૦૦ ચૈત્યમાં ૧૮૦ પ્રતિમાજી દરેકમાં ગણવા. તેથી અહીં જણાવેલ સંખ્યા મળી રહેશે

सो कोड वावन कोड संभाल, लाख चोराणुं सहस
चौंआल ॥ ६ ॥ सातशें उपर साठ विशाल, सवि
विंव प्रणमुं त्रण काल ॥ सात कोडने वहोंतेर लाख,
भुवनपतिमां देवल भाख ॥ ७ ॥ एकसो एंशी विंव
प्रमाण, एक एक चैत्ये संख्या जाण ॥ तेरशें कोड
नेव्यासी कोड, साठ लाख वंदुं करजोड ॥ ८ ॥
वत्रीशें ने ओगणसाठ, तीर्च्छा लोकमां चैत्यनो पाठ
॥ त्रणलाख एकाणुं हजार, त्रणशें वीश ते विंव
जुहार ॥ ९ ॥ व्यंतर ज्योतिषीमां वली जेह, शाश्व-
ता जिन वंदुं तेह ॥ रुषभ चंद्रानन वारिषेण, व-
र्द्धमान नामे गुणसेण ॥ १० ॥ समेतशिखर वंदुं
जिन वीश, अष्टापद वंदुं चोवीश ॥ विमलाचल ने
गढ गीरनार, आबु उपर जिनवर जुहार ॥ ११ ॥
शंखेश्वर केसरियो सार, तारंगे श्री अजित जुहार

---

૧ તીર્ચ્છા લોકમાં નંદીશ્વર દ્વીપના ૫૨ ચૈત્ય, રૂચક દ્વીપના ૪ ચૈત્ય, અને કુંડલ દ્વીપના ૪ ચૈત્ય મળી ૬૦ ચૈત્ય ચાર દ્વારવાળાં છે અને બાકી-નાં ૩૧૯૯ ચૈત્ય ત્રણ દ્વારવાળાં છે તેથી ચાર દ્વારવાળાંમાં ૧૨૪) અને ત્રણ દ્વાર વાળામાં ૧૨૦) પ્રતિમાજી છે.

॥ अंतरिक वरकाणो पास, जीरावलो ने थंभण पास ॥ १२ ॥ गाम नगर पुर पाटण जेह, जिनवर चैत्य नमुं गुण गेह ॥ विहरमान वंदुं जिन वीश, सिद्ध अनंत नमुं निशदिश ॥ १३ ॥ अढी द्वीपमां जे अणगार, अढार सहस सीलांगना धार॥ पंच महाव्रत समिति सार, पाले पलावे पंचाचार ॥ १४ ॥ बाह्य अभ्यंतर तप उजमाल, ते मुनि वंदुं गुणमणिमाल ॥ नित नित उठी कीर्त्ति करुं, जीव कहे भवसायर तरूं ॥ १५ ॥

---

## *मन्नह जिणाणंनी सज्झाय.

मन्यस्व जिनाना आज्ञा मिथ्यात्वं परिहर धारय सम्यक्त्वम्
**मण्हं जिणाणं आणं, मिच्छं परिहरह धरह सम्मत्तं।**
માનવીજિનેશ્વરોનીઆજ્ઞાને, મિથ્યાત્વનેપરિહરવું, ધારણ કરવુ } સમ્યકત્વને

---

* આ સજ્ઝાયમાં શ્રાવકને યોગ્ય સદાચારના છત્રીશ પ્રકારના કૃત્યો નુ વર્ણન છે દરેક શ્રાવકે તે કરવામાં યથાશક્તિ ઉદ્યમવંત થવા જરૂર છે.

१ मन्नह जिणाणमाणं.

षड्विधावश्यके, उद्युक्तः भवति प्रतिदिवसम्

**छव्विहआवस्सयंमि, उज्जुत्तो होइ पइदिवसं ॥ १ ॥**

૭ પ્રકારના આવશ્યકને વિષે ઉદ્યમવંત હોય હમેશા

**અર્થ**—જિનેશ્વર ભગવાનની આજ્ઞા માનવી, મિથ્યાત્વનો ત્યાગ કરવો, સમ્યકત્વ ધારણ કરવું, ૭ પ્રકારના આવશ્યકમાં પ્રતિ દિવસ ઉદ્યમવંત થવું. ૧

पर्वसु पौषधव्रतं दानं शीलं तपश्च भावश्च

**पव्वेसु पोसहवयं, दाणं सीलं तवो अ भावो अ ।**

પર્વ દિવસોમાં પોષધવ્રત દાન શીયલ તપ અને ભાવના અને

स्वाध्यायः नमस्कारः परोपकारश्च यतना च

**सज्झाय नमुक्कारो, परोवयारो अ जयणा अ ॥२॥**

સ્વાધ્યાય નમસ્કાર પરોપકાર અને જયણા અને

**અર્થ**—પર્વ દિવસને વિષે પોસહ વ્રત કરવું, દાન, શિયળ, તપ અને ભાવના, સ્વાધ્યાય, નમસ્કાર અને પરોપકાર તથા જયણા રાખવી. ૨

जिनपूजा जिनस्तवनं गुरुस्तवः साधर्मिकाणां वात्सल्यम्

**जिणपूआ जिणथुणणं, गुरुथुअ साहम्मिआण वच्छल्लं ।**

જિનપૂજા જિનનું સ્તવન ગુરુસ્તુતિ સાધર્મિકોની વાત્સલ્યતા

व्यवहारस्य च शुद्धिः रथयात्रा तीर्थयात्रा च

**ववहारस्स य सुद्धी, रहजत्ता तित्थजत्ता य ॥३॥**

વ્યવહારની વળી શુદ્ધિ રથયાત્રા તીર્થયાત્રા અને

અર્થ—જિનેશ્વર ભગવાનની પૂજા, જિનેશ્વર ભગવાનની સ્તુતિ, ગુરૂની સ્તુતિ, અને સાધર્મીને વિષે વાત્સલ્ય, વ્યવહારની શુદ્ધિ, રથયાત્રા અને તીર્થયાત્રા, ૩

उपशमो विवेकः संवरः भाषासमितिः षड्जीवकरुणा च

**उवसम विवेग संवर, भासासमिई छजीवकरुणा य ।**

ઉપશમ વિવેક સંવર ભાષાસમિતિ છકાયજીવાની દયા અને

धार्मिकजनसंसर्गः करणदमः चरणपरिणामः

**धम्मिअजणसंसग्गो, करणदमो चरणपरिणामो ॥४॥**

ધાર્મિક પુરૂષોનો સમાગમ ઇન્દ્રિયદમન ચારિત્રના પરિણામ

અર્થ—ઉપશમ, વિવેક, સંવર, ભાષા સમિતિ અને છકાય જીવોની દયા, ધાર્મિક માણસનો સંસર્ગ, ઇંદ્રિયોનું દમન અને ચારિત્રના પરિણામ, ૪

संघोपरि बहुमानः पुस्तकलिखनं प्रभावना तीर्थस्य

**संघोवरि बहुमाणो, पुत्थयलिहणं पभावणा तित्थे**

સંઘઉપર બહુમાન પુસ્તક લખાવવાં પ્રભાવના તીર્થની

श्राद्धाना कृत्यमेतद् नित्यं सुगुरूपदेशेन ( ज्ञातव्यम् )

**सड्ढाण किच्चमेअं, निच्चं सुगुरूवएसेणं ॥ ५ ॥**

શ્રાવકોનું કામ એ પ્રકારે નિરંતર સદ્ગુરૂના ઉપદેશવડે (જાણવું)

અર્થ—શ્રી સંઘ ઉપર બહુમાન, પુસ્તક લખાવવા, તીર્થની પ્રભાવના કરવી, શ્રાવકના આ કૃત્ય છે, તે નિરંતર સદ્ગુરૂના ઉપદેશથી જાણવા ૫ ઇતિ.

ઇતિ શ્રાવક દિનકૃત્ય સજ્ઝાય.

---

१ क २ य जीर.

# अथ पोसहनुं पच्चक्खाणं.

करोमि हे भयान्त ! पौषधं आहारपौषधं देशतः सर्व्वतः

**करेमि ×भंते ! पोसहं, आहारपोसहं देसउ सव्वउ,**

કરૂં છું હે ભયનો નાશ ! પોષધ, આહાર પોષધ–દેશથકી, સર્વ થકી
કરનાર (ભગવંત) !

---

* આ સૂત્રવડે પોસહનું પચ્ચખ્ખાણ લેવાય છે. પ્રત્યાખ્યાન શબ્દનો અર્થ ત્યાગ કરવું અને પાલવું—સેવન કરવું, એમ બંને પ્રકારે થાય છે તેથી **આહાર પોસહં** એટલે આહારનો ત્યાગ કરવા રૂપ પોસહ કરૂં છું એમ અર્થ થાય છે તેવીજ રીતે **સરીર સક્કાર પોસહં** એટલે શરીરની શોભા ન કરવા રૂપ પોસહ કરૂં છું, એ બને બાબત ત્યાગ કરવાની છે. **બંભચેર પોસહં** અને **અવ્વાવાર પોસહં** એટલે બ્રહ્મચર્યને પાળવા રૂપ અને અ-વ્યાપાર ( મન વચન અને કાયાના સાવદ્ય યોગના ત્યાગકરણરૂપ ) ને પાળવા રૂપં પોસહ કરૂં છું. એમ બંને પદનો અર્થ પાલન કરવાનો થાય છે. સામા-યિક અને પોસહમાં ત્રણ કાળ સંબંધી પચ્ચખ્ખાણ થાય છે તે આ પ્રમાણે —**કરેમિ** પદ વડે વર્તમાન કાળે સાવદ્ય યોગનો ત્યાગ કરવા રૂપ પચ્ચખ્ખાણ થાય છે. **તસ્સ** પદ વડે અતીત કાળે ( ભૂતકાળે ) કરેલાં સાવદ્ય યોગ નું પ્રતિક્રમણ થાય છે અને સામાયિકમાં **પચ્ચખ્ખામિ** પદ વડે અનાગત કાળે ( નિયમ પર્યંતના ભવિષ્ય કાળે ) સાવદ્ય યોગ નહિ કરીશ એમ પચ્ચ-ખ્ખાણ થાય છે અને પોસહમાં **ઠામિ** પદ વડે અનાગત કાળે બે બાબતનો ત્યાગ અને બે બાબતનું પાલન કરીશ એ પ્રકારનો ( ધર્મની પુષ્ટી આપે તે ) પોસહ કરીશ એમ પચ્ચખ્ખાણ કરાય છે.

× **ભંતે** એ પદના ભદંત ( કલ્યાણકારી ), ભયાન્ત (ભયનો અંત કર-નાર) અને ભવાન્ત (ભવનો અંત કરનાર) એવા ત્રણ અર્થ થાય છે. **ભંતે** એ પ્રકારે ભગવંતને આમન્ત્રણ કરવા વડે કરીને ગુરૂકુલવાસનું સૂચન થાય છે અર્થાત્ સાધુઓએ ગુરૂનિશ્રાએ રહેવું અને ગૃહસ્થે ગુરૂ મહારાજ પાસે સામાયિક ઉચ્ચરવું.

शारीरसत्कारपौषधं सर्वतः ब्रह्मचर्यपौषधं सर्वतः
सरीरसक्कारपोसहं सव्वओ,[2] बंभचेरपोसहं सव्वओ,[3]
શરીર સત્કાર પૌષધ સર્વ થકી, બ્રહ્મચર્ય પૌષધ સર્વ થકી,

अव्यापारपौषधं सर्वतः चतुर्विध पौषधं करोमि
अव्वावारपोसहं सव्वओ,[4] चउव्विहं पोसहं ठामि,
અવ્યાપાર પૌષધ સર્વ થકી,(એ) ચાર પ્રકારના પૌષધને કરૂં છું

यावद्दिवसं अहोरात्रं पर्युपासे
जाव दिवसं अहोरत्तं पज्जुवासामि
દિવસ પર્યંત દિનરાત પાળુ છુ.

**અર્થ**—હે ભગવત ! હુ પોસહ કરૂ છુ, આહારનો પોસહ–દેશથી વા સર્વથી, શરીરસત્કાર ન કરવાનો પોસહ સર્વથી, બ્રહ્મચર્યનો પોસહ સર્વથી, અવ્યાપારનો પોસહ સર્વ-થી, આ ચાર પ્રકારના પોસહને હુ કરૂ છું, તે આખો દિવસ અથવા રાત અને દિવસ પાળુ છુ ( પાળીશ )

द्विविधं त्रिविधेन मनसा वाचा कायेन न करोमि न
दुविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न
બે કરણ ત્રણ યોગવડે મને વચને કાયાએ ન કરૂં, ન

कारयामि तस्मात्(तं) भदन्त ! प्रतिक्रामामि निंदामि
कारवेमि तस्स भंते पडिक्कमामि निंदामि
કરાવું તે કારણ માટે તેને હે ભ-વનો નાશ કરનાર(ભગવંત) પ્રતિક્રમું છું નિંદુ છુ

गर्हे आत्मानं व्युत्सृजामि
**गरिहामि अप्पाणं वोसिरामि ॥**
ગર્હું છું. પોતાની કાયને ત્યાગ કરૂં છું

અર્થ—બે પ્રકારે અને ત્રણ પ્રકારે; મન, વચન અને કાયાવડે એમ ત્રણ પ્રકારે, ન કરૂં તથા ન કરાવું એમ બે પ્રકારે, હે ભગવંત તે ( અતીતકાળના પાપને ) હું પ્રતિક્રમું છું, આત્માની સાખે નિંદું છું, ગુરૂની સાખે ગર્હુંછું અને આત્માને પાપથી વોસરાવું છું. ૧ ઇતિ.

---

## अथ पोसह पारवानुं सूत्र.

सागरचंद्रः कामः चंद्रावतंसः सुदर्शनो धन्यः
**सागरचंदो कामो, चंदवडिंसो सुदंसणो धन्नो ।**
સાગરચંદ્ર કામદેવ ચંદ્રાવતંસક સુદર્શન ધન્ય
यैः पौषधप्रतिमा न खंडिता जीवितांतेऽपि
**जेसिं पोसहपडिमा, अखंडिआ जीवियंतेवि ॥ १ ॥**
જેઓએ પોષધ પ્રતિમા નખંડન કરી. મરણાન્ત કષ્ટ પ્રાપ્ત થતાં પણ

અર્થ—સાગરચંદ્ર કુમાર, કામદેવજી, ચંદ્રાવતંસ રાજા, સુદર્શન શેઠ, તેઓને ધન્ય છે કે જેઓની પોષધ પ્રતિમા, જી-

વિતના અંત સુધી ( મરણાંત કષ્ટ પ્રાપ્ત થતાં ) પણ અખંડિત રહી ૧

धन्याः श्लाघनीयाः सुलसा आनंदकामदेवाश्च
धन्ना सलाहणिज्जा, सुलसा आणंदकामदेवा य ।
ધન્ય છે_પ્રશંસાપાત્ર સુલસા આણંદ કામદેવ અને
येषाम् प्रशसति भगवान् दृढव्रतत्व महावीरः
जास पसंसइ भयवं, दढवयत्तं महावीरो ॥ २ ॥
જેઓના વખાણે છે. ભગવંત દઢવ્રતપણાને મહાવીરપ્રભુ

અર્થ—ધન્ય છે તે મનુષ્યોને અને તેઓ જ પ્રશંસાપાત્ર છે, સુલસા શ્રાવિકા, આણંદ અને કામદેવ શ્રાવક જેમના દ્રઢ વ્રતપણાને ભગવંત શ્રી મહાવીર સ્વામિ વખાણે છે ૨

पोसह विधे लीधो, विधे पार्यो, विधि करतां जे कांइ अविधि हुओ होय, ते सवि हुं मन, वचन, कायाए करी मिच्छामि दुक्कडं॥ पोसहना अढार दोष मांहे जे कोइ दोष लाग्यो होय ते सवि हुं मन, वचन कायाए करी मिच्छामि दुक्कडं ॥ इति ॥

# અથ સામાયિક લેવાનો વિધિ.

પ્રથમ સ્થાપનાચાર્યજી ન હોય તો ઉંચે આસને પુસ્તક આદિ જ્ઞાનાદિનું ઉપકરણ મુકીને શ્રાવક તથા શ્રાવિકાએ કટાસણું મુહપત્તિ અને ચરવળો લઈ, શુદ્ધ વસ્ત્ર સહિત થઈ, જગ્યા પુંજી કટાસણું પાથરી, તે ઉપર બેસી, મુહપત્તિ ડાબા હાથમાં મુખ પાસે રાખી, તે વડે મુખ ઢાંકી, જમણો હાથ ઉંધો સ્થાપનાજી સન્મુખ રાખીને એક નવકાર તથા પંચિંદિય કહેવા. પછી ખમાસમણ દઈ ઇરિયાવહિ તસ્સ ઉત્તરી અન્નત્થ ઊસસિએણં કહી એક લોગસ્સનો ચંદેસુનિમ્મલયરા સુધી ( લોગસ્સ ન આવડે તો ચાર નવકારનો ) કાઉસ્સગ્ગ કરવો. નમો અરિહંતાણં પદ બોલી કાઉસ્સગ્ગ પારી લોગસ્સ કહેવો. પછી ખમાસમણ દઈ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્, સામાયિક મુહપત્તિ પડિલેહું ? " કહી કાંઈક વિરામ લઈ 'ઇચ્છં' કહી પચાસ બોલ ચિંતવવા સાથે મુહપત્તિ પડિલેહવી. પછી ખમાસમણ દઈ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક સંદિસાવું ? " 'ઇચ્છં' કહી ખમાસમણ દઈ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક ઠાઉં ? " 'ઇચ્છં' કહી બે હાથ જોડી એક નવકાર ગણી " ઇચ્છકારિ ભગવન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી " કહી ગુરૂ અથવા વડિલ હોય તો તેઓની પાસે કરેમિભંતે ઉચરવું. નહિતર પોતાની મેળે કરેમિભંતેનો પાઠ બોલવો. પછી ખમાસમણ દઈ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બેસણે સંદિસાવું ? " 'ઇચ્છં' કહી, પછી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બેસણે ઠાઉં ? " 'ઇચ્છં' કહેવું. પછી ખમાસમણ દઈ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સજ્ઝાય સંદિસાવું ? " 'ઇચ્છં' કહી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સજ્ઝાય કરૂં ?"

'ઇચ્છં' કહી ત્રણ નવકાર ગણવા. પછી બે ઘડી વાંચવા ભણવા આદિકએ કરી ધર્મ ધ્યાન કરવું અથવા નવકારવાળી ગણવી. વિકથાદિ પ્રમાદમાં પડવું નહિ.

## અથ સામાયિક પારવાનો વિધિ.

પ્રથમ ચરવળો લઇ ઉભા થઈ ખમાસમણ દઇ ઇરિયાવહિ પડિક્કમી યાવત્ કાઉસ્સગ્ગ કરી લોગસ્સ કહી ખમાસમણ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહી ખમાસમણ દઈ, 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક પારૂં[1] ? ' 'યથાશક્તિ' કહી ખમાસમણ દઈ, "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક[2]પાર્યું" કહી કંઈક વિસામા પછી 'તહત્તિ' કહી, પછી જમણો હાથ ચરવળા ઉપર અથવા કટાસણા ઉપર થાપી, એક નવકાર ગણી 'સામાઇયવયજુત્તો' કહેવો. પછી જમણો હાથ સ્થાપના સામે સવળો રાખીને એક નવકાર ગણવો. અહીં ઉપરા ઉપર ત્રણ સામાયિક કે બે સામાયિક કરવાં હોયતો દરેક સામાયિક લેતાં લેવાની વિધિ કરવી પણ વખતો વખત પારવું નહી. બે સામાયિક કરવા હોય તો બે પૂરા થયે ને ત્રણ સામાયિક કરવા હોય તો ત્રણ પૂરા થયે એક વાર પારવું. એવી પ્રવૃત્તિ છે. એક સામટા આઠ દશ સામાયિક કરવાં હોય તો ત્રણ ત્રણ સામાયિક સુધી આ વિધિ જાણવો.[3]

---

૧ અહીં ગુરૂ 'પુણોવિ કાયવ્વો' કહે ૨ અહીં ગુરૂ 'આયારો ન મોત્તવ્વો કહે

૩ લગોલગ સામાયિક લેવું હોય ત્યારે બીજું ત્રીજું સામાયિક લેતાં 'સજ્ઝાય કરૂં' ના બદલે 'સજ્ઝાયમાં છું' એમ કહી ત્રણ નવકાર બદલે એક નવકાર ગણવો

## ॥ અથ ચૈત્યવંદન કરવાનો વિધિ ॥

પ્રથમ ત્રણ ખમાસમણ દઇને પછી "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂ?" કહી, 'ઇચ્છં' કહી, ચૈત્યવંદન, જંકિંચિ કહી, પછી બે કુણી પેટ ઉપર રાખી બે હાથ જોડી અંજલી કરી 'નમુથ્થુણં' કહેવું. પછી મુક્તાસુક્તિ મુદ્રાએ (બે હાથ પોલા જોડી, માથા સુધી ઉંચા રાખી) 'જાવંતિ ચેઈઆઈં' કહી, ખમાસમણ દઈ તેજ મુદ્રાએ 'જાવંત કેવિ સાહૂ' કહી, પછી અંજલી કરી 'નમોऽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ' કહી ઉવસગ્ગહરં અથવા ગમે તે સુવિહિતનું કરેલું સ્તવન કહેવું. પછી મુક્તાસુક્તિ મુદ્રાએ જય વીયરાય પુરા કહેવા; પછી ઉભા થઇ બે પગ વચ્ચે ચાર આંગળ અંતર રાખી બે હાથે અંજલી કરી "અરિહંત ચેઇઆણં કરેમિ કાઉસ્સગ્ગં, અન્નથ્થ ઊસસિએણં" કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો. પછી નમો અરિહંતાણં કહી, નમોऽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ કહી, થોય જોડા માંહેની પહેલી થોય કહેવી.

---

## અથ ગુરુ વંદન કરવાનો વિધિ.

પ્રથમ બે ખમાસમણ દઈ નીચે મુજબ સુખશાતા પૂછવી. 'ઈચ્છકાર સુહરાઇ[1], સુહદેવસિ[2], સુખ તપ, શરીર નિરાબાધ, સુખ સંજમ જાત્રા નિર્વહો છોજી? સ્વામિ શાતા છેજી? ભાત પાણીનો લાભ દેજોજી.'

પછી ખમાસમણ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ અભુઠ્ઠિઓમિ અભ્ભિંતર રાઇયં[3] ખામેઉં? કહી અભુઠ્ઠિઓ કહેવો.

---

૧ બપોર પહેલાના વખતમાં કહેવું. ૨ બપોર પછીના વખતમાં કહેવું.
૩ બપોર પછીના વખતમાં દેવસિયં કહેવું.

# ॥ અથ દેવસિ પ્રતિક્રમણ વિધિ ॥

પ્રથમ પૂર્વની રીતિએ સામાયિક લેવું. પછી પાણી વાપર્યું હોય તો ખમાસણ દઈ "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ મુહપત્તિ પડિલેહું? ઇચ્છ" એમ કહી બેસીને ફક્ત મુહપત્તિ પડિલેહવી અને જો આહાર વાપર્યો હોય તો બે વાંદણાં દેવા, ત્યા બીજા વાંદણામાં "આવસ્સિયાએ" એ પદ ન કહેતાં અવગ્રહમા જ ઉભા રહીને "ઇચ્છકારી ભગ૦ પસાય કરી પચ્ચખ્ખાણનો આદેશ દેશોજી" એમ કહેવુ પછી વડીલ પચ્ચખ્ખાણ કરાવે યા પોતે યથાશક્તિ પચ્ચખ્ખાણ કરે. પછી ખમાસમણ દઈ ઉભા થઇ "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ ચૈત્યવંદન કરૂ?" એમ કહેવુ; પછી બેસીને વડીલ ચૈત્યવંદન કરે. વડીલ ન હોય તો પંચાગ પ્રણિપાતથી (બને ઢીંચણ જમીન ઉપર સ્થાપી) પોતે કરે. પછી "જં કિંચિ" કહેવુ. પછી નમુથ્થુણં કહિ ઉભા થઈ અરિહંત ચેઇઆણ કહી અન્નથ્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, નમોઽર્હત્૦ કહી, પહેલી થોય કહેવી. પછી લોગસ્સ, સવ્વલોએ અરિહંત ચેઇઆણ, અન્નથ્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, બીજી થોય કહેવી. પુખ્ખરવરદી, સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગ વંદણવ ત્તિઆએ૦ કહી અન્નથ્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, ત્રીજી થોય કહેવી. પછી સિદ્ધાણં બુદ્ધાણં કહી, વેયાવચ્ચગરાણ, અન્નથ્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, નમોઽર્હત્૦ કહી ચોથી થોય કહેવી. પછી બેસીને નમુથ્થુણ કહેવુ. પછી ઉભા થઈ ચાર ખમાસમણ દેવાં પૂર્વક "ભગવાનહં, આચાર્યહં, ઉપાધ્યાયહં, સર્વ સાધુહં" એમ કહેવુ. પછી 'ઈચ્છાકાર સમસ્ત શ્રાવકને વાંદુ' એમ કહેવુ. પછી "ઈચ્છા૦ સંદિ૦ ભગ૦ દેવસિઅ પડિક્કમણે ઠાઉં? ઈચ્છ" એ આદેશ માગીને બેસી

જમણો હાથ ચરવલા ઉપર યા ભૂમિ ઉપર સ્થાપી "સવ્વસ્સવિ દેવસિઅ દુચ્ચિતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ, મિચ્છામિ દુક્કડં" એ પાઠ કહેવો. (પ્રતિક્રમણમાં દરેક આદેશ વડીલજ માગે, તે ન હોય તો શ્રાવક પોતે માગે. આ વાત પિઠીકા રૂપે સર્વત્ર યોજવી.) પછી ઉભા થઇ કરેમિભંતે૦ ઇચ્છામિઠામિ કાઉસ્સગ્ગં જો મે દેવસિઓ અઇયારો૦ કહી તસ્સઉત્તરી૦ અન્નત્થ૦ કહી, અતિચારની આઠ ગાથાનો, અને તે ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પ્રગટ લોગસ્સ કહેવો. પછી બેસીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહવી. પછી ઉભા થઇને બે વાંદણાં દેવાં તેમાં બીજા વાંદણા વખતે અવગ્રહ બહાર નીકળવું નહિ. બીજું વાંદણું પૂરૂં થયે "ઇચ્છા૦ સં૦ ભ૦ દેવસિયં આલોઉં? ઇચ્છં" કહી જો મે દેવસિઓ અઇઆરોનો પાઠ કહેવો. પછી 'સાત લાખ' અને 'અઢાર પાપસ્થાનક' કહેવા. પછી 'સવ્વસ્સવિ દેવસિઅ દુચ્ચિંતિય દુબ્ભાસિય દુચ્ચિટ્ઠિય ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ ઇચ્છં તસ્સ મિચ્છામિ દુક્કડં' એમ કહી વીરાસને અથવા ન આવડે તો જમણો ઢીંચણ ઉંચો રાખી એક નવકાર કરેમિં૦ કહી, ઇચ્છામિ પડિક્કમિઉં, જો મે દેવસિઓ અઇઆરો કહી, સંપૂર્ણ વંદિત્તુ કહેવું૦ પણ તેમાં "તસ્સ ધમ્મસ્સ કેવલીપન્નત્તસ્સ અબ્ભુટ્ઠિઓમિ" એ પદ બોલતાં ઉભા થવું ને અવગ્રહની બહાર જઈને વંદિત્તુ પૂરૂં કરવું. પછી બે વાંદણાં દેવાં. બીજા વાંદણામાં અવગ્રહમાં ઉભા હોઇએ ત્યાં "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતરં દેવસિઅં ખામેઉં? ઇચ્છં ખામેમિ દેવસિઅં" કહીને જમણો હાથ ચરવલા ઉપર સ્થાપી જંકિંચિ અપત્તિઅં ઈત્યાદિ પાઠ બોલતાં અબ્ભુટ્ઠિઓ ખામવો. પછી અવગ્રહ બહાર નીકળીને બે વાંદણાં દેવાં. બીજું વાંદણું પૂરૂં થાય ત્યારે અવગ્રહની બહાર નીકળી આયરિય

ઉવજ્ઝાએ કહેવું. પછી કરેમિભ તે, ઈચ્છામિઠામિ, તસ્સ ઉત્તરી, અન્નત્થ૦ કહી, બે લોગસ્સ અથવા ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો. ( શાતિ કે ખરાબ સ્વપ્નના કાઉસ્સગ્ગ શિવાય બીજી બધી જગોએ લોગસ્સનાં જ્યાં જયા કાઉસ્સગ્ગ આવે ત્યાં ત્યાં ચ દેસુ નિમ્મલયરા સુધીજ ગણવાનુ ધ્યાનમા રાખવુ) પછી પારીને લોગસ્સ, સવ્વલોએ અરિહંત ચેઈ૦ અન્નત્થ૦ કહી, એક લોગસ્સ યા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પુખ્ખરવરદી, સુઅસ્સ ભગવઓ કરેમિ૦ વદણ૦ અનથ્થ૦ કહી એક લોગસ્સ યા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, સિદ્ધાણ બુદ્ધાણ કહેવુ. પછી " સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગ અન્નત્થ૦" કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, નમોઽર્હત૦ કહી પુરૂષે સુઅદેવયાની થોય ( અહી સ્ત્રી હોય તો તે કમલદલની સ્તુતિ કહે) કહેવી, પછી 'ખિત્તદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગ' અન્નથ્થ૦" કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, નમોઽર્હત૦ કહી જીસે ખિત્તે સાહૂ૦ ની થોય કહેવી. ( અહી પણ સ્ત્રી હોય તો તે યસ્યા ક્ષેત્ર'૦ ની થોય કહે ) પછી એક નવકાર ગણી બેસીને મુહપત્તિ પડિલેહવી. પછી બે વાંદણા દેવાં. પછી અવગ્રહમાં જ ઉભા ઉભા " સામાયિક, ચઉવ્વિસથ્થો, વાંદણાં, પડિક્કમણું, કાઉસ્સગ્ગ, પચ્ચખ્ખાણ કર્યું છેજી. ઈચ્છામો અણુસટ્ઠિં " એમ કહી બેસીને " નમો ખમાસમણાણ, નમોઽર્હત૦ ઈત્યાદિ " પાઠ કહી, નમોસ્તુ વર્દ્ધમાનાય૦ કહેવું. ( અહી સ્ત્રી હોય તો તે સંસારદાવા૦ની ત્રણ થોય કહે ) પછી નમુથ્થુણ કહી " ઈચ્છાકારેણ સદિ૦ ભગ૦ સ્તવન ભણુ ? ઇચ્છં " એમ કહી સ્તવન કહેવુ. ( સ્તવન પૂર્વાચાર્યનુ બનાવેલુ ઓછામા ઓછુ પાચ ગાથાનુ હોવુ જોઇએ ) પછી વરકનક૦ કહી પૂર્વની પેઠે ભગવાનાદિ ચારને ભગવાનહ વિગેરે કહી ચાર ખમાસમણવડે થોભ વંદન કરવુ. પછી જમણો હાથ ચરવલા યા ભૂમિપર સ્થાપી

અઠ્ઠાઈજ્જેસુ કહેવું. પછી ઉભા થઈ " ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ દેવ-
સિઅ પાયચ્છિત્ત વિસોહણત્થં કાઉસ્સગ્ગ કરૂં ? ઇચ્છં દેવસિઅ
પાયચ્છિત્ત વિસોહણત્થં કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦ કહી ચાર
લોગસ્સ યા સોલ નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પ્રગટ લોગ-
સ્સ કહેવો પછી બે ખમાસમણ દેવાં પૂર્વક "સજ્ઝાય સંદિસાવું ?
ઇચ્છં" તથા " સજ્ઝાય કરૂં ? ઇચ્છં " એવી રીતે બે આદેશ
માગી બેસી એક નવકાર ગણીને વડિલ અગર તેનો આદેશ
માગી પોતે સજ્ઝાય કહે. પછી એક નવકાર ગણી ઉભા થઇ
ખમાસમણ દઈ "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ દુક્ખક્ખય કમ્મક્ખય
નિમિત્તં કાઉસ્સગ્ગ કરૂં ? ઇચ્છં દુક્ખક્ખય કમ્મક્ખય નિમિત્તં
કરેમિ કાઉસ્સગ્ગં" એમ કહી અન્નત્થ૦ કહી સંપૂર્ણ ચાર લો-
ગસ્સ યા સોલ નવકારનો કાઉસ્સગ્ગ કરી; પારી, નમોઽર્હત્ કહી,
એક જણ 'લઘુશાંતિ' કહે; અને બીજા કાઉસ્સગ્ગમાં સાંભળે.
પછી કાઉસ્સગ્ગ પારી, લોગસ્સ કહી ખમાસણ દઈ ઇરિયાવહિ,
તસ્સઉત્તારી, અન્નત્થ૦ કહી, એક લોગસ્સ યા ચાર નવકારનો
કાઉસ્સગ્ગ કરી, પારી, લોગસ્સ કહેવો. પછી બેસી ચઉક્કસાય,
નમુત્થુણં, જાવંતિ ચેઇયાઇં કહી ખમાસણ દઈ જાવંત કેવિ સાહૂ,
નમોઽર્હત્, ઉવસગ્ગહરં, કહી બે હાથ લલાટે લગાડી જય-
વીયરાય કહી ખમાસમણ દઈ "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ મુહપત્તિ પડિ-
લેહું ? ઇચ્છં" કહી મુહપત્તિ પડીલેહવી. પછી ઉભા થઇ બે
ખમાસમણ દેવા પૂર્વક "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ સામાયિક પારૂં ?"
"યથાશક્તિ" તથા "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ સામાયિક પાર્યું" "તહ-
ત્તિ" કહી, સામાયિક પારવાની વિધિ પ્રમાણે સામાઇય વયજુત્તો
કહેવા પર્યંત સર્વ કહેવું. પછી સ્થાપના સ્થાપી હોય તો જમણો
હાથ સવળો સ્થાપનાજી સન્મુખ રાખી એક નવકાર ગણવો. ઇતિ.

# અથ રાઇ પ્રતિક્રમણ વિધિ.

પ્રથમ પૂર્વ રીતિએ સામાયિક લેવું, પછી ખમાસમણ દઈ "ઈચ્છાકારેણ સંદિસહ ભગવન કુસુમિણ દુસુમિણ [1]ઉહાવણી રાઈપાયચ્છિત્ત વિસોહણથ્થ કાઉસ્સગ્ગ કરૂં? ઇચ્છ, કુસુમિણ દુસુમિણ ઉહાવણી રાઈપાયચ્છિત્ત વિસોહણથ્થ કરેમિ કાઉસ્સગ્ગં" એમ કહી અન્નથ્થ૦ કહી કામભોગાદિના તે રાત્રીએ દુસ્વપ્ન આવ્યા હોય તો સાગરવરગંભીરા[2] સુધી અને બીજાં દુસ્વપ્ન [3]આવ્યા હોય તો ચંદેસુ નિમ્મલયરા સુધી ચાર લોગસ્સ યા સોલ નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પ્રગટ લોગસ્સ કહેવો. પછી ખમાસમણ દઇ "ઇચ્છાકારેણ સંદિ૦ ભગ૦ ચૈત્યવંદન કરૂં? ઇચ્છં" એમ કહી બેસીને પંચાગ પ્રણિપાતે જગચિંતામણિનું ચૈત્યવંદન જય વીયરાય પર્યંત કરવું. પછી ભગવાનાદિ ચારને થોભવંદન કરવું. પછી ઉભા થઈ બે ખમાસમણ દેવા પૂર્વક સજઝાયનો આદેશ માગી બેસીને એક નવકાર ગણી, ભરહેસરની સજઝાય કહેવી. પછી નવકાર કહી, ઇચ્છકાર સુહરાઈ સુખ તપનો પાઠ કહેવો, પછી "ઇચ્છાકારેણ સંદિ૦ ભગ૦ રાઇપડિક્કમણે ઠાઉં? ઇચ્છં" એમ કહી જમણો હાથ ઉપધિ ઉપર સ્થાપી સવ્વસ્સવિ રાઇય દુચ્ચિંતિઅ૦ નો પાઠ કહેવો. પછી નમુત્થુણં કહી ઉભા થઈ કરેમિભંતે, ઈચ્છામિઠામિ, તસ્સ ઉત્તરી૦ અન્નથ્થ૦ એક લોગસ્સ યા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો. પછી લોગસ્સ૦ સવ્વલોએ અરિ૦ અન્નથ્થ૦ કહી એક લોગસ્સ યા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો. પછી પુખ્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ૦ વંદણ૦ અન્નથ્થ૦ કહી આઠ ગાથાનો યા આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો.

---

[1] ઓહડાવણી અગર ઉડ્ડાવણી [2] કામ ભોગાદિ કુસ્વપ્ન આવ્યાં હોય તો ચંદેસુનિમ્મલયરા સુધી ચાર લોગસ્સ અને એક નવકારનો કાઉસ્સગ્ગ કરવાનો પણ વિધિ છે [3] ન આવ્યાં હોય તો પણ

પછી સિદ્ધાણં બુદ્ધાણં કહી બેસીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ
પડિલેહવી. પછી ઉભા થઈ વાંદણાં બે દેવાં. પછી " ઇચ્છાકારેણ
સંદિ૦ ભગ૦ રાઇયં આલોઉં? ઇચ્છં, આલોએમિ જો મે રાઇયો૦ "
નો પાઠ કહેવો; પછી સાતલાખ, અઢાર પાપસ્થાનક, " સવ્વ-
સ્સવિ રાઇય૦ " દેવસિ પ્રતિક્રમણની પેઠ કહેવું. પછી બેસીને
વિરાસન ન આવડે તો જમણો ઢીંચણ ઉભો રાખી નવકાર,
કરેમિભંતે, ઇચ્છામિ પડિક્કમિઉં જો મે રાઈઓ૦ કહી વંદિત્તુ
કહેવું. ૪૩ મી ગાથામાં "અબ્ભુટ્ઠિઓમિ" પદ કહેતાં ઉભા થઈ
વંદિત્તુ પુરૂ કહી વાંદણાં બે દેવાં. પછી અવગ્રહમાંજ રહી આદેશ
માગી અબ્ભુટ્ઠિઓમિ૦ ખામીને અવગ્રહ બહાર નીકળી વાંદણાં
બે દેવાં, પછી આયરિય ઉવજ્ઝાયે૦ કહેવું. પછી કરેમિ ભંતે ઇચ્છામિ
ઠામિ૦ તસ્સ૦ અન્નત્થ૦ કહી સોલ નવકારનો કાઉસ્સગ્ગ કરી, ( અત્ર
તપચિંતવણીનો કાઉસ્સગ્ગ કરવાનો છે ) પારી, પ્રગટ લોગસ્સ
કહી બેસીને છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહી ઉભા થઈને
વાંદણા બે દેવાં. પછી અવગ્રહની અંદર રહીને સકલ તીર્થ કહેવું.
પછી આદેશ માગી યથાશક્તિ પચ્ચખ્ખાણ કરવું. પછી છ આ-
વશ્યક દેવસિઅની પેઠે સંભારવાં, પછી " ઇચ્છામો અણુસટ્ઠિં "
કહી બેસીને નમો ખમાસમણાણં નમોઽર્હત્૦ કહી વિશાલ લોચન-
દલં૦ કહેવું; ( અહીં સ્ત્રીએ સંસાર દાવાની ત્રણ થોય કહેવી )
પછી નમુત્થુણં કહી ઉભા થઈ અરિ૦ અન્નત્થ૦ કહી એક નવકારનો
કાઉસ્સગ્ગ કરી, પારી, નમોઽર્હત્૦ કહી કલ્લાણકંદંની પ્રથમ થોય
કહેવી. પછી લોગસ્સ૦ પુખ્ખરવરદી૦ સિદ્ધાણં બુદ્ધાણં૦
કહેવા પૂર્વક દેવવંદન કરીએ છીએ તે વિધિએ દેવસિ પ્રતિક્રમ-
ણની પેરે કલ્લાણ કંદંની ચોથી થોય કહેવા પર્યંત સર્વ વિધિ
કરવી. પછી બેસીને નમુત્થુણં કહી ભગવાનાદિ ચારને થોભવંદન
કરવું. પછી જમણો હાથ ઉપધિ ઉપર સ્થાપી, અઢ્ઢાઇજ્જેસુ
. પછી બને ઢીંચણ ભૂમિપર સ્થાપી ઇશાનકોણ સન્મુખ

બેસી થા તે દિશા મનમાં ચિંતવીને ખમાસમણ દઈ શ્રી સીમંધર સ્વામિનું ચૈત્યવંદન, સ્તવન, જયવીયરાય, થોય પર્યંત વિધિ પૂર્વક કરવું, તેમાં અરિહંત ચેઈ० થી ઉભા થઇને વિધિ કરવી. તેજ પ્રમાણે ખમાસમણ દઇ શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન, સ્તવન, જયવીયરાય, થોય પર્યંત વિધિ પૂર્વક કરવુ. પછી સામાયિક પારવાની વિધિના રીતિએ સામાયિક પારવુ. ઇતિ.

તા. ક. ગુરૂમહારાજ હોય ત્યારે તેઓ જેમ આદેશ માગે છે, તેઓ કાઉસ્સગ્ગ પારે ત્યારે આપણે પારીયે છીએ, કંઈ સૂત્ર કહેવુ હોય ત્યારે તેઓની પાસે કહેવાનો આદેશ માગીએ છીએ; તેજ પ્રકારે તેમને વિરહે કરેમિભંતે ઉચ્ચરાવનાર જ્ઞાનવૃદ્ધ અત્યે પણ પ્રતિક્રમણ કરતી વખતે વિનયથી વર્તવું યોગ્ય છે.

---

## અથ પચ્ચખ્ખાણ પારવાનો વિધિ.

૧ પ્રથમ "ઇરિયાવહિ" પડિક્કમી, યાવત "જગચિંતામણિ" નું ચૈત્યવંદન "જયવીયરાય" સુધી કરવુ. પછી "મન્હજિણાણં" ની સજ્ઝાય કહી મુહપત્તિ પડિલેહવી. પછી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ પચ્ચખ્ખાણ પારૂં ? યથાશક્તિ." "ઇચ્છામિ० ઇચ્છા० પચ્ચખ્ખાણ० પારૂં. તહત્તિ" એમ કહી જમણો હાથ કટાસણા અથવા ચરવલા ઉપર થાપી એક નવકાર ગણી, પચ્ચખ્ખાણ કર્યું હોય, તેનુ નામ કહીને પારવુ. તે લખીએ છીએ-"ઉગ્ગએ સૂરે નમુક્કારસહિઅં, પોરિસિં, સાઢપોરિસિ, ગંઠસહિઅ, મુટ્ઠિસહિઅ પચ્ચખ્ખાણ કર્યું, ચઉવિહાર, આયંબિલ, નિવિ, એકાસણુ, બેઆસણુ કર્યું, તિવિહાર; પચ્ચખ્ખાણ ફાસિઅ, પાલિઅં, સોહિઅં, તીરિઅં, કિટ્ટિઅં, આરાહિઅં, જં ચ ન આરાહિઅ, તસ્સ મિચ્છામિ દુક્કડં." એમ કહી એક નવકાર ગણવો. ॥ ઇતિ ॥

---

# अथ पंचमीनी स्तुति.

( शार्दूलविक्रीडित वृत्त. )

॥ पंचानंतकसुप्रपंचपरमा—नंदप्रदानक्षमं ॥ पंचानुत्तरसीमदिव्यपदवी—वश्याय मंत्रोपमं ॥ येन प्रोज्वलपंचमीवरतपो व्याहारि तत्कारणं ॥ श्रीपंचाननलाञ्छनः स तनुतां श्री वर्द्धमानः श्रियं ॥१॥ ये पंचाश्रवरोधसाधनपराः पंचप्रमादाहराः ॥ पंचाणुव्रतपंचसुव्रतविधि—प्रज्ञापनासादराः ॥ कृत्वा पंचहृषीकनिर्ज्जयमथो प्राप्ता गतिं पंचमीं ॥ तेऽमी संयमपंचमीव्रतभृतां तीर्थंकराः शंकराः ॥ २ ॥ पंचाचारधुरीणपंचमगणा—धीशेनसंसूत्रितं ॥ पंचज्ञानविचारसारकलितं पंचेषुपंचत्वदं ॥ दीपाभं गुरुपंचमारतिमिरे एकादशीरोहिणी—पंचम्यादिकुलप्रकाशनपटुं ध्यायामि जैनागमं ॥ ३ ॥ पंचानां परमेष्ठिनां स्थिरतया श्रीपंचमेरुश्रियं ॥ भक्तानां भविनां गृहेषु बहुशो यः पंचदिव्यं व्यधात् ॥ प्रह्वे पंच जगन्मनो मतिकृतौ स्वारत्नपांचालिका ॥ पंचम्यादितपोवतां भवतु सा सिद्धायिका त्रायिका ॥४॥ इति ॥

---

## ॥ अथ स्नातस्यानी स्तुति ॥

### શ્રી વીરજિન સ્તુતિ

### शार्दूलविक्रीडितवृत्तं.

**स्नातस्याप्रतिमस्य मेरुशिखरे, शच्या विभोः शैशवे ॥**

ન્હવરાવેલા અને નિરૂપમ } મેરૂપર્વત ઉપર, ઇંદ્રાણીએ પ્રભુના બાળપણમાં

**रुपालोकनविस्मयाहृतरसभ्रांत्या भ्रमच्चक्षुषा ॥**

રૂપના આલોકનના વિસ્મયવડે ભોગવેલ રસની ભ્રાંતિવડે } ભમતિ ચક્ષુવાળી

**उन्मृष्टं नयनप्रभाधवलितं, क्षीरोदकाशंकया ॥**

લૂંછેલુ, નેત્રની કાંતિવડે ઉજ્જવલ થયેલું; } ક્ષીર સમુદ્રના જળની આશંકાવડે

**वक्त्रं यस्य पुनः पुनः स जयति, श्रीवर्द्धमानो जिनः॥१॥**

મુખ, જેનુ, વારવાર, તે જયવતવર્તે છે. શ્રી વર્દ્ધમાન જિન

અર્થ—બાળપણમા મેરૂપર્વતના શિખર ઉપર ન્હવરાવેલા અને નિરૂપમ પ્રભુના રૂપને જોવાથી થયેલાના વિસ્મયવડે ભોગવેલ રસની ભ્રાતિવડે ભમતી ( અરહી પરહી થાતી ) છે ચક્ષુ જેની એવી ઇંદ્રાણીએ, નેત્રની કાંતિવડે ઉજ્જવલ કરેલું, તેને ક્ષીર-સમુદ્રના જળની આશંકાવડે લૂછેલુ જે ભગવંતનુ મુખ છે, તે શ્રી વર્દ્ધમાનજિન વારવાર જયવત વર્તે છે १

## સર્વ જિન સ્તુતિ.

हंसांसाहतपद्मरेणुकपिशक्षीरार्णवांभोभृतैः ॥
હંસની પાંખવડે ઉડાડેલી કમળની રજવડે પીળા થયેલ ક્ષીર સમુદ્રના જળથી ભરેલા

कुंभैरप्सरसां पयोधरभरप्रस्पर्द्धिभिः कांचनैः ॥
કળશોવડે, અપ્સરાના, સ્તનના સમૂહની અતિ સ્પર્દ્ધા કરનારા } સુવર્ણના

येषां मन्दररत्नशैलशिखरे, जन्माभिषेकः कृतः ॥
જેઓનો મેરૂપર્વતના શિખર ઉપર, જન્મ અભિષેક કરેલો છે.

सर्वैः सर्वसुरासुरेश्वरगणैस्तेषां नतोऽहं क्रमान् ॥२॥
સર્વ સમર્થસુર અસુરના ઇંદ્ર સમુદાયવડે, તેઓનાં, } નમ્યો. હું, ચરણોને

અર્થ—સર્વ પ્રકારના સમર્થ સુર અને અસુરના ઇન્દ્ર સમુદાયે, મેરૂ પર્વતના શિખર ઉપર રાજહંસોની પાંખોવડે ઉડેલી કમળની રજવડે પીળું થયેલ જે ક્ષીર સમુદ્રનું પાણી તેનાવડે ભરેલા, અપ્સરાના સ્તનના સમૂહની સાથે અતિ સ્પર્દ્ધા કરનારા અને સુવર્ણના કળશોવડે જે તીર્થંકરોનો જન્માભિષેક કરેલ છે તેઓના ચરણ કમળોને હું નમ્યો છું. ૨

## શ્રુત-સિદ્ધાંત સ્તુતિ.

### स्रग्धरावृत्तं.

अर्हद्वक्त्रप्रसूतं गणधररचितं द्वादशांगं विशालं,
અર્હંતના મુખથકી પ્રગટ થયેલ, } ગણધરોએરચેલ, બાર અંગરૂપ, વિશાળ

चित्रं बह्वर्थयुक्तं मुनिगणवृषभैर्धारितं बुद्धिमद्भिः।

આશ્ચર્ય- ઘણા અર્થ- સાધુ સમુદાયના નાયકોવડે, } બુદ્ધિમાન
કારી યુક્ત ધારણ કરેલું }

मोक्षाग्रद्वारभूतं व्रतचरणफलं ज्ञेयभावप्रदीपं,

મોક્ષના અગ્રદ્વાર સમાન, વ્રત અને } જાણવાયોગ્ય ભાવોને દીપક
ચારિત્રનુ ફળ છે જેમાં એવા } સમાન

भक्त्या नित्यं प्रपद्ये श्रुतमहमखिलं सर्वलोकैकसारम् ३

ભક્તિવડે નિરંતર અંગી- સિદ્ધાંતને, હું, } સર્વ લોકને વિષે અદ્વિતીય
કાર કરૂં છુ. સમસ્ત, } સારભૂત

અર્થ—અર્હંતના મુખ થકી પ્રગટ થયેલ, ગણધરોએ રચેલ, દ્વાદશ અંગરૂપ, વિશાળ, આશ્ચર્યકારી, ઘણા અર્થ યુક્ત, બુદ્ધિમંત સાધુ સમુદાયના નાયકો (આચાર્યો) એ ધારણ કરેલ, મોક્ષના અગ્રદ્વાર તુલ્ય, વ્રત અને ચારિત્રનુ ફળ છે જેમા એવા, જાણવા યોગ્ય ભાવોને દીપક સમાન અને સર્વ લોકને વિષે અદ્વિતીય સારભૂત સમસ્ત સિદ્ધાતને હુ નિરતર ભક્તિવડે અગીકાર કરૂ છુ ૩

## સર્વાનુભૂતિ યક્ષ સ્તુતિ

निष्पंकव्योमनीलद्युतिमलसदृशं [1]बालचंद्राभदंष्ट्रं,

વાદળ રહિત આકાશ જેવા નીલવર્ણવાળા, } બીજના ચંદ્રની કાંતિ
મદ ઘૂર્ણિત નેત્રવાળા, } જેવી દાઢાવાળા

---

૧ આ સ્તુતિ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યના કૃતઘ્ન શિષ્ય બાલચન્દ્રાચાર્યે બનાવી છે પ્રથમ સંઘે માન્ય કરી નહોતી પણ બાલચદ્ર કાળ કરીને વ્યંતર થવાથી તેણે સંઘને ઉપદ્રવ કર્યો તેથી તથા અવિરુદ્ધ વચન હોવાથી સંઘે માન્ય કરીને ચતુર્દશીના પ્રતિક્રમણમાં દાખલ કરી એવો વૃદ્ધવાદ છે. બાલચદ્ર શબ્દે કર્તાનુ નામ પણ સૂચવ્યુ છે

**मत्तं घंटारवेण प्रसृतमदजलं पूरयंतं समंतात् ॥**

મદોન્મત્ત, ઘંટાના શબ્દે, પ્રસરતા મદરૂપ પાણીને } પૂરાવતા સર્વ બાજુએ

**आरूढो दिव्यनागं विचरति गगने कामदः कामरूपी,**

બેઠેલ, દિવ્યહસ્તિઉપર, વિચરે છે; આકાશમાં, મનોવાચ્છિત આપનાર } સ્વેચ્છાચારી

**यक्षः सर्वानुभूतिर्दिशतु मम सदा सर्वकार्येषु सिद्धिम् ४**

યક્ષ સર્વાનુભૂતિ, આપો ! મને હમેશ સર્વ કાર્યમાં સિદ્ધિ

**અર્થ**—વાદળ રહિત આકાશ જેવા નીલવર્ણવાળા, મદ ઘૂર્ણિત નેત્રવાળા, બીજના ચંદ્રની કાંતિ જેવી ઉજ્જવલ દાઢા (દંતુશળ) વાળા, ઘંટાના શબ્દવડે મદોન્મત્ત, પ્રસરતા મદરૂપ પાણીને સર્વ બાજુએ પૂરાવતા એવા દિવ્ય હસ્તિ ઉપર બેઠેલ; મનોવાંચ્છિત આપનાર, સ્વેચ્છાચારી સર્વાનુભૂતિ નામનો યક્ષ આકાશમાં વિચરે છે; તે મુજને હંમેશ સર્વ કાર્યમાં સિદ્ધિ આપો. ૪

ઇતિ શ્રી મહાવીર જિન ચતુર્દશી સ્તુતિઃ

---

## अथ भुवणदेवस्तुतिः ॥

भुवनदेवतायै करोमि कायोत्सर्गम्

**भुवणदेवयाए करेमि काउस्सग्गं॰**

ભુવન દેવતાને આશ્રીને, કરૂં છું. કાઉસ્સગ્ગ,

ज्ञानादिगुणयुतानां, नित्यं स्वाध्यायसंयमरतानाम् ।
જ્ઞાનાદિક ગુણયુક્ત, હમેશા, સ્વાધ્યાય અને સંયમમાં આસક્ત
विदधातु भुवनदेवी, शिवं सदा सर्वसाधूनाम् ॥१॥
કરો ! ભુવનદેવી કલ્યાણ નિરંતર સર્વ સાધુઓનુ

અર્થ—ભુવન દેવતાને આશ્રયીને કાઉસ્સગ્ગ કરૂછું જ્ઞાનાદિ ગુણયુક્ત, હમેશા સ્વાધ્યાય અને સયમમા રક્ત સર્વ સાધુઓનુ કલ્યાણ ભુવનદેવી નિરતર કરો ! ૧

## अथ क्षेत्रदेवस्तुतिः ॥

यस्याः क्षेत्रं समाश्रित्य, साधुभिः साध्यते क्रिया ।
જેણીના ક્ષેત્રને આશ્રય કરીને, સાધુઓવડે સધાય છે, ધર્મ ક્રિયા
सा क्षेत्रदेवता नित्यं, भूयान्नः सुखदायिनी ॥ १ ॥
તે ક્ષેત્રદેવી નિરતર, થાઓ ! અમને, સુખ આપનારી

અર્થ—જે દેવીના ક્ષેત્રને આશ્રય કરીને સાધુઓવડે ધર્મ ક્રિયા સધાય છે તે ક્ષેત્રદેવી અમોને નિરતર સુખ આપનારી થાઓ ! ૧

## ॥ अथ सकलार्हत् ॥

* આ ચૈત્યવદન પાખી, ચોમાસી અને સવચ્છરી પ્રતિક્રમણના આરંભમાં કહેવામાં આવે છે કલિકાળ સર્વજ્ઞ શ્રીમદ્ હેમચદ્રાચાર્યે પોતે કરેલા ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર નામના ગ્રથમાં ૨૬મા શ્લોક શિવાય कृतापराधे० પર્યંત ૨૬ શ્લોક મગલાચરણ તરિકે રચેલા છે, તેથી આ ચૈત્યવદનના કર્તા ઉક્ત આચાર્યજી છે એમ નિર્ણય થાય છે

**सकलार्हत्प्रतिष्ठान-मधिष्ठानं शिवश्रियः ॥**

સમગ્રને પૂજવાનું સ્થાન, સ્થાનરૂ મોક્ષ લક્ષ્મીનું

**भूर्भुवःस्वस्त्रयीशान-मार्हन्त्यं प्रणिदध्महे ॥१॥**

પાતાળ મૃત્યુ અને સ્વર્ગ-રૂપ ત્રણ લોકના સ્વામી } અરિહંતના સમૂહને } ધ્યાન કરીએ છીએ.

**અર્થ**—સર્વને પૂજાના સ્થાનરૂપ, મોક્ષ લક્ષ્મીના નિવાસ રૂપ અને પાતાળ, ભૂમિ ( મર્ત્ય ) અને સ્વર્ગલોકના ઈશ્વર એવા અર્હંતના સમૂહનું અમે ધ્યાન કરીએ છીએ. ૧

**नामाकृतिद्रव्यभावैः, पुनतस्त्रिजगज्जनं ॥**

નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ (નિક્ષેપ)વડે } પવિત્ર કરનારા, ત્રણ જગતના મનુષ્યોને

**क्षेत्रे काले च सर्वस्मि-न्नर्हतः समुपास्महे ॥२॥**

ક્ષેત્રમાં કાળમાં અને સર્વ, અર્હંતોને સેવીએ છીએ.

**અર્થ**—સર્વ ક્ષેત્રને વિષે અને સર્વ ( ભૂત, ભવિષ્ય તથા વર્ત્તમાન ) કાળને વિષે નામ નિક્ષેપ, સ્થાપના નિક્ષેપ, દ્રવ્ય નક્ષેપ અને ભાવ નિક્ષેપવડે કરીને ત્રણ જગતના લોકોને પવિત્ર કરનારા અર્હંત પ્રભુઓને રૂડે પ્રકારે ( વંદન સત્કાર અને સન્માનાદિકથી ) સેવીએ છીએ. ૨

**आदिमं पृथिवीनाथ-मादिमं निष्परिग्रहं ॥**

પહેલા, પૃથ્વીના નાથ ( રાજા ), પહેલા નિષ્પરિગ્રહી ( સાધુ )

आदिमं तीर्थनाथं च, ऋषभस्वामिनं स्तुमः ॥ ३ ॥

પહેલા તીર્થંકર અને, ઋષભસ્વામીને સ્તવીએ છીએ.

અર્થ—પ્રથમ પૃથ્વીના પતિ ( રાજા ), પ્રથમ પરિગ્રહ ત્યાગી ( સાધુ ) અને પહેલા તીર્થંકર ઋષભસ્વામીની સ્તુતિ કરીએ છીએ ૩

अर्हंतमजितं विश्व–कमलाकरभास्करं ॥

પૂજ્ય અજીતનાથને, વિશ્વરૂપ કમળના સમૂહવાળા સરોવરને સૂર્ય સમાન

अम्लानकेवलादर्श–संक्रांतजगतं स्तुवे ॥ ४ ॥

નિર્મલ કેવલ જ્ઞાનરૂપ દર્પણમા સંક્રમણ કર્યું છે જગત જેણે એવા } સ્તવુ છુ.

અર્થ—આ વિશ્વરૂપી કમળવાળા સરોવરમા સૂર્યના જેવા અને જેણે પોતાના નિર્મળ કેવળજ્ઞાનરૂપી દર્પણમા ત્રણ જગત પ્રતિબિંબિત કરેલુ છે એવા પૂજન કરવા યોગ્ય અજિતનાથ ભગવાનની હુ સ્તુતિ કરૂ છુ ૪

विश्वभव्यजनाराम–कुल्यातुल्या जयंति ताः ॥

સમસ્ત ભવ્ય જનરૂપ બગીચાને પાણીની નીક તૂલ્ય } જયવતી વર્તે છે. તે

देशनासमये वाचः, श्रीसंभवजगत्पतेः ॥ ५ ॥

ધર્મોપદેશ વખતે, વાણીઓ, શ્રી સંભવ જગત્પતિની

અર્થ—સર્વ જગતના પતિ એવા શ્રી સંભવનાથ પ્રભુની

ધર્મોપદેશ વખતે, સર્વ જગતના ભવ્યજનોરૂપી ઉદ્યાનને સિંચન કરવામાં પાણીની નીક જેવી તે વાણીઓ જયવંતી વર્ત્તે છે. ૫

**अनेकान्तमतांभोधि–समुल्लासनचंद्रमाः ॥**

સ્યાદ્વાદમતરૂપ મહાસાગરને ઉલ્લાસ કરવાને ચંદ્ર તૂલ્ય

**दद्यादमंदमानंदं, भगवानभिनंदनः ॥ ६ ॥**

આપો, ઘણો હર્ષ, ઐશ્વર્યવાળા અભિનંદન ( સ્વામી )

અર્થ—સ્યાદ્વાદ મતરૂપી સમુદ્રને ઉલ્લાસ કરવામાં ચંદ્રરૂપ **શ્રી અભિનંદન** ભગવાન્ ઘણો આનંદ આપો. ૬

**द्युसत्किरीटशाणाग्रो–त्तेजितांघ्रिनखावलिः ॥**

દેવતાઓના મુકુટરૂપ શરાણના અગ્રભાગવડે અત્યંત તેજવંત થઈ છે જેના ચરણના નખની શ્રેણી એવા

**भगवान् सुमतिस्वामी, तनोत्वभिमतानि वः ॥ ७ ॥**

ભગવાન્ સુમતિનાથ, વિસ્તારો. વાંછીતોને, તમારાં

અર્થ—દેવતાઓના મુગટરૂપી શરાણના અગ્રભાગવડે જેમના ચરણની નખપંક્તિ તેજવંત થયેલી છે. એવા **સુમતિ સ્વામી** ભગવાન્ તમારા વાંછિતોનો વિસ્તાર કરો. ૭

**पद्मप्रभप्रभोर्देह–भासः पुष्णंतु वः श्रियं ॥**

પદ્મપ્રભ પ્રભુની શરીરની કાંતિ, પોષણ કરો. તમોને, લક્ષ્મીને

**अंतरंगारिमथने, कोपाटोपादिवारुणाः ॥ ८ ॥**

અંતરંગ શત્રુને મથન કરવામાં, ક્રોધના આટોપથકી જાણે લાલ હોય નહિ ! એવી

અર્થ—અંતરંગ શત્રુઓ (કામ ક્રોધાદિ) ને મથન (દૂર) કરવાને કરેલા કોપના પ્રબળપણાથી જાણે લાલ થઈ હોય ! તેવી પદ્મપ્રભ પ્રભુના દેહની ( અરૂણ ) કાંતિઓ, તમારી (તમોને) મોક્ષ લક્ષ્મીને પોષણ કરો ૮

श्रीसुपार्श्वजिनेंद्राय, महेंद्रमहितांघ्रये ॥

શ્રી સુપાર્શ્વ જિનેંદ્રને, મહોટા ઇંદ્રોએ પૂજ્યા છે ચરણ જેમના એવા

नमश्चतुर्वर्णसंघ–गगनाभोगभास्वते ॥ ९ ॥

નમસ્કાર હો, ચતુર્વિધ સંઘરૂપ આકાશ મંડળમાં સૂર્ય સમાન

અર્થ—સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચતુર્વિધ સંઘરૂપી આકાશના વિસ્તારમા સૂર્ય જેવા અને જેના ચરણોને મોટા ઇંદ્રે પૂજ્યા છે એવા શ્રી સુપાર્શ્વનાથ જિનેંદ્રને નમસ્કાર હો ૯

चंद्रप्रभप्रभोश्चंद्र–मरीचिनिचयोज्ज्वला ॥

ચંદ્રપ્રભ પ્રભુની, ચંદ્રના કિરણના સમૂહ જેવી શ્વેત

मूर्त्तिर्मूर्त्तसितध्यान–निर्मितेव श्रियेऽस्तु वः ॥१०॥

પ્રતિમા,સાક્ષાત્ શુકલ ધ્યાનવડે નિર્માણ કરાયેલ હોય તેવી } લક્ષ્મીને માટે હો, તમોને

અર્થ—ચંદ્રના કિરણોના સમૂહથકી ઉજ્જવળ, જાણે મૂર્તિમંત (સાક્ષાત) શુકલ ધ્યાનવડે કરીને બનાવી હોય તેવી ચંદ્રપ્રભ પ્રભુની મૂર્ત્તિ, તમને જ્ઞાન લક્ષ્મીને માટે થાઓ ૧૦

करामलकवद्विश्वं, कलयन् केवलश्रिया ॥

હસ્તમાં રહેલ નિર્મલ } જગતને, જાણતા, કેવળજ્ઞાનરૂપ લક્ષ્મીવડે
જળ (આમળા)ની પેઠે, }

अचिंत्यमाहात्म्यनिधिः, सुविधिर्बोधयेऽस्तु वः ॥११॥

અચિંત્ય માહાત્મ્યના ભંડાર, સુવિધિનાથ સમ્યકત્વ- } થાઓ. તમોને
ને અર્થે, }

અર્થ—પોતાની કેવળજ્ઞાનરૂપી લક્ષ્મીવડે સર્વ વિશ્વને હાથમાં રહેલા નિર્મળ જળની માફક જાણનારા અને અચિંત્ય માહાત્મ્યના નિધાનરૂપ **સુવિધનાથ** ભગવાન્ તમારા બોધિ (સમ્યકત્વ) ને માટે થાઓ. ૧૧

सत्त्वानां परमानंद—कंदोद्भेदनवांबुदः ॥

પ્રાણીઓને, ઉત્કૃષ્ટ આનંદના અંકુરને પ્રગટ કરવામાં નવીન મેઘતુલ્ય

स्याद्वादामृतनिस्यंदि, शीतलः पातु वो जिनः ॥१२॥

અનેકાંત મતરૂપ અમૃતને ઝરનારા,શીતલનાથ,રક્ષણ કરો. તમોને,જિન

અર્થ—પ્રાણીઓના ઉત્કૃષ્ટ આનંદના અંકુરને પ્રગટ થવામાં નવીન મેઘ જેવા અને સ્યાદ્વાદ મતરૂપી અમૃતને ઝરનારા **શ્રી શીતળ** તીર્થંકર તમારી રક્ષા કરો. ૧૨

भवरोगार्त्तजंतूना—मगदंकारदर्शनः ॥

સંસારરૂપ રોગે પીડિત પ્રાણીઓને વૈદ્યસમાન છે દર્શન જેમનું

निःश्रेयसश्रीरमणः, श्रेयांसः श्रेयसेऽस्तु वः ॥१३॥

મોક્ષરૂપ લક્ષ્મીના ધણી, શ્રેયાંસનાથ, કલ્યાણને અર્થે, થાઓ. તમારા

અર્થ—જેમનું દર્શન ( સમ્યક્ત્વ ) સંસારરૂપી રોગથી પીડાએલા જીવોને વૈદ્ય સમાન છે અને જે મોક્ષરૂપી લક્ષ્મીના સ્વામી છે એવા **શ્રી શ્રેયાંસનાથ** ભગવાન્ તમારા કલ્યાણને અર્થે થાઓ ૧૩

विश्वोपकारकीभूत–तीर्थकृत्कर्मनिर्मितिः ॥
વિશ્વના ઉપકારભૂત તીર્થંકર નામ કર્મની ઉત્પત્તિ કરી છે જેણે એવા
सुरासुरनरैः पूज्यो, वासुपूज्यः पुनातु वः ॥ १४ ॥
સુર અસુર મનુષ્યવડે, પૂજ્ય, વાસુપૂજ્ય સ્વામી } પવિત્ર કરો, તમોને

અર્થ—જેણે સર્વ વિશ્વને ઉપકાર કરનાર એવા તીર્થંકર નામકર્મને નિષ્પન્ન કરેલુ છે અને જે દેવ અસુર અને મનુષ્યોવડે પૂજવા લાયક છે એવા **શ્રી વાસુપૂજ્ય** સ્વામી તમોને પવિત્ર કરો ૧૪

विमलस्वामिनो वाचः, कतकक्षोदसोदराः ॥
વિમલ સ્વામીની વાણીઓ, કતકચુર્ણ સરખી
जयंति त्रिजगच्चेतो–जलनैर्मल्यहेतवः ॥ १५ ॥
જયવંત વર્તે છે, ત્રણ જગતના ચિત્તરૂપ પાણીને નિર્મલપણાના કારણભૂત

અર્થ—કતક[1] ફળના ચૂર્ણ જેવી, ત્રણ જગતના ચિત્તરૂપી જળને નિર્મળ કરવામાં કારણરૂપ **શ્રી વિમલ** સ્વામીની વાણીઓ જયવતી વર્તે છે ૧૫

---

૧ ગમે તેવા મલિન જળમાં કતક ચૂર્ણ નાંખ્યુ હોય તો જળને સ્વચ્છ કરે છે તેમ પ્રભુની વાણી જગતના ચિત્તને નિર્મળ કરે છે

स्वयंभूरमणस्पर्द्धि–करुणारसवारिणा ॥
સ્વયંભૂરમણ સમુદ્રની સ્પર્દ્ધા કરે એવા કરૂણારસરૂપ જળવડે
अनंतजिदनंतां वः, प्रयच्छतु सुखश्रियं ॥ १६ ॥
અનંતજિન, અનંત, તમોને, આપો. (મોક્ષ) સુખરૂપ લક્ષ્મીને

અર્થ—સ્વયંભૂરમણ ( છેલ્લા ) સમુદ્રની હરીફાઇ કરનાર કરૂણારસરૂપી જળવડે **શ્રી અનંતનાથ** ભગવાન્ તમને અનંત ( જેનો અંત નથી એવી ) મોક્ષના સુખરૂપ લક્ષ્મીને આપો.૧૬

कल्पद्रुमसधर्म्माण–मिष्टप्राप्तौ शरीरिणां ॥
કલ્પવૃક્ષ સમાન ધર્મવાળા, ઇચ્છિત પ્રાપ્તિમાં શરીરધારાઓને
चतुर्द्धाधर्म्मदेष्टारं, धर्म्मनाथमुपास्महे ॥ १७ ॥
ચાર પ્રકારના ધર્મને દેખાડનાર, ધર્મનાથને, ઉપાસના કરીએ છીએ.

અર્થ—પ્રાણીઓને વાંછિત ફળની પ્રાપ્તિમાં કલ્પવૃક્ષની જેવા અને દાન શીલ તપ તથા ભાવરૂપ ચાર પ્રકારના ધર્મને બતાવનારા **શ્રી ધર્મનાથ**ની અમે ઉપાસના કરીએ છીએ. ૧૭

सुधासोदरवाग्ज्योत्स्ना–निर्म्मलीकृतदिङ्मुखः ॥
અમૃતસરખી વાણીરૂપ ચાંદનીવડે નિર્મલ કર્યાં છે દિશાઓના મુખ ભાગને જેમણે
मृगलक्ष्मा तमःशान्त्यै, शांतिनाथजिनो ऽस्तु वः॥१८॥
મૃગનું ચિન્હ છે જેને એવા } અજ્ઞાનની શાંતિને માટે } શાંતિનાથજિન થાઓ તમારા

અર્થ—પોતાની અમૃતના જેવી વાણીરૂપી ચંદ્રિકાવડે જેણે દિશાઓના મુખ ભાગોને નિર્મલ કર્યા છે અને જેને મૃગનુ ચિન્હ છે એવા **શ્રી શાંતિનાથ** જિન તમારા અજ્ઞાનની શાતિને માટે થાઓ ૧૮

**श्रीकुंथुनाथो भगवान्, सनाथो ऽतिशयर्द्धिभिः ॥**

શ્રી કુંથુનાથ ભગવાન્, સહિત, અતિશયરૂપ લક્ષ્મીવડે

**सुरासुरनृनाथाना-मेकनाथो ऽस्तु वः श्रिये ॥ १९ ॥**

સુર અસુર અને મનુષ્યના સ્વામીના એકનાથ, હો, તમોને, કલ્યાણરૂપ લક્ષ્મીને અર્થે

અર્થ—અતિશયોની સમૃદ્ધિઓવડે કરી યુક્ત અને દેવ, અસુર તથા મનુષ્યોના સ્વામીઓ ( ઇન્દ્ર, ચક્રવર્તી વિગેરે ) ના અદ્વિતીય પતિ **શ્રી કુંથુનાથ** ભગવાન્ તમારી કલ્યાણરૂપી લક્ષ્મીને અર્થે હો ૧૯

**अरनाथस्तु भगवाँ-श्चतुर्थारनभोरविः ॥**

અરનાથ વળી ભગવાન્ ચોથા આરારૂપ આકાશમાં સૂર્ય સમાન

**चतुर्थपुरुपार्थश्री-विलासं वितनोतु वः ॥२०॥**

ચોથા પુરૂપાર્થ (મોક્ષ) રૂપ લક્ષ્મીના વિલાસને } વિસ્તારો. તમોને

અર્થ—ચોથા આરારૂપી આકાશમા સૂર્ય સમાન શ્રી અરનાથ ભગવાન્ વળી તમોને ચોથા પુરૂપાર્થ ( મોક્ષ ) ની લક્ષ્મીના વિલાસને વિસ્તારો. ૨૦

सुरासुरनराधीश–मयूरनववारिदं ॥
દેવ દાનવ મનુષ્યના સ્વામીરૂપ મોરને ( ઉલ્લાસ કરવાને ) નવીન
મેઘ તુલ્ય

कर्म्मद्रून्मूलने हस्ति–मल्लं मल्लीमभिष्टुमः ॥२१॥
કર્મરૂપ વૃક્ષને ઉખેડવામાં, ઐરાવત હસ્તિસમાન } મલ્લિનાથને અમે સ્તવીએ છીએ.

અર્થ—સુર, અસુર અને મનુષ્યોના પતિ (ઇન્દ્ર, ચક્રવર્ત્યાદિક) રૂપી મયૂરોને (ઉલ્લાસ કરવાને) નવીન મેઘ સમાન અને કર્મરૂપી વૃક્ષને ઉખેડી નાંખવામાં ઐરાવત હસ્તિરૂપ **શ્રી મલ્લિનાથની** અમે સ્તુતિ કરીએ છીએ. ૨૧

जगन्महामोहनिद्रा–प्रत्यूषसमयोपमं ॥
જગતની મહા મોહરૂપ નિદ્રાને (દૂર કરવાને) પ્રભાતકાળ સમાન
છે ઉપમા જેને એવી

मुनिसुव्रतनाथस्य, देशनावचनं स्तुमः ॥ २२ ॥
મુનિસુવ્રત સ્વામીની, દેશનારૂપી વાણીને અમે સ્તવીએ છીએ.

અર્થ—સર્વ જગતના લોકોની મોહનીય કર્મરૂપી નિદ્રાને દૂર કરવાને પ્રભાત કાળની ઉપમાવાળા **શ્રી મુનિસુવ્રતનાથના** દેશના વચનની અમે સ્તુતિ કરીએ છીએ. ૨૨

लुठंतो नमतां मूर्ध्नि, निर्मलीकारकारणं ॥
લોટતાં, નમસ્કાર કરનારના, મસ્તકમાં, નિર્મલ કરવાના હેતુભૂત

वारिप्लवा इव नमेः, पांतु पादनखांशवः ॥ २३ ॥
જળપ્રવાહ, પેઠે, નમિનાથના, રક્ષણ કરો. ચરણના નખના કિરણો

અર્થ—નમસ્કાર કરતા એવા પ્રાણીઓના મસ્તક ઉપર પડતા અને જળના પ્રવાહની માફક નિર્મળ કરવાના કારણરૂપ શ્રી નમિ ભગવાનના ચરણના નખના કિરણો તમારી રક્ષા કરો.

यदुवंशसमुद्रेन्दुः, कर्मकक्षहुताशनः ॥
યદુવંશરૂપ સમુદ્રને ચંદ્રતુલ્ય, કર્મરૂપ વનખંડને અગ્નિ સમાન
अरिष्टनेमिर्भगवान्, भूयाद्वो ऽरिष्टनाशनः ॥ २४ ॥
અરિષ્ટનેમિ ભગવાન્, થાઓ તમોને, ઉપદ્રવ નાશ કરનારા

અર્થ—યદુવંશરૂપી સમુદ્રમા ચંદ્ર સમાન અને કર્મરૂપી (શુષ્ક) વનમા અગ્નિ સમાન શ્રી અરિષ્ટનેમિ ભગવાન્ તમારા ઉપદ્રવને નાશ કરનારા થાઓ ૨૪

कमठे धरणेन्द्रे च, स्वोचितं कर्म कुर्वति ॥
કમઠ અને ધરણેંદ્ર ઉપર, પોતાને ઉચિત, કર્મને કરનારા
प्रभुस्तुल्यमनोवृत्तिः, [1]पार्श्वनाथः श्रियेऽस्तु वः ॥२५॥
પ્રભુ, તુલ્ય મનોવૃત્તિવાળા, પાર્શ્વનાથ લક્ષ્મીને અર્થે હો. તમોને

અર્થ—પોત પોતાને યોગ્ય કર્મ કરતા કમઠ અને ધરણેંદ્ર ઉપર જેમની મનોવૃત્તિ સરખી છે એવા શ્રી પાર્શ્વનાથ પ્રભુ તમારી જ્ઞાન લક્ષ્મીને માટે થાઓ ૨૫

श्रीमते वीरनाथाय, सनाथायाद्भुतश्रिया ॥
શ્રીમાન્ વીરસ્વામીને, સહિત, અદ્ભુત લક્ષ્મીવડે

---

૧ કમઠાસુરે જળ વર્ષીને ઉપદ્રવ કર્યો અને ધરણેંદ્રે તે ઉપસર્ગ નિવારી પ્રભુની સેવા કરી છતાં પ્રભુનો બંને ઉપર સમાન ભાવ હતો.

**महानंदसरोराज—मरालायार्हते नमः ॥ २६ ॥**

મહા આનંદરૂપ સરોવરને વિષે રાજહંસ સમાન, પૂજ્ય. નમસ્કાર હો.

**અર્થ**—( ચોત્રીશ અતિશયરૂપ ) અદ્‌ભુત લક્ષ્મીએ કરી સહિત, મહા આનંદરૂપ સરોવરને વિષે રાજહંસ સમાન અને પૂજ્ય(અરિહંત)એવા શ્રીમાન્ **વીરસ્વામીને** નમસ્કાર થાઓ.૨૬

**कृतापराधे ऽपि जने, कृपामंथरतारयोः ॥**

અપરાધી પણ મનુષ્ય ઉપર, કૃપાવડે નમેલી છે કીકીઓ જેની એવાં

**ईषद्बाष्पार्द्रयोर्भद्रं, [1]श्रीवीरजिननेत्रयोः ॥ २७ ॥**

જરા જળજળીયાંથી ભીંજાએલા } કલ્યાણ હો } શ્રી વીરજિનના બે નેત્રોનું

**અર્થ**—અપરાધ કરનારા માણસ ઉપર પણ દયાવડે નમેલી કીકીઓવાળા અને ( તેવી દયાવડેજ ) જરા અશ્રુથી ભીંજાયેલા **શ્રી વિરજિનના** બે નેત્રોનું કલ્યાણ થાઓ. ૨૭

**जयति विजितान्यतेजाः, सुरासुराधीशसेवितःश्रीमान् ॥**

જયવંત, વિશેષ પ્રકારે અન્યના તેજને જીતનાર } દેવ દાનવના સ્વામીવડે સેવાયેલ, } શ્રીમાન્ (કૈવલ્ય લક્ષ્મીવાન )

---

[1] **સંગમ** નામના દેવે પ્રભુ ઉપર ઘણા ઉપસર્ગો કર્યા તોપણ પ્રભુ ચલાયમાન થયા નહિ ત્યારે થાકીને તે સ્વસ્થાનકે જતો હતો તેવખતે પ્રભુ અત્યંત કરૂણાવાળા હોવાથી નેત્રમાં સહેજ અશ્રુ આવ્યા. તે એટલા માટે કે મારાથી આ જીવને કાંઇ પણ ઉપગાર થયો નહિ. પ્રભુને વાંદનાર અને ઉપસર્ગ કરનાર દરેકને પ્રભુના દર્શનથી સમ્યક્ત્વ પ્રાપ્ત થતું હતું પણ સંગમ અભવ્ય હતો તેથી તેને પ્રાપ્ત થયું નહિ. એવા અપરાધિ ઉપર પણ કરૂણા ભાવ દર્શાવ્યો તે પ્રભુની અત્યંત કરૂણા સમજવી.

**विमलस्त्रासविरहित-त्रिभुवनचूडामणिर्भगवान् ॥२८॥**

નિર્મલ, ત્રાસથી રહિત, ત્રણ ભુવનમાં મુકુટસમાન, ભગવત

અર્થ—વિશેષ પ્રકારે અન્યના તેજને જીતનારા, દેવ દાનવના સ્વામીવડે સેવાયલા, કેવળજ્ઞાનરૂપ લક્ષ્મીવાળા, નિર્મળ, વિશેષ પ્રકારે ભયથી રહિત અને ત્રણ ભુવનમા મુકુટ સમાન ભગવત ( વીરસ્વામી ) જયવત વર્તે છે ૨૮

***वीरः सर्वसुरासुरेन्द्रमहितो वीरं बुधाः संश्रिताः,**

વીર સર્વદેવદાનવનાઇદ્રવડેપૂજીત(છે)-વીરને પડિતો આશ્રય કરી રહેલા છે.

**वीरेणाभिहतः स्वकर्मनिचयो वीराय नित्यं नमः ॥**

વીરવડે હણાયો છે, પોતાનો કર્મસમૂહ-વીરને નિરતર નમસ્કારહો.

**वीरात्तीर्थमिदंप्रवृत्तमतुलं वीरस्य घोरं तपो,**

વીરથકી આ તીર્થ પ્રવર્ત્યું,અતુલ વીરનુ કઠણ તપ (છે)

**वीरे श्रीधृतिकीर्तिकांतिनिचयः श्रीवीर ! भद्रं दिशा२ण**

વીરમાં લક્ષ્મીધિરજકીર્તિકાતિનોસમૂહ(છે),હેશ્રીવીર ! કલ્યાણ આપો.

અર્થ—વીરભગવત સર્વ દેવ દાનવના ઇંદ્રોવડે પૂજાયેલ છે, વીરસ્વામીને પડિતો આશ્રય કરી રહેલા છે, વીરસ્વામીને હમેશ નમસ્કાર થાઓ, વીરસ્વામી થકી આ ( વર્તમાન ) તીર્થ

---

१ त्रिलोकचूडामणि.

૨ આ શ્લોકમા વીર શબ્દને જુદી જુદી આઠ વિભક્તિઓ લગાડીને શ્રી મહાવીર દેવની સ્તુતિ કરેલ છે

પ્રવર્ત્યું છે, વીરસ્વામીનું તુલના થઇ ન શકે તેવું આકરૂં તપ છે, વીરસ્વામીને વિષે લક્ષ્મી, ધૈર્ય, કીર્તિ અને કાંતિનો સમૂહ છે. હે શ્રીવીર ! અમને કલ્યાણ આપો. ૨૯

[1]अवनितलगतानां, कृत्रिमाकृत્રिमानां;
પૃથ્વી તલને વિષે રહેલાં, અશાશ્વતાં અને શાશ્વતાં
वरभवनगतानां, दिव्यवैमानिकानां ॥
પ્રધાન ભવનને વિષે રહેલાં, દિવ્ય વૈમાનિકોનાં,
इह मनुजकृतानां, देवराजार्चितानां;
આ લોકમાં મનુષ્યોએ કરેલાં, ઇંદ્રોએ પૂજિત,
जिनवरभवनानां, भावतोऽहं नमामि ॥ ३० ॥
જિનેશ્વરના ચૈત્યો-પ્રતિમાઓને ભાવથકી હું નમું છું.

અર્થ—પૃથ્વીતલને વિષે રહેલાં, અશાશ્વતાં અને શાશ્વતાં, શ્રેષ્ઠ ( ભવનપત્યાદિના ) ભવનને વિષે રહેલાં, દિવ્ય વૈમાનિકોનાં, આ લોકમાં મનુષ્યોએ કરેલા અને ઇંદ્રોએ પૂજિત એવા જિનેશ્વરના ચૈત્યો ( પ્રતિમાઓ ) ને ભાવથકી હું નમું છું. ૩૦

सर्वेषां वेधसामाद्य–मादिमं परमेष्ठिनाम् ॥
સર્વ જ્ઞાતાઓમા પ્રથમ, પ્રથમ પરમેષ્ઠીઓમાં,
देवाधिदेवं सर्वज्ञं, श्रीवीरं प्रणिदध्महे ॥ ३१ ॥
દેવના દેવ, સર્વજ્ઞ, શ્રીવીરને અમે ધ્યાન કરીએ છીએ.

---

૧ આ શ્લોકમાં શાશ્વતી અને અશાશ્વતી પ્રતિમાઓને નમસ્કાર કરવાવડે સ્થાપનાજિનને નમસ્કાર કરેલ છે.

અર્થ--સર્વ જ્ઞાતાઓમા પ્રથમ, (પચ) પરમેષ્ઠિઓમાં પ્રથમ, દેવોના દેવ અને સર્વજ્ઞ એવા **શ્રી મહાવીર સ્વામીનુ** અમે ધ્યાન કરીએ છીએ ૩૧

[1]देवोऽनेकभवार्जितोर्जितमहापापप्रदीपानलो,
દેવ છે,અનેકભવમા સચેલા ઘણા મહાપાપને પ્રકર્ષે બાળવાને અગ્નિ સમાન

देवः सिद्धिवधूविशालहृदयाऽलंकारहारोपमः ॥
દેવ છે,મોક્ષ લક્ષ્મીના વિશાળ હૃદયમા અલંકાર હારની ઉપમાવાળા

देवोऽष्टादशदोषसिंधुरघटानिर्भेदपंचाननो,
દેવ છે, અઢાર દોષરૂપ હસ્તિઘટાને ભેદવાને કેસરીસિંહ સમાન

भव्यानां विदधातु वांछितफलं श्रीवीतरागो जिनः॥३२॥
ભવ્યોના આપો ઇચ્છત ફલને શ્રી વીતરાગ જિન

અર્થ--(જે) દેવ અનેક ભવમા ઉપાર્જન કરેલા ઘણા મોટા પાપને પ્રકર્ષે બાળવાને અગ્નિ સમાન છે, (જે) દેવ મોક્ષ લક્ષ્મીના વિશાળ હૃદયમા અલંકાર હાર (સદૃશ) ની ઉપમા વાળા છે, (જે) દેવ અઢાર દોષરૂપ હાથીના સમુદાયને ભેદવાને કેસરિસિંહ તુલ્ય છે, એવા શ્રી વીતરાગજિન ભવ્યજનોને ઇચ્છિત ફળ આપો! ૩૨

---

૧ આ શ્લોકવડે **ભાવજિન**ની સ્તુતિ કરવામા આવી છે અને ૨ થી ૨૯ શ્લોકવડે **નામજિન**ની સ્તુતિ કરવામા આવી છે

[1]ख्यातोऽष्टापदपर्वतो गजपदः संमेतशैलाभिधः,
પ્રસિદ્ધ, અષ્ટાપદ પર્વત, ગજપદ, સમ્મેતશિખરનામા,
श्रीमान् रैवतकः प्रसिद्धमहिमाशत्रुंजयो मंडपः ॥
શ્રીમાન્ ગિરિનાર, પ્રસિદ્ધમહિમાવાળો શત્રુંજય, માંડવગઢ,
वैभारः कनकाचलोऽर्बुदगिरिः श्रीचित्रकूटादय-
વૈભારગિરિ, મેરૂપર્વત, આબુ પર્વત, શ્રીચિત્રકૂટ વગેરે
स्तत्र श्रीऋषभादयो जिनवराः कुर्वंतु वो मंगलं ॥३३॥
ત્યાં શ્રીઋષભાદિક જિનેશ્વરો કરો. તમોને કલ્યાણ

અર્થ—પ્રસિદ્ધ અષ્ટાપદ પર્વત, ગજપદ પર્વત, સંમેત-શિખર નામે પર્વત, શ્રીમાન્ ગિરિનાર પર્વત, પ્રસિદ્ધ માહાત્મ્ય વાળો શત્રુંજયગિરિ, વૈભારગિરિ, મેરૂ પર્વત, અર્બુદાચળ અને શ્રી ચિત્રકૂટ (ચિતોડ) વગેરે, ત્યાં ( બિરાજમાન ) ઋષભાદિક જિનેશ્વરો તમોને કલ્યાણ કરો. ૩૩

ઇતિ સકલાર્હત્.

---

## ॥ अथ श्री पाक्षिकादि अतिचार* ॥

॥ नाणंमि दंसणंमि अ, चरणंमि तवंमि त-ह य विरियंमि ॥ आयरणं आयारो, इय एसो पंच-

---

૧ આ શ્લોકવડે ભરતક્ષેત્રમાં આવેલા અશાશ્વતા તીર્થ ઉપર વિરા-જમાન જિનપ્રતિમાઓની સ્તુતિ થાય છે. એમાં કનકાચળ કહેલ છે તે તે કોઇ અશાશ્વત તીર્થ હોવું જોઇએ. મેરૂ પર્વત હોવા સંભવ નથી.

हा जणिउं ॥ १ ॥ ज्ञानाचार, दर्शनाचार, चारित्राचार, तपाचार, वीर्याचार; ए पंचविध आचारमांहि अनेरो जे कोइ अतिचार पक्ष दिवसमांहि सूक्ष्म बादर जाणतां अजाणतां हुउ होय, ते सवि हुं मने, वचने, कायाए करी मिछामि डुक्कडं ॥२॥

तत्र 'ज्ञानाचार' आठ अतिचार॥×काले विणए बहुमाणे, उवहाणे तह य निन्हवणे ॥ वंजण अत्र तडुजए, अठविहो नाणमायारो ॥ १ ॥ ज्ञान काल वेलाए जणयो गुण्यो नहीं, अकाले जण्यो. विनयहीन, बहुमानहीन, योग उपधानहीन, अनेराकन्हे जणी अनेरो गुरु कह्यो. देव गुरु वांदणे, पडिक्कमणे, सज्झाय करता, जणतां, गुणतां,

---

વામા આવેલ છે પખ્ખી, ચોમાસી અને સવચ્છરી પ્રતિક્રમણમા આ અતિચારો બોલવાનો વિધિ છે માટે તેનુ નામ પાક્ષિકાદિ અતિચાર રાખેલુ છે અતિચાર ગુજરાતી ભાષામા હોવાથી તેનો અક્ષરશ અર્થ લખેલ નથી પણ કેટલાક શબ્દોનો અર્થ ફુટનોટમા લખેલ છે

× આ ગાથાવડે જ્ઞાનાચારના આઠ આચારોના નામ કહેલા છે તેમા જે પ્રમાદ તે અતિચાર એ પ્રમાણે દર્શનાચાર અને ચારિત્રાચારની ગાથાઓ માટે પણ સમજવુ તેવીજ રીતે બીજા અતિચારોનુ વર્ણન જે જે ગાથાઓમા આવેલુ છે તે ગાથાનુ પ્રથમ પદ માત્ર મુકીને તે પછી તેનુ વિશેષ વર્ણન અનુક્રમે આપ્યુ છે

[1]ख्यातोऽष्टापदपर्वतो गजपदः संमेतशैलाभिधः,
પ્રસિદ્ધ, અષ્ટાપદ પર્વત, ગજપદ, સમ્મેતશિખરનામા,
श्रीमान् रैवतकः प्रसिद्धमहिमाशत्रुंजयो मंडपः ॥
શ્રીમાન ગિરિનાર, પ્રસિદ્ધમહિમાવાળો શત્રુંજય, માંડવગઢ;
वैभारः कनकाचलोऽर्बुदगिरिः श्रीचित्रकूटादय–
વૈભારગિરિ, મેરૂપર્વત, આબુ પર્વત, શ્રીચિત્રકૂટ વગેરે
स्तत्र श्रीऋषभादयो जिनवराः कुर्वंतु वो मंगलं ॥३३॥
ત્યાં શ્રીઋષભાદિક જિનેશ્વરો કરો. તમોને કલ્યાણ

**અર્થ**—પ્રસિદ્ધ અષ્ટાપદ પર્વત, ગજપદ પર્વત, સંમેત-શિખર નામે પર્વત, શ્રીમાન્ ગિરિનાર પર્વત, પ્રસિદ્ધ માહાત્મ્ય વાળો શત્રુંજયગિરિ, વૈભારગિરિ, મેરૂ પર્વત, અર્બુદાચળ અને શ્રી ચિત્રકૂટ (ચિતોડ) વગેરે, ત્યાં ( બિરાજમાન ) ઋષભાદિક જિનેશ્વરો તમોને કલ્યાણ કરો. ૩૩

ઇતિ સકલાર્હત્.

---

## ॥ अथ श्री पाक्षिकादि अतिचार* ॥

॥ नाणंमि दंसणंमि अ, चरणंमि तवंमि त-ह य विरियंमि ॥ आयरणं आयारो, इय एसो पंच-

---

૧ આ શ્લોકવડે ભરતક્ષેત્રમાં આવેલા અશાશ્વતા તીર્થ ઉપર વિરાજમાન જિનપ્રતિમાઓની સ્તુતિ થાય છે. એમાં કનકાચળ કહેલ છે તે તે કોઇ અશાશ્વત તીર્થ હોવું જોઇએ, મેરૂ પર્વત હોવા સંભવ નથી.

* શ્રાવકના સમ્યક્ત્વ સહિત બાર વ્રતના ૧૨૪ અતિચારો વંદિતા સૂત્રમાં જે સામાન્યથી વર્ણવ્યા છે તેજ અતિચારોનું વિશેષ સ્વરૂપ અહીં આપ-

ह्या जणिउं ॥ १ ॥ ज्ञानाचार, दर्शनाचार, चारित्राचार, तपाचार, वीर्याचार, ए पंचविध आचारमांहि अनेरो जे कोइ अतिचार पक्ष दिवसमांहि सूक्ष्म बादर जाणतां अजाणतां हुउ होय, ते सवि हुं मने, वचने, कायाए करी मिच्छामि दुक्कडं ॥२॥

तत्र 'ज्ञानाचार' आठ अतिचार॥[×]काले विणए बहुमाणे, उवहाणे तह य निन्हवणे ॥ वंजण अत्थ तदुभए, अठविहो नाणमायारो ॥ १ ॥ ज्ञान काल वेलाए भण्यो गुण्यो नहीं, अकाले भण्यो. विनयहीन, बहुमानहीन, योग उपधानहीन, अनेराकन्हे भणी अनेरो गुरु कह्यो. देव गुरु वांदणे, पडिक्कमणे, सज्झाय करतां, भणतां, गुणतां,

---

વામા આવેલ છે પખ્ખી, ચોમાસી અને સવચ્છરી પ્રતિક્રમણમા આ અતિચારો બોલવાનો વિધિ છે માટે તેનુ નામ પાક્ષિકાદિ અતિચાર ગણેલુ છે અતિચાર ગુજરાતી ભાષામા હોવાથી તેનો અક્ષરશ અર્થ લખેલ નથી પણ કઠણ શબ્દોનો અર્થ ફુટનોટમા લખેલ છે

× આ ગાથાવડે જ્ઞાનાચારના આઠ આચારોના નામ કહેલા છે તેમા જે પ્રમાદ તે અતિચાર એ પ્રમાણે દર્શનાચાર અને ચારિત્રાચારની ગાથાઓ માટે પણ સમજવુ તેવીજ રીતે બીજા અતિચારોનુ વર્ણન જે જે ગાથાઓમા આવેલુ છે તે ગાથાનુ પ્રથમ પદ માત્ર મૂકીને તે પછી તેનુ વિશેષ વર્ણન સૂત્રકારે આપ્યુ છે

कूडो अक्षर काने मात्राए अधिको ओछो भण्यो, सूत्र कूडुं कह्युं. अर्थ कूडो कह्यो. [1]तदुभय कूडां कह्यां. भणीने विसार्यां. साधुतणे धर्मे काजो अणउद्धर्ये, डांडो अणपडिलेहे, [2]वसति अणशोधे, [3]अणपवेसे, असज्झाइ, अणोज्झायमांहे श्री दश-वैकालिक प्रमुख सिद्धांत भण्यो गुण्यो. श्रावक-तणे धर्मे थविरावलि, पडिक्कमणां, उपदेशमाला प्रमुख सिद्धांत भण्यो गुण्यो. कालवेला काजो [4]अणउद्धर्ये पढ्यो. ज्ञानोपगरण, पाटी, पोथी, ठवणी, कवली, नोकारवाली, सापडा, सापडी, दस्तरी[5], [6]वही, [7]ओलिया प्रमुख प्रत्ये पग लाग्यो, थूंक लाग्युं, थूंके करी अक्षर मांज्यो, [8]ओशीसे धर्यो. कने छतां आहार [9]निहार कीधो. ज्ञानद्रव्य भक्षतां उपेक्षा कीधी.[10]प्रज्ञापराधे[11]विणास्यो.विणसतो उवेख्यो.[12]

---

૧ સૂત્ર અને અર્થ. ૨ ઉપાશ્રય. ૩ યોગોદ્વહનાદિ ક્રિયાવડે સિદ્ધાંત ભણવામાં પ્રવેશ કર્યાવિના. ૪ કાઢ્યાવિના. ૫ દફતર. ૬ ચોપડો. ૭ લખેલા કાગળના વીટા. ૮ ઓશિકે. ૯ ઝાડો. ૧૦ ઓછી સમજને લીધે. ૧૧ નાશ કર્યો. ૧૨ ઉપેક્ષા કરી.

छती शक्तिए सार संभाल न कीधी. ज्ञानवंतप्रत्ये द्वेष, मत्सर चिंतव्यो. अवज्ञा आशातना कीधी. कोइप्रत्ये भणतां, गणतां अंतराय कीधो आपणा जाणपणातणो गर्व चिंतव्यो. मतिज्ञान, श्रुत ज्ञान, अवधिज्ञान, मनःपर्यवज्ञान, केवलज्ञान, ए पंचविध ज्ञानतणी असद्दहणा कीधी. कोइ तोतडो बोबडो [1]हस्यो, वितर्क्यो, [2]अन्यथा प्ररूपणा कीधी॥ ज्ञानाचार विषइउ अनेरो जे कोइ अतिचार पक्ष दिवस० ॥ १ ॥

दर्शनाचारे आठ अतिचार ॥ निस्संकिय निक्कंखिय, निव्वितिगिच्छा अमूढदिठी अ ॥ उववूह थिरीकरणे, वच्छल्ल पभावणे अठ ॥ १ ॥ देव गुरु धर्मतणे विषे निःशंकपणुं न कीधुं तथा एकांत निश्चय न कीधो. धर्म संबंधीया फलतणे विषे निःसंदेह बुद्धि धरी नही. साधुसाध्वीनां मल मलिन गात्र देखी दुगंछा निपजावी. कुचारित्रीया देखी चारित्रीया उपर अभाव हुउ. मिथ्यात्वीतणी पूजा

१ મશ્કરીમાં હસ્યા ૨ સૂત્ર વિરૂદ્ધ

प्रभावना देखी मूढदृष्टिपणुं कीधुं. तथा संघमांहे गुणवंततणी अनुपवृंहणा[1] कीधी. अस्थिरीकरण,[2] अवात्सल्य, अप्रीति, अभक्ति निपजावी. अबहुमान कीधुं. तथा देवद्रव्य, गुरुद्रव्य, ज्ञानद्रव्य, साधारणद्रव्य, भक्षित उपेक्षित प्रज्ञापराधे विणाश्या, विणसता उवेख्या. छती शक्तिए सार संभाल न कीधी. तथा साधर्मिकसाथे कलह कर्मबंध कीधो. अधोती, अष्टपड मुखकोश पाखे देवपूजा कीधी. [3]बिंबप्रत्ये वासकूंपी, धूपधाणुं, कलशतणो ठबको लाग्यो. बिंब हाथथकी पाड्युं. उसासनिःसास लाग्यो. देहरे, उपाश्रये, मलश्लेष्मादिक लोह्युं. देहरामांहे हास्य, खेल, [4]केलि, कुतूहल, आहार निहार कीधां. पान, सोपारी, [5]निवेदीआं खाधां. [6]ठवणायरिय हाथथकी पाड्या. पडिलेहवा विसार्या. जिनभवने चोराशी आशातना, गुरु गुरुणी प्रत्ये तेत्रीश आशातना कीधी होय. गुरुवचन

---

૧ ગુણની પ્રશંસા ન કરવી તે. ૨ સમ્યક્ત્વથી પડતાને સ્થિર નહિ કરવો તે. ૩ જિન પ્રતિમાને. ૪ રમત. ૫ નૈવેદ્ય. ૬ સ્થાપનાચાર્ય.

तहत्ति करी [1]पडिवज्युं नही ॥ दर्शनाचार विषइयो अनेरो जे कोइ अतिचार पक्ष दिवस० ॥२॥

चारित्राचारे आठ अतिचार॥ पणिहाणजोगजुत्तो, पचहिँ समईहिँ तीहिं गुत्तीहिं॥एस चरित्तायारो, अठविहो होइ नायवो ॥ १ ॥ ईर्यासमिति[*] ते अणजोए हिड्या. जाषा समिति ते सावद्य वचन बोल्या. एषणा समिति ते [2]तृण, [3]डगल, अन्न पाणी असूझतुं लीधुं. आदानजंडमत्तनिक्खेवणा समिति ते आसन, शयन, उपकरण, मातरुं प्रमुख अणपुंजी जीवाकुल भूमिकाए मूक्युं लीधुं. पारिष्ठापनिका समिति ते मल मूत्र [4]श्लेष्मादिक अणपुंजी [5]जीवाकुल जूमिकाए परठव्युं. मनोगुप्ति, मनमां आर्त्त रौद्र ध्यान ध्याया वचनगुप्ति, सावद्य[6] वचन बोल्यां.

---

१ અંગીકાર કર્યું * અહી ઇરિયાસમિતિ એટલે ઇરિયાસમિતિ સબંધી અતિચાર એમ સમજવાનુ છે કેમકે ગાથામા આચારના નામ આપ્યા છે તે પ્રમાણે અહીં પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિના નામ અનુક્રમે આપીને તેના અતિચારની સમજ આપી છે અહિ અતિચારનો વિષય ચાલે છે માટે ભાષા સમિતિ આદિ દરેક ઠેકાણે એ મતલબ સમજવી ૨ ઘાસ ૩ અચિત્ત માટીના ઢેફા ૪ બડખો, લીંટ ૫ ઘણા જીવ જતુવાળી ૬ પાપવાળા

कायगुप्ति, शरीर अणपडिलेह्युं हलाव्युं; अणपुंजे वेठा. ए अष्टप्रवचन माता साधुतणे धर्मे सदैव अने श्रावकतणे धर्मे सामायिक पोसह लीधे, रुडी-पेरे पाल्यां नहीं, खंडणा विराधना हुइ ॥ चारित्राचार विषइउं अनेरो जे कोइ अतिचार पक्ष दिवसमांही सूक्ष्म बादर जाणतां अजाणतां हुउं होय, ते सवि हुं मने वचने कायाए करी मिच्छामि डुक्कडं ॥ ३ ॥

*विशेषतः श्रावकतणे धर्मे श्री [1]सम्यक्त्वमूल बारव्रत, सम्यक्त्व तणा पाच अतिचार ॥ संकाकंखविगिच्छा० ॥ शंका—श्रीअरिहंततणा बल, अतिशय, ज्ञानलक्ष्मी, गांभीर्यादिकगुण, शाश्वती प्रतिमा, चारित्रीयानां चारित्र, श्रीजिनवचन तणो संदेह

---

* પાંચ આચારો પૈકી જ્ઞાનાચાર, દર્શનાચાર અને ચારિત્રાચાર એ ત્રણ આચારની વાત સાધુ અને શ્રાવક બંનેને એક સરખી રીતે સામાન્યે લાગુ પડતી હોવાથી ઉક્ત ત્રણ આચારના અતિચારોનું વર્ણન પ્રથમ સામાન્ય આપ્યું, હવે અહીથી શ્રાવક યોગ્ય અતિચારનું વર્ણન કરે છે તેથી વિશેષતઃ કહ્યું.

૧ જીવાદિ નવ તત્ત્વના યથાર્થ રહસ્યનું શ્રદ્ધાન.

कीधो ॥ आकांक्षा—ब्रह्मा, विष्णु, महेश्वर, क्षेत्रपाल, [1]गोगो, आसपाल, [2]पादरदेवता, गोत्रदेवता, ग्रहपूजा, [3]विनायक, हनुमंत, सुग्रीव, वाली, नाह, इत्येवमादिक देश, नगर, गाम, गोत्र, नगरी जूजूआ* देव, देहेरांना प्रभाव देखी रोग आतंक कष्ट आव्ये इहलोक परलोकार्थे पूज्या मान्या. सिद्ध विनायक जीराउलाने[4] मान्युं, इछ्युं. बौद्ध सांख्यादिक सन्यासी, [5]भरडा, भगत, [6]लिंगिया, जोगीया, जोगी, [7]दरवेश, अनेरा दर्शनीयातणो कष्ट, मंत्र, चमत्कार देखी परमार्थ जाण्या विना भूलाव्या,× मोह्या. कुशास्त्र शीख्यां, सांभल्यां श्राद्ध, [8]संवछरी, होलि, बलेव, माहिपूनम, अजापडवो, प्रेतबीज, गौरीत्रीज, विनायक चोथ, नागपांचमी, झिलणाछठी, शीलसातमी, ध्रुवआठमी, नोली नोमी, अहवा दशमी, व्रतअग्यारशी, वछबारशी, धनतेरशी, अनंतचउद-

१ नागदेव—सर्प २ गामनी देवी ३ गणेश * जूदा जूदा ४ अन्यमति देव विशेष ५ ब्राह्मण ६ वेषधारी ७ फकीर × भोळवाणा ८ मरी गयेना पाछळ ते तिथि मरणतिथि संबंधी भोजन अगर ज्ञातिभोजन करावे छे ते.

देडकां, अलसीयां, इअल, कुंतां, फांस, मसा, वग-तरा, माखी, तीड प्रमुख जीव विणठा. माला हलावतां हलावतां पंखी, चडकलां, कागतणां इंडां फोड्यां. अनेरा एकेंद्रियादिक जीव विणास्या, चांप्या, डुहव्या. कांइ हला-वतां, चलावतां, पाणी छांटतां अनेरा कांइ कामकाज करतां [1]निर्ध्वंसपणुं कीधुं, जीवरक्षा रूडी न कीधी. संखारो सूकव्यो. रूडुं गलणुं न कीधुं. अणगलपाणी वावर्युं. रूडी जयणा न कीधी. अ-णगल पाणीए झील्यां[2], लुगडां धोयां. खाटला ता-[3]वडे नाख्या, झाटक्या. जीवाकुल भूमि लींपी. वा-शी गार राखी. दलणे, खांडणे, लींपणे, रूडी जयणा न कीधी. आठम चउदशना नियम भांग्यां. धूणी करावी ॥ पहेले स्थूलप्राणातिपातविरमणव्रत विषइउं अनेरो जे कोइ अतिचार पक्ष दिवस-मांहि० ॥ १ ॥

बीजे स्थूलमृषावादविरमणव्रते पांच अति-

---

१ निर्दयता. २ न्हाया. ३ तडके.

चार ॥ सहसारहस्सदारे० ॥ सहसात्कारे कुणह प्रत्ये अजुगतुं आल अभ्याख्यान दीधुं. स्वदारा मंत्र भेद कीधो. अनेरा कुणहनो मंत्र, आलोच मर्म प्रकाश्यो. कुणहने अनर्थ[1] पाडवा कुडी बुद्धि दीधी कूडो लेख लख्यो कुडो साख भरी. थापण-[2]मोसो कीधो. कन्या, गौ, ढोर, भूमिसंबंधि लेहणे देणे व्यवसाये वाद वढवाड करतां मोटकुं जूठुं बोल्या हाथ पग तणी गाळी दीधी. कडकडा मोड्या. मर्म वचन बोल्या ॥ बीजे स्थूलमृषावादविरमणव्रत विषइउं अनेरो जे कोइ अतिचार पक्ष० ॥ २ ॥

त्रीजे स्थूलअदत्तादानविरमणव्रते पांच अतिचार ॥ तेनाहडप्पउगे० ॥ घर बाहिर खेत्र, खले पराइ वस्तु अणमोकली लीधी, वावरी. चोराइ वस्तु [3]वोहोरी. चोर धाड प्रत्ये संकेत कीधो. तेहने [4]संबल दीधुं. तेहनी वस्तु लीधी. विरुद्ध रा-

૧ કષ્ટમાં-નુકશાનીમા ૨ પોતાને ત્યા મૂકેલ થાપણનો ઇનકાર કરવો.
૩ ખરીદ કરી ૪ ભાતુ

व्यातिक्रम कीधो. नवा, पुराणा, सरस, विरस, सजीव, निर्जीव वस्तुना भेल संभेल कीधा. कूडे काटले, तोले, माने, मापे वह्योर्यां. दाणचोरी कीधी. कुणहने लेखे [१]वरांस्यो. साटे लांच लीधी. कूडो करहो काढ्यो. विश्वासघात कीधो, परवंचना कीधी. पाशंग कूडां कीधां. डांडी चढावी. लहके त्रहके कूडां काटलां मान मापां कीधां. माता, पिता, पुत्र, मित्र, [२]कलत्र, [३]वंची कुणहिने दीधुं. जूदी गांठ कीधी. थापण उलवी. कुणहिने लेखे पलेखे भूलव्युं. पडी वस्तु उलवी लीधी ॥ त्रीजे स्थूलअदत्तादानविरमणव्रत विषयिउ अनेरो जे कोई अतिचार पक्ष दिवस० ॥ ३ ॥

चोथे स्वदारासंतोष, परस्त्रीगमनविरमण व्रते पांच अतिचार ॥ अपरिग्गहियाइत्तर० ॥ [४]अपरिगृहीतागमन, [५]इत्वरपरिगृहीतागमन कीधुं. विधवा, वेश्या, परस्त्री, कुलांगना, स्वदाराशोकतणे

---

१ છેતર્યો. ૨ સ્ત્રી. ૩ ઠગી. ૪ વેશ્યાગમન. ૫ થોડા કાળ માટે કોઇએ રાખેલી સ્ત્રી સાથે ગમન.

विषे दृष्टि विपर्यास कीधो. सराग वचन बोल्यां. आठम, चउदश, अनेरी पर्वतिथिना नियम लइ भांग्या. घरघरणा+ कीधां, कराव्यां. वरवहु वखाण्यां. कुविकल्प चिंतव्यो. [1]अनगक्रीडा कीधी. स्त्रीनां अंगोपांग निरख्यां. पराया विवाह जोड्या. ढिंगला ढिंगली परणाव्यां. कामभोगतणे विषे तीव्र अभिलाष कीधो ∴अतिक्रम, व्यतिक्रम, अतिचार, अनाचार सुहणे स्वप्नांतरे हुआ. कुस्वप्न लाध्यां, नट, विट, स्त्रीशुं हांसुं कीधुं ॥ चोथे स्वदारा संतोष व्रत विषयिउ अनेरो जे काइ अतिचार पक्ष० ॥ ४ ॥

पांचमे परिग्रहपरिमाणव्रते पांच अतिचार ॥ धणधन्न खित्तवत्थू० ॥ धन, धान्य, क्षेत्र, [2]वास्तु,

---

+ નાતરૂ-પુનર્લગ્ન [1] વ્યવહાર વિરૂદ્ધ અગોનડે કામક્રિડા કરવી

∴ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચાર, આ ચારે દોષ એક એકથી ચઢીયાતા છે, તેનુ દ્રષ્ટાંત આ પ્રમાણે-જેમ કોઇને રાત્રી ભોજનનુ પચ્ચખાણ છે, તે માણસને રાત્રીએ ખાવાની ઇચ્છા થાય તે અતિક્રમ, ખાવાનુ લેવા જવાનો પ્રયત્ન તે વ્યતિક્રમ, ખાવાનું હાથમા લીધુ ત્યા અતિચાર અને ખાધુ એટલે અનાચાર [2] ઘર વગેરે ઇમારત, ઘરવકરી

रूप्य, सुवर्ण, [1]कुप्य, [2]द्विपद, [3]चतुष्पद, ए नवविध परिग्रह तणा नियम उपरांत वृद्धि देखी मूर्छा लगे संक्षेप न कीधो. माता, पिता, पुत्र, स्त्रीतणे लेखे कीधो. परिग्रह प्रमाण लीधुं नहीं. लेइने पढिउं[*] नहीं. पढवुं विसार्युं. अलीधुं मेल्युं. नियम विसार्या ॥ पांचमे परिग्रह परिमाणव्रत विषयिउ अनेरो जे कोइ अतिचार पक्ष दिवसमांहि० ॥ ५ ॥

छठ्ठे दिग्परिमाणव्रते पांच अतिचार ॥ गमणस्स उ परिमाणे० ॥ ऊर्ध्वदिशि, अधोदिशि, तिर्यग्दिशिए जावा आववातणा नियम लइ भांग्यां. [4]अनाभोगे विस्मृत लगे अधिक भूमि गया. [5]पाठवणी आघीपाछी मोकली. वहाण व्यवसाय कीधो. वर्षाकाले [6]गामतरुं कीधुं. भूमिका एकगमा संक्षेपी, बीजीगमा वधारी ॥ छठ्ठे दिग्परिमाण व्रत विषयिउ अनेरो जे कोइ अतिचार पक्ष दिवसमांहि० ॥ ६ ॥

---

१ त्रांबु पितळ वगेरे धातु. २ दास, दासी वगेरे बे पगवाळा. ३ चार पगवाळा पशु. * संभार्युं. ४ अजाणतां. ५ मोकलवानी चीज. ६ बीजे गाम जवुं ते.

सातमे भोगोपभोगविरमणव्रते भोजन आश्री पांच अतिचार अने कर्म हुंती पंदर अतिचार, एवं वीश अतिचार ॥ सचित्ते पडिबद्धे० ॥ सचित्त नियम लीधे अधिकं सचित्त लीधुं ॥ अपक्काहार, दुपक्काहार, तुच्छौषधि तणु भक्षण कीधुं. ओळा, उंबी, पोंक, पापडी खाधा ॥ [9]सच्चित्तदव्वविगइ-वाणहतंबोलवत्थकुसुमेसु ॥ वाहणसयणविलेव-

---

૯ આ ગાથામાં ચૌદ નિયમો બતાવ્યા છે તે આ પ્રમાણે— ૧ સચિત્ત, ૨ દ્રવ્ય ( ખાવાના પદાર્થ ) ૩ વિગઈ ( ઘી, તેલ, ગોળ, [illegible]ની, દુધ અને દહી વિગય ), ૪ વાણહી ( જોડા ) ૫ તંબોલ ( મુખવાસ નિમિત્તે વપરાતા પદાર્થ ), ૬ વસ્ત્ર, ૭ કુસુમ ( સુંઘવાના પદાર્થ ) ૮ વાહન ( ઘોડા, ગાડી, રેલ્વે, વહાણ, ઉંટ વગેરે ), ૯ શયન ( ખાટ, ખાટલા પથારી વગેરે ), ૧૦ વિલેપન ( શરીરે ચોપડવાના સુગંધિ પદાર્થ ), ૧૧ બ્રહ્મચર્ય, ૧૨ દિશા ( ચાર દિશા, ચાર વિદિશા, ઉર્ધ્વ અને અધો દિશા મળી ૧૦ ), ૧૩ સ્નાન ( ન્હાવું ) અને ૧૪ ભાત પાણી ( ખાવા પીવાની વસ્તુ ) એ ચૌદ પ્રકારે ભોગોપભોગ યોગ્ય વસ્તુની મર્યાદા રાખવી આ પ્રમાણે મર્યાદા નહિ રાખવાથી તે ઉપરાંતની બધી આશ્રવની ક્રિયા અપ્રત્યાખ્યાનીકી ક્રિયાને યોગે આવે છે ને બંધ થાય છે જે વસ્તુનો કદિ ઉપયોગ કર્યો નથી અને કરવામાં આવતો નથી તેમ કરવાની ઈચ્છા પણ નથી તેની પણ જ્યાં સુધી પ્રત્યાખ્યાન લેવામાં ન આવે ત્યાં સુધી આશ્રવની ક્રિયા આવે છે માટે દરેક મનુષ્યે આ ચૌદ નિયમની દરરોજ ધારણાથી અનર્થો [illegible] [illegible] [illegible] તેથી પચ્ચખાણે [illegible]

णा-वंभदिसिन्हाणभत्तेसु ॥ १ ॥ ए चउद नि-
यम दिनगत, रात्रिगत लीधां नहीं, लइने भांग्यां.
बावीश अभक्ष्य, बत्रीश अनंतकायमांहि आदु,
मूला, गाजर, पिंरू, पिंडालू, कचूरो, सूरण, [1]कुलि
आंबली, गलो, वाघरमां खाधां. वाशी कठोल, पोली,
रोटली, त्रण दिवसनुं [2]ओदन लीधुं. मधु, महुडा,
माखण, माटी, वेंगण, पोलुं, पोचु, पंपोटा, विष, हिम,
करहा, घोलवडां, अजाण्यां फल, टिंबरु, गुंदा,
महोर, अथाणुं, [3]आम्बलबोर, काचुं मोहुं, तिल,
खसखस, कोठिंबडां खाधां. रात्रि भोजन कीधां.
लगभग वेलाए वालु कीधुं, दिवस विणउगे शीराव्या.
तथा कर्मतः पन्नर कर्मादान— [4]इंगालकम्मे, वणक-
म्मे, साडिकम्मे, भाडिकम्मे, फोडिकम्मे, ए पांच
कर्म ॥ दंतवाणिज्जे, लख्खवाणिज्जे, रसवाणिज्जे,
केसवाणिज्जे, विसवाणिज्जे, ए पांच वाणिज्य ॥

---

१ કુણી–કુમળી–કાચી. ૨ દહીં નાખેલ ભાત. ૩ ખાટાં. ૪ આ પંદર કર્માદાનનો અર્થ વંદિત્તા માંહેની **इंगालिवण.** ઇત્યાદિ બે ગાથાના અર્થથી સમજી લેવો.

जंतपिल्लणकम्मे, निल्लंछणकम्मे, दवग्गिदावणया, सरदहतलायसोसणया, असइ पोसणया, ए पांच सामान्य ॥ ए पांच कर्म्म, पांचवाणिज्य, पांच सामान्य एवं पन्नर कर्मादान वहुसावद्य महारंभ, रांगण[1] लीहाला[2] कराव्या. इंट निभाफा पचाव्या धाणी, चणा, पक्कान करो वेच्या. वाशी माखण तवाव्या. तिल वोहोर्या, फागणमास उपरांत राख्या. दलीदो कीधो. अंगीठा कराव्या. श्वान, विलाडा, सूफा, सालहि पोष्या. अनेरा जे कांइ वहु सावद्य खरकर्मादिक समाचर्या. वाशी गार राखी. लींपणे, गूंपणे, महारंभ कोधो. अणशोध्या चूला [3]संध्रुक्या. घी, तेल, गोल, ठागतणां भाजन उघाफां मूक्यां. तेमांहि माखी, कुति, उंदर, गीरोली पडी. कीमी चफी, तेनी जयणा न कीधी ॥ सातमे भोगोपभोग विरमण व्रतविपयिउं अनेरो जे कोइ अतिचारपक्व दिवसमाहि० ॥ ७ ॥

आठमे अनर्थदंफविरमणव्रते पांच अतिचार

---

૧ રંગાવવાનું નામ ૨ ફાયના ૩ સળગાવ્યા

॥ कंदप्पे कुक्कुइए० ॥ कंदर्पलगे विटचेष्टा, हास्य, खेल, कुतूहल कीधा. पुरुष स्त्रीना हाव भाव, रूप, शृंगार, विषयरस वखाण्या. राजकथा, भक्तकथा,[1] देशकथा, स्त्रीकथा कीधी. पराइ तांत[2] कीधी, तथा पैशुन्यपणुं कीधूं. आर्त्त रौद्रध्यान ध्यायां. खांडा, कटार, कोश, कूहाडा, रथ, उखल,[3] मुशल,[4] अग्नि, घरंटी, निसाहे,[5] दातरडां, प्रमुख अधिकरण मेली[6] दाक्षिण्य लगे माग्यां आप्यां. पापोपदेश दीधो, अष्टमी चतुर्दशीए खांडवा दळवातणा नियम भांग्या. मूखरपणा[7] लगे असंबंध वाक्य बोल्या. प्रमादाचरण सेव्यां. अंघोले, नाहणे, दातणे, पग धोअणे, खेल[8] पाणि तेल छांटयां. झीलणे झील्या, जुवटे रम्या, हिंचोले हिंच्या, नाटक प्रेक्षणक[9] जोयां. कण,[10] कुवस्तु, ढोर लेवराव्यां. कर्कश[11] वचन बोल्या. आक्रोश कीधा. अबोला लीधा. करकडा मो-

---

१ ભોજન આશ્રી કથા. ૨ વાત ૩ ખાણીયો ૪ સાંબેલું. ૫ દાળ વાટવાની શીપર. ૬ એકઠા કરી. ૭ વાચાલપણાને લીધે. ૮ શ્લેષ્મ. ૯ ગમ્મત. ૧૦ હલકી વસ્તુ. ૧૧ આકરાં.

न्या. मछर धर्यो. संन्नेका[1] लगाव्या. श्राप दीधा. भेंसा, सांढ, हुडु,[2] कूकडा, श्वानादिक झुझार्या, झूझतां जोयां, खादिलगे अदेखाइ चिंतवी. माटी, मीठुं, कण, कपाशीया, काजविण चांप्या, तेउपर बेठा. आली[3] वनस्पति खुंदि. सूइ, शस्त्रादिक निपजाव्यां घणी निद्रा कीधी. राग द्वेष लगे एकने ऋद्धि परिवार वांछी, एकने मृत्यु हानी वाछी ॥ आठमे अनर्थदंडविरमणव्रत विषइउं अनेरो जे कोइ अतिचार पक्षदिवसमाहि० ॥ ८ ॥

नवमे सामायिकव्रते पांच अतिचार ॥ तिविहे दुप्पणिहाणे० ॥ सामायिक लीधे मने आहट्ट, दोहट्ट [4]चिंतव्युं. सावद्य वचन बोल्यां. शरीर अणपडिलेह्युं हलाव्युं छती वेलाए सामायिक न लीधुं. सामायिक लइ उघाडे मुखे बोल्या. उंघ आवी. वात विकथा घरतणी चिंता कीधी. वीज, दीवा तणी उज्जेहि[5] हुइ. कण, कंपाशीया, माटी,

૧ એક બીજાને સાચા જૂઠું સમજાવીને વઢવાડ કરાવી ૨ ઘેટડા ૩ લીલી ૪ આર્ત્ત, રૌદ્રધ્યાનમા પ્રવર્ત્યા ૫ અજવાળું શરીર ઉપર પડ્યું

मीठुं, खडी, धावडी, अरणेटो पाषाण प्रमुख चां-
प्या. पाणी, नील, फूल, सेवाल, हरीयकाय, बीय-
काय इत्यादिक [1]आभड्यां. स्त्री तिर्यंच तणा निरंतर[2]
परंपर संघट्ट हुआ. मुहपत्तियो[3] संघट्टी. सामायिक
अणपूग्युं पार्युं, पारवुं विसार्युं ॥ नवमे सामायिक
व्रत विषयिउ अनेरो जे कोइ अतिचार पक्ष
दिवस० ॥ ए ॥

दशमे देशावगाशिक व्रते पांच अतिचार ॥
आणवणे पेसवणे० ॥ आणवणप्पउगे, पेसवणप्पउगे,
सद्दाणुवाइ, रूवाणुवाइ, बहियापुग्गलपक्खेवे ॥
नियमित भूमिकामांहि बाहेरथी कांई अणाव्युं,
आपण कन्हेथकी बाहेर कांइ मोकल्युं, अथवा रूप
देखाडी, कांकरो नाखी, साद करी आपणपणुं
छतुं जणाव्युं ॥ दशमे देशावगाशिक व्रत विष-
यिउ अनेरो जे कोइ अतिचार पक्ष दिवस-
मांहि० ॥ १० ॥

---

१ સ્પર્શ્યાં. ૨ અનંતર. ૩ સ્ત્રી પુરૂષનો મુહપત્તિવડે સંઘટ્ટ થયો.

अग्यारमे पौपधोपवास व्रते पांच अतिचार ॥ संथारुच्चारविहि० ॥ अप्पडिलेहिय दुप्पडिलेहिय सज्जासंथारए ॥ अप्पडिलेहिय दुप्पडिलेहिय उच्चार पासवण भूमि ॥ पोसह लीधे संथारा तणी भूमि न पुंजी. बाहिरला [1]लहुडां वडा स्थंडिल दिवसे शोध्यां नहीं, पडीलेह्यां नहीं. मातरूं अणपुंज्युं हलाव्युं, अणपुंजी भूमिकाए परठव्युं. परठवतां "[2]अणुजाणह, जस्सग्गो" न कह्यो, परठव्या पुंठे वार त्रण "[3]वोसिरे वोसिरे" न कह्यो. पोसहशालामांहि पेसतां "निसिही[4]" निसरतां "[5]आवस्सहि" वार त्रण भणी नहीं. पुढवी, अप्, तेउ, वाउ, वनस्पति, त्रसकाय तणा संघट्ट, परिताप, उपद्रव हुआ संथारापोरिसि तणो विधि भणवो विसार्यो. पोरिसीमांहे[6] उंघ्या. अविधे संथारो पाथर्यो.

---

૧ લઘુનીતિ-પેશાબ અને વડી નીતિ-ઝાડો તે બન્નેની જગ્યા દિવસે શોધી રાખી નહિ. ૨ જે અધિષ્ઠાયક દેવની આ જગ્યા હોય તે દેવ મને આ જગ્યા વાપરવાની આજ્ઞા આપો. ૩ પરઠવવાયોગ્ય પદાર્થનો ત્યાગ કરૂં છું. ૪ અન્યવ્યાપારનો ત્યાગ કરૂં છું. ૫ બીજી અવશ્ય કરવાની ક્રિયાઓ બાકી છે માટે બહાર નિકળું છું. ૬ રાત્રિને પહેલે પહોરે.

पारणादिकतणी चिंता कीधी. कालवेलाए देव न वांद्या. पडिक्कमणुं न कीधुं. पोसह असूरो लीधो, सवेरो पार्यो. पर्वतिथे पोसह लीधो नहीं ॥ अग्यारमे पौषधोपवासव्रत विषइउ अनेरो जे कोई अतिचार पक्ष० ॥ ११ ॥

बारमे अतिथि संविभाग व्रते पांच अतिचार ॥ सच्चित्ते निक्खिवणे० ॥ सचित्त वस्तु हेठ उपर छतां महात्मा महासती प्रत्ये असूझतुं[1] दान दीधुं. देवानी बुद्धे असूझतुं फेरी सूझतुं कीधुं, परायुं फेडी आपणुं कीधुं. अणदेवानी बुद्धे सूझतुं फेरी असूझतुं कीधुं, आपणुं फेरी परायुं कीधुं. वोहोरवा वेला टली[2] रह्या, असुर[3] करी महात्मा तेड्या. मच्छर धरी दान दीधुं. गुणवंत आव्ये भक्ति न साचवी. छती शक्ते स्वामी वात्सल्य न कीधुं. अनेरा धर्मक्षेत्र [4]सीदाता छती शक्तिए उद्धर्यां नहीं.

---

१ અનેષણીય–સાધુને લઇ ન શકાય તેવું–અશુદ્ધ. ૨ બીજે કામે ગયા. ૩ ગોચરી કાળ વિત્યા પછી. ૪ દુઃખી થતા.

दीने दोणं प्रत्ये अनुकंपादान न दीधुं ॥ बारमे अतिथिसंविन्नागव्रत विषयिउ अनेरो जे कोइ अतिचार पद्ग दिवसमांहि० ॥ १२ ॥

संलेषणातणा पांच अतिचार ॥ इहलोए परलोए० ॥ इहलोगासंसप्पउंगे, परलोगासंसप्पउंगे, जीवियासंसप्पउंगे, मरणासंसप्पउंगे, कामन्नोगासंसप्पउंगे ॥ इहलोके धर्मना प्रन्नावलगे राजऋद्धि, सुख, सौन्नाग्य, परिवार वांव्या परलोके देव, देवेंड, विद्याधर, चक्रवर्ती तणी पदवी वाठी. सुख आव्ये जीवितव्य वाव्युं दुःख आव्ये मरण वांव्युं. कामन्नोगतणी वांठा कीधी॥ [3]संलेषणा व्रत विषयिउ अनेरो जे कोइ अतिचार पद्ग दिवसमांहि ॥१३॥

तपाचार बार न्नेद ठ बाह्य, ठ अभ्यंतर ॥ अणसणमूणोयरिआ ॥ अणसण न्नणी उपवासविशेष पर्वतिथे ठती शक्तिए कीधो नहीं. उणोदरीव्रत ते कोलिया पांच सात उणा रह्या नहीं. वृ-

---

१ निर्धन २ दुःखी ३ अनशन

त्तिसंक्षेप ते द्रव्य ग्रणी सर्व वस्तुनो संक्षेप कीधो नहीं. रसत्याग ते विगयत्याग न कीधो. कायक्लेश लोचादिक कष्ट कर्यां नहीं. संलीनता अंगोपांग संकोची राख्यां नहीं. पच्चरकाण भांग्या.पाटलो डग रूगतो फेड्यो नहीं. गंठसी, पोरिसि, साढपोरिसि, पुरिमड्ढ, एकासणुं, बेआसणुं, नीवि, आंबिल प्रमुख पच्चरकाण पारवुं विसार्युं. बेसतां नवकार न भण्यो. उठतां पच्चरकाण करवुं विसार्युं. गंठसीउं भांग्युं. नीवि, आंबिल, उपवासादिक तप करी काचुं पाणी पीधुं. वमन हुउं. बाह्यतप विषयिउं अनेरो जे कोइ अतिचार पक्ष० ॥ १४ ॥

अभ्यंतरतप ॥ पायह्रित्तं विणउं० ॥ मनशुद्धे गुरू कन्हे आलोअण लीधी नहीं, गुरुदत्त प्रायश्चित तप लेखा शुद्धे पहुंचाड्यो नहीं. देव, गुरु, संघ, साहामी प्रत्ये विनय साचव्यो नहीं. बाल, वृद्ध, ग्लान, तपस्वी प्रमुखनुं वैयावच्च न कीधुं. वांचना, पृछना, परावर्त्तना, अनुप्रेक्षा, धर्मकथा लक्षण

---

१ સ્નિગ્ધ રસ ( વિગય ) નો ત્યાગ–લોલુપતાનો ત્યાગ.

पंचविध स्वाध्याय न कीधो. धर्मध्यान शुक्लध्यान न ध्यायां, आर्त्तध्यान रौद्रध्यान ध्यायां. कर्मक्षय निमित्ते लोगस्स दश वीशनो काउस्सग्ग न कीधो॥ अभ्यंतर तप विषयिउ अनेरो जे कोइ अतिचार पक्ष दिवसमाहि० ॥ १५ ॥

वीर्याचारना त्रण अतिचार ॥ अणिगूहिअब-लविरिउ० ॥ पढवे, गुणवे, विनय, वैयावच्च, देवपूजा सामायिक, पोसह, दान, शील, तप, भावनादिक धर्मकृत्यने विषे मन वचन कायातणुं छतुं [1]बल, छतुं [2]वीर्य गोपव्युं. रूडा पंचांग खमासमण न दीधां. वांदणातणा आवर्त्तविधि साचव्या नहीं. [3]अन्यचित्त निरादरपणे बेठा. उतावलुं देववंदन, पडिक्कमणुं कीधुं ॥ वीर्याचार विषयिउ अनेरो जे कोई अति-चार पक्ष० ॥ १६ ॥

[4]नाणाइअठ पइवय,सम संलेहण पण पन्नर क-

---

१ ઇંદ્રિયજન્ય શક્તિ २ આત્મિક શક્તિ ૩ શુન્ય ચિત્તે ૪ જ્ઞાનાદિ આચાર ( જ્ઞાનાચાર, દર્શનાચાર અને ચારિત્રાચાર ) ના આઠ આઠ, ( એટલે ૨૪ ) પ્રત્યેક વ્રત ( શ્રાવકના બાર વ્રત ), સમ્યક્ત્વ અને સંલે-

# ॥ अथ संतिकरस्तवनम्* ॥

शांतिकरं शांतिजिनं जगच्छरणं जयश्रियाः दातारं

**संतिकरं संतिजिणं, जगसरणं जयसिरीइ दायारं॥**

શાંતિના કરનાર, | શાંતિજિનને, | જગત્‌ને શરણભૂત, | જયલક્ષ્મીના આપનાર,

---

* શ્રી તપગચ્છનાયક **શ્રી સોમસુંદર સૂરિના** પટ્ટ પ્રભાવક સહસ્રાવધાની **શ્રી મુનિસુંદર સૂરિએ** શ્રી મેદપાટ (મેવાડ) દેશ મધ્યે આવેલા **દેવકુલપાટક** નગરને વિષે સંઘમાં અકસ્માત્ મરકીના ઉપદ્રવથી પીડિત લોકોને જોઇને અત્યન્ત કરૂણાવાળા અને ગુરૂના પ્રસાદથી પ્રાપ્ત કરી છે સદ્વિદ્યા જેણે એવા તે મહાત્માએ મરકીની ઉપશાંતિને માટે સૂરિમંત્રના આમ્નાયવાળું આ **શ્રી શાંતિનાથ** જિનનું સ્તોત્ર રચ્યું છે. એ સ્તોત્રના પઠન પાઠનથી અને સ્તોત્ર મંત્રિત જળ છાંટવાથી ઉપદ્રવ શાંત થયો, ત્યારથી આ સ્તોત્ર શાંતિ નિમિત્તે ગણાય છે. આ સ્તોત્રની ૧૩ ગાથા ત્રણકાળ અગર ઉભયકાળ સ્મરણ કરવાથી દુષ્ટ ભૂત, પ્રેત, શાકિની વગેરેના ઉપદ્રવ અને રોગાદિ ભય ન થાય, મોટું પુન્ય થાય અને સુલભબોધિપણું થાય. વિશેષ મરકી અગર માંદગી વગેરે પ્રસંગે આ સ્તોત્રની ૧૩ ગાથા નવકાર અને ઉવસગ્ગહરંની પેઠે રૂડે પ્રકારે, સુવર્ણ જળવડે પવિત્ર થઇને દરેક ઘરે સાતવાર અથવા ત્રણવાર ગણવી અને ન આવડે તો સાંભળવી તેથી મરકી પ્રમુખ શાંત થાય. નિરંતર ઉભયકાળ પ્રતિક્રમણ પછી, પાક્ષિક, ચોમાસી અને સાંવત્સરિક પ્રતિક્રમણ પછી કેટલાક સાતવાર અગર ત્રણવાર ગણે છે, બીજા સાવધાનપણે સાંભળે છે તે સર્વને તે

स्मरामि भक्तपालक – निर्वाणीगरुडकृतसेवम्

समरामि भत्तपालग–निव्वाणीगरुडकयसेवं ॥ १ ॥

સ્મરણકરૂ છું,ભક્તનુપાલનકરનાર નિર્વાણીઅનેગરૂડકરીછે સેવાજેની એવા

અર્થ—શાતિના કરનાર, જગતને શરણભૂત, જયલક્ષ્મી ( જય અને લક્ષ્મી ) ના આપનાર અને ભક્તજનોનુ પાલન કરનાર નિર્વાણી દેવી અને ગરૂડ યક્ષે કરી છે સેવા જેની એવા શ્રી શાંતિનાથ જિનનુ હુ સ્મરણ કરૂ છુ–ધ્યાન કરૂ છુ ૧

ॐ सनमः [1]विप्रुडौषधि (लब्धि) प्राप्तेभ्यः शातिस्वामिपादेभ्यः

ॐ सनमो विप्पोसहि–पत्ताणं संतिसामिपायाणं॥

ૐકાર સહિત નમસ્કાર હો વિપ્રુડૌષધિ લબ્ધિ પામેલા, શાતિસ્વામિ પૂજ્યને

[2]क्ष्रौंस्वाहामंत्रेणं सर्वाशिवदुरितहर्तृभ्यः

क्ष्रौंस्वाहामंतेणं, सव्वासिवदुरिअहरणाणं ॥ २ ॥

ક્ષ્રૌં સ્વાહા મત્રે સહિત સર્વે ઉપદ્રવ અને પાપને હરનારા

---

દિવસ, તે રાત્રી, તે પક્ષ, તે ચાતુર્માસ અને તે વર્ષને વિષે ઉપદ્રવ થાય નહિ આ સબધી વિશેષ હકીકત જાણવાની ઇચ્છાવાળાએ ટીકા જોવી

૧ જેના વિષ્ટા અને મૂત્ર ઓષધી રૂપ છે અર્થાત્ જેના વિષ્ટા અને મૂત્ર સર્વે રોગને હરણ કરે છે એવી લબ્ધિવાળા

૨ સૂરિમત્રમા કહેલ મત્ર બીજ

અર્થ—વિપ્રુડૌષધિ લબ્ધિને પામેલા, 'ઝ્રૌં સ્વાહા[1]' મંત્રવડે સર્વ ઉપદ્રવ અને પાપને હરનારા ( અથવા ઝ્રૌં સ્વાહા મંત્રવડે યુક્ત અને સર્વ ઉપદ્રવ અને પાપને હરનારા ) પૂજ્ય શાંતિનાથને ૐકાર પૂર્વક નમસ્કાર હો ! ૨

ॐ शांतिनमस्कारः [2]श्लेष्मौषध्यादिलब्धिप्राप्तेभ्यः

**ॐ संतिनमुक्कारो, खेलोसहिमाइलद्धिपत्ताणं ॥**

ૐ શોભાયમાન શાંતિનાથને કરેલ નમસ્કાર } શ્લેષ્મૌષધ્યાદિ લબ્ધિ પ્રાપ્તને

सौं ह्रीं नमः [3]सर्व्वौषधि (लब्धि) प्राप्तेभ्यः च ददाति श्रियम्

**सौं ह्रीं नमो सव्वो-सहिपत्ताणं च देइ सिरिं ॥३॥**

ઔં હ્રીં સહિત } નમસ્કાર હો, } સર્વૌષધિ લબ્ધિ પ્રાપ્તને, વળી આપે છે. લક્ષ્મી

અર્થ—[4]શ્લેષ્મૌષધિ આદિ લબ્ધિને પામેલા શોભાયમાન શ્રી શાંતિનાથને નમસ્કાર હો, વળી સર્વૌષધિ લબ્ધિને પામેલા શાંતિ-

---

૧ " ॐ नमो विप्पोसहिपत्ताणं झ्रौं स्वाहा " એ પદવડે જાપ કરવો.

૨ જેનાં શ્લેષ્મ અને નાકનો મેલ ઔષધરૂપ છે એ વગેરે વાળા.

૩ જેના દાંત, નખ, કેશ અને રોમ વગેરે સર્વ અવયવો ઔષધરૂપ છે એવી લબ્ધિવાળા.

૪ " ॐ ह्रीं नमो खेलोसहिलद्धिपत्ताणं " અને " ॐ ह्रीं नमो सव्वोसहिपत्ताणं " એ બે સૂરિમંત્ર છે, તેનો જાપ કરવાનો આમ્નાય ગુરુગમ્ય સમજવો.

નાથને ॐ, ह्रीँ સહિત નમસ્કાર હો, જે નમસ્કાર (ભવ્યોને) લક્ષ્મી આપે છે અથવા ॐકાર સહિત શાંતિજિન નમસ્કાર શ્લેષ્મૌષધિ આદિ લબ્ધિ અને સર્વૌષધિ લબ્ધિ પામેલા સાધુઓને જ્ઞાન દર્શનાદિ (દ્રવ્ય અને ભાવ) લક્ષ્મી આપે છે ૩

चाणीत्रिभुवनस्वामिनीश्रीदेवीयक्षराजगाणिपिटका

**चाणीतिहुअणसामिणि-सिरिदेवीजक्करायगणिपिडगा॥**

શ્રુતદેવી, ત્રણ ભુવનની સ્વામિની[1], લક્ષ્મી દેવી અને યક્ષરાજ ગણિપિટક[2],

ग्रहदिक्पालसुरेन्द्रा सदाऽपि रक्षंतु जिनभक्तान्

**गहदिसिपालसुरिंदा, सयावि रक्कंतु जिणभत्ते ॥४॥**

ગ્રહ, દિક્પાળ અને દેવેન્દ્રો, નિરંતર રક્ષણ કરો! જિનના ભક્તોને

અર્થ—શ્રુતદેવી, ત્રણ ભુવનની સ્વામિની, લક્ષ્મીદેવી અને યક્ષરાજ ગણિપિટક, ગ્રહ, દિક્પાળ અને દેવેન્દ્રો જિનના ભકતોનું સદાય રક્ષણ કરો! ૪

## સોળ વિદ્યાદેવી.

रक्षंतु माम् रोहिणी प्रज्ञप्तिः वज्रशृंखला च सदा

**रक्कंतू (तु) मम रोहिणि, पन्नत्ती वज्जसिंखला य सया॥**

રક્ષણ કરો! મુજને રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા અને સદા

---

૧ સૂરિમંત્ર પીઠપંચકની અધિષ્ઠાયિકા દેવી, તેનું ધ્યાન કરનારને પ્રાતિહાર્ય (સહાય) કરનારી

૨ દ્વાદશાંગનો અધિષ્ઠાયકદેવ, યક્ષો મધ્યે કાંતિવડે વિશેષ શોભે છે માટે તે યક્ષરાજ કહેવાય છે

वज्रांकुशी चक्रेश्वरी नरदत्ता काली महाकाली

**वज्जंकुसि चक्केसरि, नरदत्ता कालि महकाली ॥५॥**

વજ્રાંકુશી, ચક્રેશ્વરી, નરદત્તા, કાળી, મહાકાળી

**અર્થ**—[1]રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા, વજ્રાંકુશી, ચક્રેશ્વરી, નરદત્તા, કાળી અને મહાકાળી, મારૂં અને ઉપલક્ષણથી બીજાઓનું પણ નિરંતર ( સર્વ પ્રકારના ઉપદ્રવથી ) રક્ષણ કરો ! ૫.

गौरी तथा गांधारी महाज्वाला मानवी च वैरोटचा

**गोरी तह गंधारी, महजाला माणवी अ वइरुट्टा ॥**

**ગૌરી તેમજ ગાંધારી, મહાજવાલા, માનવી અને વૈરોટયા**

---

૧ પુણ્ય બીજને ઉત્પન્ન કરે તે **રોહિણી,** પ્રકૃષ્ટ જ્ઞાન છે જેને વિષે તે **પ્રજ્ઞપ્તિ,** દુષ્ટને દમન કરવા માટે વજ્રની પેઠે દુર્ભેદ્ય શૃંખલા છે જેના હાથમાં તે **વજ્રશૃંખલા,** વજ્ર અને અંકુશ એ અસ્ત્ર જેના હાથમાં છે તે **વજ્રાંકુશી,** હાથમાં નિરંતર ચક્રને ધારણ કરનારી તે **ચક્રેશ્વરી,** મનુષ્યને વરદાન વગેરે દેવાવાળી તે **નરદત્તા,** શ્યામ વર્ણવાળી અથવા શત્રુઓને વિષે કાળની ઉપમા છે જેને તે **કાળી,** ઘણા શ્યામવર્ણવાળી અને શત્રુઓને મહાકાળ સદૃશ તે **મહાકાળી,** ગૌર ( ઉજ્વલ ) વર્ણવાળી તે **ગૌરી,** ગાયના વાહનને ધારણ કરનારી તે **ગાંધારી,** સર્વ અસ્ત્રો ( ફેંકવાના હથીયાર ) ની મ્હોટી જ્વાલા છે જેને તે **મહાજ્વાલા,** મનુષ્યની જનની ( માતા ) તુલ્ય તે **માનવી,** અન્યોઅન્ય વૈરની ઉપશાંતિ માટે આગમન છે જેનું તે **વૈરોટયા,** પાપનો સ્પર્શ નથી જેને તે **અચ્છુપ્તા,** ધ્યાન કરનારના મનને સાન્નિધ્ય કરવાવાળી તે **માનસિકા** અને ધ્યાન કરનારના મનને મહાસાન્નિધ્ય કરવાવાળી તે **મહામાનસિકા.** એ સોળ દેવીઓનું વિદ્યા પ્રધાનત્વ હોવાથી તે વિદ્યાદેવીઓ કહેવાય છે. એ દેવીઓને મંત્રપટ્ટમાં પોતપોતાને સ્થાનકે સ્થાપન કરીને તેનું ધ્યાન કરે તો તે ધ્યાના સુખને દેનાર થાય છે.

अच्छुप्ता मानसिका महामानसिकाः देव्यः
**अच्छुत्ता माणसिया, महमाणसियाउ देवीउ ॥६॥**
અચ્છુપ્તા, માનસિકા, મહામાનસિકા દેવીઓ

અર્થ—ગૌરી, ગાંધારી, મહાજ્વાલા, માનવી અને વૈરોટ્યા અચ્છુપ્તા, માનસિકા અને મહામાનસિકા એ ( સોળ ) દેવીઓ ( રક્ષણ કરો ! ) ૬

## ચોવીશ તીર્થંકરના યક્ષો.

यक्षाः गोमुख महायक्षः त्रिमुखः यक्षेशः तुंबरः कुसुमः
**जक्खा गोमुह महजक्ख, तिमुह जक्खेस तुंबरु कुसुमो॥**
યક્ષો ગોમુખ, મહાયક્ષ, ત્રિમુખ, યક્ષેશ, તુંબરૂ, કુસુમ,

मातंगविजयाजिता ब्रह्म मनुजः सुरकुमारः
**मायंगविजयअजिया, बंभो मणुउ सुरकुमारो ॥७॥**
માતંગ, વિજય અને અજીત; બ્રહ્મ, મનુજ, સુરકુમાર

અર્થ—[1]યક્ષોના નામ કહે છે—ગોમુખ, મહાયક્ષ, ત્રિમુખ,

---

૧ આ સાતથી દશ ગાથામાં વર્ણવેલા વર્તમાન ચોવીશીના ચોવીશ તીર્થંકરોના યક્ષ અને યક્ષણીઓના વર્ણ, વાહન અને આકાર વગેરે અનુક્રમે આ પ્રમાણે જાણવા—

૧ ગોમુખ સોના જેવા વર્ણવાળો, ગજવાહન અને ચાર ભૂજવાળો છે જમણી બે ભૂજમાં વરદ તથા અક્ષમાળા અને ડાબી બે ભૂજમાં માતુલીંગ (બીજોરૂં) અને પાશ હોય છે ૨ મહાયક્ષ શ્યામવર્ણ, ચાર

યક્ષેશ, તુંબરૂ, કુસુમ, માતંગ, વિજય, અજીત, બ્રહ્મ, મનુજ, સુરકુમાર; ૭

મુખ, ગજવાહન અને આઠ હાથવાળો છે. જમણા ચાર હાથમાં વરદ, મુદ્ગર, અક્ષસૂત્ર (નાનીમાળા) અને પાશ હોય છે તથા ડાબા ચાર હાથમાં બીજોરૂં, અભય, અંકુશ અને શક્તિ હોય છે ૩ **ત્રિમુખ** ત્રણ નેત્ર, ત્રણ મુખ, શ્યામવર્ણ, મયુરવાહન અને ૭ ભૂજાવાળો છે. જમણી ત્રણ ભૂજા નકુલ, ગદા અને અભય યુક્ત હોય અને ડાબી ત્રણ ભૂજા બીજોરૂં, નાગ અને અક્ષસૂત્ર યુક્ત હોય છે. ૪ **ઈશ્વર** શ્યામ કાંતિ, ગજવાહન અને ચાર ભૂજાવાળો છે. જમણી ભૂજાઓમાં બીજોરૂં ને અક્ષસૂત્ર હોય અને ડાબી ભૂજાઓમાં નકુલ ને અંકુશ હોય. ૫ **તુંબરૂ** શ્વેતવર્ણ, ગરૂડવાહન, અને ચાર ભૂજાવાળો છે. જમણા બે હાથ વરદ અને શક્તિયુક્ત હોય અને ડાબા બે હાથ ગદા અને નાગપાશ યુક્ત હોય. ૬ **કુસુમ** નીલવર્ણ, કુરંગ (હરણ) વાહન અને ચાર ભૂજાવાળો છે. જમણા બે હાથમાં ફળ અને અભય હોય છે અને ડાબા બે હાથમાં નકુલ અને અક્ષસૂત્ર હોય છે. ૭ **માતંગ** નીલવર્ણ, ગજવાહન અને ચાર ભૂજાવાળો છે. જમણી બે ભૂજાઓમાં બીલ્વ અને પાશ હોય ત્યારે ડાબી બે ભૂજાઓમાં નકુલ અને અંકુશ હોય. ૮ **વિજય** હરિતવર્ણ, ત્રણ લોચન, હંસવાહન અને બે ભૂજાવાળો છે. જમણા હાથમાં ચક્ર અને ડાબા હાથમાં મુદ્દગર હોય. ૯ **અજીત** શ્વેતવર્ણ, કૂર્મવાહન, અને ચાર ભૂજાવાળો છે. જમણા બે હાથ માતુલિંગ, અક્ષસૂત્ર યુક્ત હોય છે અને ડાબા હાથ નકુલ, કુંતકાલ યુક્ત હોય છે. ૧૦ **બ્રહ્મા** ચારમુખ, ત્રણનેત્ર, શ્વેતવર્ણ, પદ્માસન અને આઠ ભૂજાવાળો છે. જમણા ચાર હાથમાં માતુલિંગ, મુદ્ગર, પાશ અને અભય હોય છે અને ડાબા ચાર હાથમાં નકુલ, ગદા, અંકુશ અને અક્ષસૂત્ર હોય છે. ૧૧ **મનુજ** અથવા **ઈશ્વર** શ્વેતવર્ણ, ત્રણનેત્ર, વૃષભ વાહન અને ચાર ભૂજાવાળો છે. જમણા બે હાથમાં માતુલિંગ અને ગદા હોય છે અને ડાબા બે હાથ નકુલ અને અક્ષસૂત્રયુક્ત હોય છે. ૧૨ **સુરકુમાર** શ્વેતવર્ણ, હંસવાહન અને ચાર ભૂજાવાળો છે. જમણા બે હાથ માતુલિંગ અને બાણયુક્ત અને ડાબા

षण्मुख: पातालः किन्नरः गरुडः गंधर्वः तथा च यक्षेंद्र

**छम्मुह पयाल किन्नर, गरुलो गंधव्व तह य जक्खिंदो ॥**

ષણ્મુખ, પાતાળ, કિન્નર, ગરૂડ, ગંધર્વ તેમજ વળી યક્ષેંદ્ર

कूवरः वरुणः भृकुटिः गोमेधः पार्श्वमातंगौ

**कूव्वर वरुणो भिउडी, गोमेहो पासमायंगा ॥ ८ ॥**

કૂબર, વરૂણ, ભૃકુટી, ગોમેધ, પાર્શ્વ અને માતંગ

---

બે હાથ નકુલ અને ધનુષ્યયુક્ત હોય છે ૧૩ ષણ્મુખ શ્વેતવર્ણ, શિખિ (મોર) વાહન અને બાર ભૂજાવાળો છે જમણા છ હાથ ફલ, ચક્ર, બાણ, ખડ્ગ, પાશ અને અક્ષસૂત્રયુક્ત હોય અને ડાબા છ હાથ નકુલ, ચક્ર, ધનુ, ફલક, અંકુશ અને અભયયુક્ત હોય છે ૧૪ **પાતાલ** ત્રણ મુખ, રક્તવર્ણ, મકરવાહન અને છ ભૂજાવાળો છે જમણા ત્રણ હાથ પદ્મ, ખડ્ગ અને પાશયુક્ત હોય છે અને ડાબા ત્રણ હાથ નકુલ, ફલક અને અક્ષસૂત્રયુક્ત હોય છે. ૧૫ **કિન્નર** ત્રણમુખ, રક્તવર્ણ, કૂર્મ (કાચબો) વાહન અને છ ભૂજાવાળો છે જમણા ત્રણ હાથ બીજપૂરક, ગદા અને અભયયુક્ત હોય અને ડાબા ત્રણ હાથ નકુલ, પદ્મ અને અક્ષમાલા યુક્ત હોય ૧૬ **ગરૂડ** વરાહવાહન, ક્રોડવદન, શ્યામવર્ણ અને ચાર ભૂજાવાળો છે જમણા બે હાથમા બીજપૂરક ને પદ્મ અને ડાબા બે હાથ નકુલ ને અક્ષસૂત્રયુક્ત હોય છે ૧૭ **ગંધર્વ** શ્યામવર્ણ, હંસ વાહન અને ચાર ભૂજાવાળો છે જમણા બે હાથ વરદ ને પાશયુક્ત હોય છે અને ડાબા બે હાથમા માતુલિંગ અને અંકુશ હોય છે ૧૮ **યક્ષેન્દ્ર** છમુખ, ત્રણનેત્ર, શ્યામવર્ણ, શંખ (અથવા મોર) વાહન અને બાર ભૂજાવાળો છે તેના જમણા છ હાથ બીજપૂરક, બાણ, ખડ્ગ, મુદ્ગર, પાશ અને અભયયુક્ત છે અને ડાબા છ હાથ નકુલ, ધનુ, ફલક, શૂલ, અંકુશ અને અક્ષસૂત્રયુક્ત હોય છે ૧૯ **કૂબર-કુબેર** ચાર મુખ, ઇંદ્રાયુધ (નીલ) વર્ણ, ગજવાહન અને આઠ ભૂજાવાળો છે તેના જમણા ચાર

**અર્થ**—ષણ્મુખ, પાતાળ, કિન્નર, ગરૂડ, ગંધર્વ તેમજ વળી યક્ષેન્દ્ર, કૂબર, વરૂણ, ભૃકુટી, ગોમેધ, પાર્શ્વ અને માતંગ. ૮

---

હાથમાં વરદ, પરશુ, શૂલ અને અભય હોય છે અને ડાબા ચાર હાથમાં બીજપૂરક, શક્તિ, મુદ્ગર અને અક્ષસૂત્ર હોય છે. ૨૦ **વરૂણ** ચાર મુખ, ત્રણનેત્ર, શ્વેતવર્ણ, વૃષભવાહન, જટામુકુટ ભૂષિત અને આઠ ભૂજાવાળો છે. તેના જમણા ચાર હાથમાં બીજપૂરક, ગદા, બાણ અને શક્તિ હોય છે અને ડાબા ચાર હાથમાં નકુલ, પદ્મ, ધનુ અને પરશુ હોય છે. ૨૧ **ભૃકુટી** ચાર મુખ, ત્રણ નેત્ર, સોના જેવો વર્ણ વૃષભ વાહન અને આઠ ભૂજાવાળો છે. તેના જમણા ચાર હાથમાં બીજપૂરક, શક્તિ, મુદ્‌ગર અને અભય છે અને ડાબા ચાર હાથમાં નકુલ, પરશુ, વજ્ર અને અક્ષસૂત્ર છે. ૨૨ **ગોમેધ** ત્રણ મુખ, શ્યામ કાન્તિ, પુરૂષ વાહન અને છ ભૂજાવાળો છે. તેના જમણા ત્રણ હાથમાં માતુલિંગ, પરશુ અને ચક્ર છે અને ડાબા ત્રણ હાથમાં નકુલ, શૂલ અને શક્તિ છે. ૨૩ **પાર્શ્વ** અથવા **વામન** ગજમુખ, સર્પફણામંડિત મસ્તક, શ્યામવર્ણ, કૂર્મ વાહન અને ચાર ભૂજા વાળો છે. જમણા બે હાથમાં બીજપૂરક ને સર્પ ( અથવા માતુલિંગ ને ગદા ) છે અને ડાબા બે હાથમાં નકુલ અને સર્પ છે. ૨૪ **માતંગ** શ્યામવર્ણ, ગજવાહન, બે ભૂજાવાળો છે. જમણા હાથમાં નકુલ અને ડાબા હાથમાં બીજપૂરક છે.

૧ **ચક્રેશ્વરી** અથવા **અપ્રતિચક્રા** સુવર્ણવર્ણા, ગરૂડવાહન અને આઠ ભૂજાવાળી છે. જમણી ચાર ભૂજામાં વરદ, બાણ, ચક્ર અને પાશ છે અને ડાબા ચાર હાથમાં ધનુષ્ય, વજ્ર, ચક્ર અને અંકુશ છે. ૨ **અજીતા** ગૌરવર્ણ લોહાસનાધિ (ગૌ) રૂઢ અને ચાર હાથવાળી છે. જમણા બે હાથમાં વરદ અને પાશ છે અને ડાબા બે હાથમાં બીજપૂરક અને અંકુશ છે. ૩ **દુરિતારિ** ગૌરવર્ણ, મેષાવાહન અને ચાર હાથવાળી છે. જમણા બે હાથમાં વરદ અને અક્ષસૂત્ર છે અને ડાબા બે હાથમાં ફ્લ અને અભય છે. ૪ **કાલી** શ્યામવર્ણ, પદ્માસન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં વરદ અને પાશ છે અને ડાબા બે હાથમાં નાગ અને અંકુશ છે.

# ચોવીશ તીર્થંકરની શાસન દેવી.

देव्यः चक्रेश्वरी अजिता दुरितारि काली महाकाली
देवीउ चक्केसरि, अजिया दुरिआरि कालि महकाली ।६
દેવીઓ ચક્રેશ્વરી, અજિતા, દુરિતારી, કાલી, મહાકાલી,

अच्युता शांता ज्वाला सुतारकाऽशोका श्रीवत्सा
अच्चुअ संता जाला, सुतारयासोय सिरिवच्छा ।।७।।
અચ્યુતા, શાંતા, જવાલા, સુતારકા, અશોકા, શ્રીવત્સા,

---

૫ **મહાકાલી** સોના જેવો વર્ણ, પદ્માસન, ચાર ભુજાવાળી છે જમણા બે હાથમા વરદ અને પાશ છે અને ડાબા બે હાથમા માતુલિંગ અને અંકુશ છે ૬ **અચ્યુતા** શ્યામવર્ણ, નરવાહન અને ચાર ભુજાવાળી છે દક્ષિણ બે હાથમા વરદ અને બાણ છે અને ડાબા બે હાથમા ધનુષ્ય અને અભય (અથવા બીજોરૂ અને અંકુશ) છે ૭ **શાંતા** સુવર્ણવર્ણ, ગજવાહન અને ચતુર્ભુજાવાળી છે જમણા બે હાથમા વરદ અને અક્ષસૂત્ર છે અને ડાબા બે હાથમા શૂલ અને અભય છે ૮ **જવાલા-ભૃકુટી** પીળોવર્ણ, વરા(હ)વ વાહન અને ચાર ભુજાવાળી છે જમણા બે હાથમા ખડ્ગ અને મુદ્ગર છે, ડાબા બે હાથમા ફલક અને પરશુ છે ૯ **સુતારિકા** ગૌરવર્ણ, વૃષભ-વાહન અને ચાર ભુજાવાળી છે તેના જમણા બે હાથમા વરદ અને અક્ષ--સૂત્ર છે અને ડાબા બે હાથમા કલશ ને અંકુશ છે ૧૦ **અશોકા** નીલવર્ણ, પદ્માસન અને ચાર ભુજાવાળી છે જમણા બે હાથમા વરદ અને પાશ (અથવા મુદ્ગર) છે અને ડાબા બે હાથમા ફલક અને અંકુશ છે ૧૧ **શ્રી-વત્સા-માનવા** ગૌરવર્ણ, સિંહવાહન અને ચાર ભુજાવાળી છે જમણા બે હાથમા વરદ અને મુદ્ગર છે અને ડાબા બે હાથમા કલશ અને અંકુશ (અથવા પુષ્પ ને ગદા) છે ૧૨ **પ્રવરા-ચંડા** શ્યામવર્ણ, અશ્વવાહન અને

**અર્થ**—દેવીઓના નામ કહે છે–ચક્રેશ્વરી, અજીતા, દુરિતારી, કાળી, મહાકાળી, અચ્યુતા, શાંતા, જવાલા, સુતારકા, અશોકા, શ્રીવત્સા, ૯

---

ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં વરદ અને શક્તિ છે અને ડાબા બે હાથમાં પુષ્પ અને ગદા છે. ૧૩ **વિજયા–વિદિતા** હરિતવર્ણ, પદ્માસન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં બાણ અને પાશ છે અને ડાબા બે હાથમાં ધનુષ્ય અને નાગ છે. ૧૪ **અંકુશા** ગૌરવર્ણ, પદ્માસન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં ખડ્ગ અને પાશ છે અને ડાબા બે હાથમાં ફલક અને અંકુશ છે. ૧૫ **પન્નગા–કંદર્પા** ગૌરવર્ણ, મત્સ્ય વાહન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં ઉત્પલ (કમળ) અને અંકુશ છે અને ડાબા બે હાથમાં પદ્મ અને અભય છે. ૧૬ **નિર્વાણી** સુવર્ણ કાંતિ, પદ્માસન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં પુસ્તક અને ઉત્પલ છે અને ડાબા બે હાથમાં કમંડલુ અને કમલ છે. **૧૭ અચ્યુતા–બલા** સુવર્ણવર્ણ, મયૂર વાહન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં બીજપૂરક અને શૂલ અને ડાબા બે હાથમાં મુષંઢી (એક જાતનું શસ્ત્ર) અને પદ્મ છે. ૧૮ **ધારણી** નીલવર્ણ, પદ્માસન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં માતુલિંગ અને ઉત્પલ છે અને ડાબા બે હાથમાં પદ્મ અને અક્ષસૂત્ર છે. ૧૯ **વૈરોટયા** કૃષ્ણવર્ણ, પદ્માસન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં વરદ ને અક્ષસૂત્ર અને ડાબા બે હાથમાં બીજપૂરક અને શક્તિ છે. ૨૦ **અચ્છુપ્તા–નરદત્તા** કનકવર્ણ, ભદ્રાસન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં વરદ અને અક્ષસૂત્ર અને ડાબા બે હાથમાં બીજપૂરક અને શૂલ છે. ૨૧ **ગાંધારી** શ્વેતવર્ણ, હંસવાહન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં વરદ અને ખડ્ગ અને ડાબા બે હાથમાં બીજપૂરક અને કુંત (ભાલું) છે. ૨૨ **અંબા** કનકકાંતિ, સિંહવાહન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં આમ્રલુંબી અને પાશ અને ડાબા બે હાથમાં ચક્ર અને અંકુશ છે. ૨૩

चंडा विजयाङ्कुशापन्नगा इति निर्वाणी अच्युता धारिणी
**चंका विजयंकुसिपन्न इत्ति निव्वाणि अच्चुआ धरणी॥**
ચંડા, વિજયા, અંકુશા, પન્નગા } નિર્વાણી, અચ્યુતા, ધારિણી,
એમ }

वैरोटयाच्छुप्ता (दत्ता) गांधारी अम्बा पद्मावती सिद्धा
**वेरुट्टछुत्त (दत्त) गंधारि, अंब पउमावई सिद्धा॥१०॥**
વૈરોટયા,અચ્છુપ્તા(દત્તા),ગંધારિ, અંબા, પદ્માવતી, સિદ્ધા.

અર્થ--ચંડા, વિજયા, અંકુશા, પન્નગા, નિર્વાણી, અચ્યુતા ધારિણી, વૈરોટયા, અચ્છુપ્તા ( દત્તા ), ગંધારી અંબા, પદ્માવતી અને સિદ્ધા ૧૦

इति तीर्थरक्षणरताः अन्येऽपि सुरासुर्यश्च चतुर्विधा अपि
**इअ तित्थरक्खणरया, अन्नेवि सुरासुरी य चउहावि ॥**
એ પ્રકારે તીર્થરક્ષામાં રક્ત અન્ય પણ દેવ દેવીઓ અને ચારે પ્રકારના

व्यन्तरयोगिनीप्रमुखाः कुर्वंतु रक्षां सदा अस्माकम्
**वंतरजोइणिपमुहा, कुणंतु रक्खं सया अम्हं ॥११॥**
વ્યંતરઅનેયોગિની પ્રમુખ, કરો રક્ષણ નિરંતર અમારું

---

પદ્માવતી કનકવર્ણ, કુર્કુટસર્પ વાહન અને ચતુર્ભુજવાળી છે જમણા બે હાથમાં પદ્મ અને પાશ અને ડાબા બે હાથમાં ફલ અને અંકુશ છે
૨૪ સિદ્ધાયિકા હરિતવર્ણ, સિંહવાહન અને ચાર ભુજવાળી છે જમણા બે હાથમાં પુસ્તક [પદ્મ] ને અભય [પાશ] અને ડાબા બે હાથમાં બીજપૂરક અને વીણા છે આ ચોવીશ યક્ષ અને શાસનદેવીઓ શાસનના અધિષ્ઠાયક હોવાથી હમેશા સ્મરણ કરવા યોગ્ય છે

અર્થ—એ પ્રકારે તીર્થ (ચતુર્વિધ સંઘ) ની રક્ષામાં તત્પર પૂર્વોક્ત યક્ષ, યક્ષણીઓ અને બીજા પણ ચારે પ્રકારના દેવદેવીઓ, [1]વ્યંતર અને [2]યોગિની પ્રમુખ (આ સ્તોત્રનું સ્મરણ કરનારા અથવા શ્રી શાંતિનાથના ભકત એવા) અમારૂં નિરંતર રક્ષણ કરો! ૧૧

एवं सुदृष्टिसुरगण—सहितः संघस्य शांतिजिनचंद्रः

**एवं सुदिट्ठिसुरगण—सहिउ संघस्स संतिजिणचंदो ॥**

એપ્રકારે સમ્યગ્દૃષ્ટિ દેવસમુદાયે સહિત, સંઘની શાંતિજિનચંદ્ર,

ममापि करोतु रक्षां मुनिसुंदरसूरिस्तुतमहिमा

**मज्झवि करेउ रक्खं, मुणिसुंदरसूरिथुअमहिमा ॥१२॥**

મારી પણ કરો! રક્ષા, મુનિસુંદર સૂરિએ સ્તવ્યો છે મહિમા જેનો એવા

અર્થ—એ પ્રકારે સમ્યગ્ દૃષ્ટિ દેવ સમુદાયે સહિત અને મુનિ માંહે પ્રધાન શ્રુતકેવળી વગેરેએ અને પંડિતોએ (મુનિ સુંદર સૂરિએ) સ્તવ્યો છે મહિમા જેનો એવા શાંતિ જિનચંદ્ર, સંઘની અને મારી પણ રક્ષા કરો! ૧૨

इति [3]शांतिनाथरक्षां सम्यग्दृष्टी स्मरति त्रिकालं यः

**इअ संतिनाह सम्म—द्दिठ्ठी रक्खं सरइ तिकालं जो॥**

એ પ્રકારે શાંતિનાથની સમ્યગ્ દૃષ્ટિ રક્ષા ચિંતવે છે. ત્રણકાળ જે

---

૧ ઘંટાકર્ણાદિ બાવન વીર અથવા માણિભદ્રાદિ ક્ષેત્રપાળ.

૨ ભદ્રકાળી પ્રમુખ ચોસઠ યોગિની.

૩ અહીં संतिनाह અને रक्खं ની વચ્ચે सम्मद्दिठ्ठी એ પદનું વ્યવધાન પ્રાકૃત વ્યાકરણના નિયમથી છે.

सर्वोपद्रवरहितः स लभते सुखसंपदं परमम्

सव्वोवद्दवरहिओ, स लहइ सुहसंपयं परमं ॥१३॥

સર્વ ઉપદ્રવે રહિત તે પામે છે. સુખસંપદા ઉત્કૃષ્ટ

અર્થ—એ પ્રકારે જે સમ્યગ્ દૃષ્ટિ મનુષ્ય શાંતિનાથની રક્ષાને ત્રણે કાળ સ્મરણ કરે છે તે સર્વ ઉપદ્રવથી રહિત થયો છતો ઉત્કૃષ્ટ સુખ સંપદાને પામે છે ૧૩

तपोगच्छगगनदिनकर – युगवरश्रीसोमसुंदरगुरूणां

तवगच्छगयणदिणयर–जुगवरसिरिसोमसुंदरगुरूणं ॥

તપગચ્છરૂપ આકાશમા સૂર્ય સમાન યુગપ્રધાન શ્રી સોમસુંદર ગુરૂના

सुप्रसादलब्धगणधर– विद्यासिद्धिर्भणति शिष्यः

सुपसायलद्धगणहर–विज्जासिध्धी भणइ सीसो ॥१४॥

રૂડા પ્રસાદવડે પ્રાપ્ત કરી છે ગણધર વિદ્યા સિદ્ધ જણે એવો } ભણે છે. શિષ્ય

અર્થ—તપગચ્છરૂપ ગગનમા સૂર્યસમાન યુગપ્રધાન શ્રી સોમસુંદરસૂરિ ગુરૂના રૂડા પ્રસાદવડે પ્રાપ્ત કરી છે ગણધર વિદ્યા સિદ્ધિ જેણે એવો શિષ્ય ( મુનિસુંદરસૂરિ ) ભણે છે-કહે છે* ૧૪

ઇતિ શ્રી સતિકર સ્તવનમ્

---

* ગુરૂનુ નામ લેવાની લાલસાએ કટકજોક [illegible] ગયુ છે તેમા કાંઈ વિરોધ નથી.

# ॥ अथ तिजयपहुत्त.* ॥

त्रिजगत्प्रभुत्वप्रकाशका-ष्टमहाप्रातिहार्ययुक्तानां
**तिजयपहुत्तपयासय,-अठमहापाडिहेरजुत्ताणं ॥**
ત્રણ જગતના સ્વામીપણાને પ્રગટ કરનાર આઠ પ્રાતિહાર્ય યુક્ત
समयक्षेत्रस्थितानां स्मरामि चक्रं जिनेन्द्राणाम्
**समयक्खित्तठिआणं, सरेमि चक्कं जिणिंदाणं ॥ १ ॥**
કાળક્ષેત્રમાં રહેલા, સ્મરણ કરૂં છું. વૃંદને જિનેંદ્રોના

**અર્થ**—ત્રણ ભુવનની ઠકુરાઇને પ્રગટ કરનારા આઠ પ્રાતિહાર્યયુકત અને કાળક્ષેત્ર ( અઢી દ્વીપ ) માં વર્તતા જિનેંદ્રોના વૃંદ ([1]યંત્ર ) ને સ્મરણ કરૂં છું. ૧

---

* આ સ્તોત્રમાં એકસો સિત્તેર જિનની સ્તુતિ હોવાથી "**સત્તરિસયં થુત્તં**" એ નામ પણ આ સ્તોત્રનું છે. શ્રી **માનદેવ** સૂરિએ કોઈ વખતે શ્રી સંઘમાં વ્યંતરે કરેલ ઉપસર્ગ નિવારવા અર્થે આ સ્તોત્ર રચ્યું છે, એવો સંપ્રદાય છે.

૧ જ્યાં રાત્રી દિવસરૂપ કાળની પ્રધાનતા છે એવા કાળક્ષેત્ર એટલે અઢી દ્વીપને વિષે ઉત્પન્ન થયેલા ૧૭૦ જિનની સ્તવના યંત્રવડે થાય છે, તે યંત્ર મોટો અને ઘણા માહાત્મ્યવાળો છે, તે યંત્ર કરવાની રીતિ આ પ્રમાણે જાણવી—

पंचविंशतिश्च अशीतिः पंचदश पचाशद् (इति) जिनवरसमूहः

**पणवीसा य असीआ, पनरस पन्नास जिणवरसमूहो॥**

પચ્ચીશ અને એંશી, પંદર, પચાસ (એ પ્રકારે) જિનવરનો સમુદાય

| ૨૫ | ૮૦ | क्षि | ૧૫ | ૫૦ |
|---|---|---|---|---|
| ૨૦ | ૪૫ | प | ૩૦ | ૭૫ |
| क्षि | प | ऑॅ | स्वा | हा |
| ૭૦ | ૩૫ | स्वा | ૬૦ | ૫ |
| ૫૫ | ૧૦ | हा | ૬૫ | ૪૦ |

આ બાજુમા જણાવ્યા મુજબ તે યત્રના પાચ ઉભા અને પાચ આડા ખાના કરવા એટલે ૨૫ ખાના થયા તેમા મધ્યના આડા પાચ ખાનામા ' क्षिप ऑॅ स्वाहा ' એ પાચ અક્ષરની પચ મહાભૂતાત્મક મહા વિદ્યા લખવી તેમજ મધ્યના પાચ ઉભા ખાનામા પણ એજ પાચ અક્ષરની મહાવિદ્યા લખની ( તેમા क्षि પૃથ્વી બીજ, प અપ્બીજ, ऑॅ અગ્નિબીજ स्वा પવન બીજ અને हा આકાશબીજ છે ) પહેલી આડી પક્તિના બાકીના ચાર ખાનામા બીજી ગાથામા બતાવેલા ૨૫-૮૦-૧૫-૫૦ એ ચાર અકો અનુક્રમે લખના, બીજી આડી પક્તિના બાકીના ચાર ખાનામા ત્રીજી ગાથામા બતાવેલા ૨૦-૪૫-૩૦-૭૫ એ ચાર અકો અનુક્રમે લખના, ચોથી આડી પક્તિના બાકીના ચાર ખાનામા ચોથી ગાથામા બતાવેલા ૭૦-૩૫-૬૦-૫ એ ચાર અકો અનુક્રમે લખવા અને પાચમી આડી પક્તિના બાકીના ચાર ખાનામા પાચમી ગાથામા બતાવેલા ૫૫-૧૦-૬૫-૪૦ એ ચાર અકો અનુક્રમે લખના તે પછી છઠ્ઠી ગાથામા બતાવેલા ह ( દુરિતનાશક સ્વબીજ ), र ( પાપદહનકારક અગ્નિબીજ ), हु ( ભૂતાદિનાસક ક્રોધબીજ અને આત્મરક્ષક કવચ) અને ह ( સ્વ બીજે સપૂટિત ) એ ચાર બીજાક્ષરો પહેલી આડી લીટીના અકોવાળા ચાર ખાનામા અકો નીચે અનુક્રમે મુકના અને स ( સૌમ્યતાકારક ચદ્રબીજ ), र ( તેજોદ્દીપન

नाशयतु सकलदुरितं भव्यानां भक्तियुक्तानाम्
**नासेउ सयलदुरिअं, भविआणं भत्तिजुत्ताणं ॥२॥**
**નાશ કરો! બધાં પાપને ભવ્યોનાં ભક્તિયુક્ત**

**અર્થ**—પચ્ચીશ, એંશી, પંદર અને પચાસ એ પ્રકારે (યંત્રમાં લખેલ) તીર્થંકરનો સમુદાય ભક્તિવાન ભવ્યજનોનાં બધાં પાપનો નાશ કરો! ૨.

विंशतिः पंचचत्वारिंशदपिच त्रिंशत् पंचसप्ततिः (इति) जिनवरेन्द्राः
**वीसा पणयाला विय, तीसा पन्नत्तरी जिणवरिंदा ॥**
**વીશ, પીસ્તાળીશ નિશ્ચયે ત્રીશ, પંચોતેર (એ પ્રકારે) જિનેશ્વરો**

---

અગ્નિબીજ), सुं (સર્વ દુરિતને શાંત કરનાર શામક) અને सः (ચંદ્રબીજે સંપૂટિત) એ ચાર અક્ષરો બીજી આડી લીંટીના અંકોવાળા ચાર ખાનામાં અનુક્રમે મૂકવા. ચોથી આડી લીંટીના અંકોવાળા ચાર ખાનામાં પણ हरहुंहः એ ચાર બીજાક્ષરો મૂકવા અને પાંચમી આડી લીંટીના અંકોવાળા ચારખાનામાં सस्सुंसः એ ચાર બીજાક્ષરો લખવા. આ છઠ્ઠી ગાથામાં આરંભમાં ॐ છે તે પંચપરમેષ્ઠિ વાચક છે અને हरहुंहः એ ચાર બીજાક્ષરોવડે અનુક્રમે **પદ્મા, જયા, વિજયા** અને **અપરાજીતા** એ ચાર દેવીઓના નામ જાણવા.

આ યંત્રની ચાર ઉભી, ચાર આડી અને બે તીર્ચ્છી એમ દશ લાઇનના અંકોનો સરવાળો કરતાં દરેકનો સરવાળો ૧૭૦ થાય છે, સર્વ બાજુથી સરખી ગણતરી મળે છે તેથી **સર્વતોભદ્ર** એવું આ યંત્રનું નામ છે. આ યંત્રના ચારે બાજુના પડખાના અંકોવાળા ૧૬ ખાનામાં અનુક્રમે સાતમી અને આઠમી ગાથામાં બતાવેલી ૧૬ વિદ્યાદેવીઓના નામ ॐ ह्रीं श्रीं એ ત્રણ બીજાક્ષરો સહિત અને અંતમાં नमः પદ સહિત લખવા.

ग्रहभूतराक्षसशाकिनी — घोरोपसर्गं प्रणाशयंतु

**गहभूअरक्खसाइणि–घोरुवसग्गं पणासंतु ॥३॥**

ગ્રહ, ભૂત, રાક્ષસ અને શાકિનીના ઘોર ઉપસર્ગને પ્રકર્ષે નાશ કરો'

અર્થ—વીશ, પીસ્તાળીશ વળી ત્રીશ અને પંચોતેર એ પ્રકારે જિનેશ્વરો ગ્રહ, ભૂત, રાક્ષસ અને શાકિનીથી ઉત્પન્ન થયેલ ઘોર ઉપસર્ગનો પ્રકર્ષે નાશ કરો ! ૩

सप्ततिः पंचत्रिंशदपि च षष्टिः पंचैव जिनगणः एषः

**सत्तरि पणतीसा विय, सट्ठी पंचेव जिणगणो एसो ॥**

સિત્તેર, પાંત્રીશ વળી સાઠ, પાંચ નિશ્ચે જિન સમુદાય એ

व्याधिजलज्वलनहरिकरिचोरारिमहाभयं हरतु

**वाहिजलजलणहरिकरि–चोरारिमहाभयं हरउ ॥४॥**

વ્યાધિ, પાણી, અગ્નિ, વાઘ, હાથી ચોર અને શત્રુના મોટા ભયને હરણ કરો.

અર્થ—સિત્તેર, પાંત્રીશ વળી સાઠ અને નિશ્ચે પાંચ એ જિન સમુદાય વ્યાધિ, પાણી ( અથવા તાવ ), અગ્નિ, વાઘ, હાથી, ચોર અને શત્રુના મોટા ભયને હરણ કરો ! ૪

पञ्चपञ्चाशच्च दशैव च पञ्चषष्टिः तथा च चैव चत्वारिंशत्

**पणपन्ना य दसेव य, पन्नट्ठी तहय चेव चालीसा ॥**

પંચાવન અને દશ વળી પાંસઠ તેમજ નિશ્ચે ચાલીશ

रक्षंतु मे शरीरं देवासुरप्रणताः सिद्धाः

**रक्खंतु मे सरीरं, देवासुरपणमिआ सिद्धा ॥ ५ ॥**

રક્ષણ કરો મારા શરીરને દેવ, દાનવે નમસ્કાર કરાયેલા, સિદ્ધ થયેલા

અર્થ—પંચાવન અને વળી દશ, પાંસઠ તેમજ નિશ્ચે ચાળીશ એ દેવદાનવે નમસ્કાર કરાયેલા અને સિદ્ધ થએલા એવા જિનો મારા શરીરનું રક્ષણ કરો ! ૫.

ॐ हरहुंहः सरसुंसः हरहुंहः तथा चैव सरसुंसः

**ॐ हरहुंहः सरसुंसः, हरहुंहः तहय चेव सरसुंसः॥**

ઓં હરહુંહઃ સરસુંસઃ હરહુંહઃ તેમજ નિશ્ચે સરસુંસઃ

आलिखितनामगर्भं चक्रं किल सर्वतोभद्रम्

**आलिहियनामगब्भं, चक्कं किर सव्वओभद्दं ॥६॥**

લખ્યું છે સાધકનું નામ જેના મધ્યમાં એવાં } યંત્ર નિશ્ચે સર્વતોભદ્ર ( જાણવો )

અર્થ—ૐ હરહુંહઃ સરસુંસઃ હરહુંહઃ તેમજ સરસુંસઃ એ મંત્ર બીજાક્ષરોએ સહિત લખ્યું છે સાધક પુરૂષનું નામ જેના મધ્યમાં એવો યંત્ર તે **સર્વતોભદ્ર** જાણવો. ૬.

ॐ रोहिणी प्रज्ञप्तिः वज्रशृंखला तथा च वज्रांकुशा

**ॐ रोहिणि पन्नत्ति, वज्जसिंखला तहय वज्जअंकुसिआ ॥**

ૐ રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા તેમજ વજ્રાંકુશા

चक्रेश्वरी नरदत्ता काली महाकाली तथा गौरी
**चक्केसरि नरदत्ता, कालि महाकालि तह गोरी ॥७॥**
ચક્રેશ્વરી, નરદત્તા, કાળી, મહાકાળી તેમજ ગૌરી,

અર્થ—તે યંત્રમા ૐ(પ્રણવબીજ),હ્રીં (માયાબીજ)અને શ્રીં (લક્ષ્મી બીજ)એ ત્રણ મંત્ર બીજ પૂર્વક સોળ દેવીઓના નામ લખવા તે કહે છે-રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા તેમજ વજ્રાંકુશા, ચક્રેશ્વરી, નરદત્તા, કાળી, મહાકાળી તેમજ ગૌરી, ૭

गांधारी महाज्वाला मानवी वैरोट्या तथा च अच्छुप्ता
**गंधारि महज्जाला, माणवि वइरुट्ट तहय अच्छुत्ता ॥**
ગાંધારી, મહાજ્વાલા, માનવી, વૈરોટ્યા તેમજ અચ્છુપ્તા;
मानसी महामानसिका विद्यादेव्यः रक्षन्तु
**माणसि महमाणसिआ, विज्जादेवीउ रक्खतु ॥८॥**
માનસી, મહામાનસિકા (એ) વિદ્યા દેવીઓ રક્ષણ કરો!

અર્થ—ગાંધારી, મહાજ્વાલા, માનવી, વૈરોટ્યા તેમજ અચ્છુપ્તા માનસિ, મહામાનસિકા (એ સોળ) વિદ્યા દેવીઓ મારૂં રક્ષણ કરો! ૮

पंचदशकर्मभूमिषु उत्पन्न सप्तति जिनानां शतम्
**पंचदसकम्मभूमिसु, उप्पन्नं सत्तरिं जिणाण सयं ॥**
*પંદર કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલ, જિનોનું એકસોસિત્તેર

*પાંચ ભરતક્ષેત્ર, પાંચ ઐરવતક્ષેત્ર અને પાંચ મહાવિદેહક્ષેત્ર મળી પંદર કર્મભૂમિમા શ્રી અજિતનાથજીને વારે ઉત્કૃષ્ટ કાળ હોવાથી ૧૭૦ જિનેશ્વરો થયા હતા ૧૬૦ પાંચ મહાવિદેહની ૧૬૦ વિજયમા અને ૧૦ ભરત ઐરવતમાં કુલ ૧૭૦ નેું આ સ્તોત્ર છે.

विविधरत्नादिवर्णोपशोभितं हरतु दुरितानि

**विविहरयणाइवन्नो-वसोहिअं हरउ दुरिआइं ॥९॥**

વિવિધ રત્નાદિના વર્ણવડે શોભિત હરણ કરો. પાપોને

અર્થ—પંદર કર્મ્મભૂમિને વિષે ઉત્પન્ન થયેલ, વિવિધ રત્નાદિના વર્ણવડે શોભિત એકસો સિત્તેર જિનનો સમુદાય અ- મારાં દુરિતો–પાપોનું હરણ કરો ! ૯.

चतुस्त्रिंशदतिशययुक्ताः अष्टमहाप्रातिहार्यकृतशोभाः

**चउतीसअइसयजुआ, अट्ठमहापाडिहेरकयसोहा ॥**

ચોત્રીશ અતિશય યુક્ત આઠ મહા પ્રાતિહાર્યે કરી છે શોભા જેની એવા

तीर्थकराः गतमोहाः ध्यातव्याः प्रयत्नेन

**तित्थयरा गयमोहा, झाएअव्वा पयत्तेणं ॥ १० ॥**

તીર્થંકરો મોહરહિત ધ્યાન કરવા યોગ્ય છે. આદરવડે

અર્થ-ચોત્રીશ અતિશયયુક્ત, આઠ મહા પ્રાતિહાર્યે કરી છે શોભા જેની એવા અને ગયો છે મોહ જેનો એવા તીર્થંકરો આદર વડે ધ્યાન કરવા યોગ્ય છે. ૧૦.

(ॐ) वरकनकशंखविद्रुममरकतघनसन्निभं विगतमोहं

**(ॐ)वरकणयसंखविद्दुम-मरगयघणसन्निहं विगयमोहं।**

પ્રધાન સુવર્ણ, શંખ, પરવાળા, નીલમણિ અને મેઘ સરખા વર્ણવાળા મોહરહિત

सप्ततिशतं जिनानां सर्व्वामरपूजितं वंदे (स्वाहा) ॥ ११ ॥

सत्तरिसयं जिणाणं,सव्वामरपूइअं वंदे (स्वाहा)॥११॥

એકસોસિત્તેરને જિનોના સર્વ દેવોવડે પૂજિત વાંદુછું.

અર્થ—પ્રધાન સુવર્ણ, શંખ, પરવાળા, નીલમણિ અને મેઘ સરખા વર્ણવાળા એટલે પાચે વર્ણવાળા, ગયો છે મોહ જેનો એવા અને સર્વ દેવોવડે પૂજિત એકસો સિત્તેર જિનના સમુદાયને હુ વાદુ છું અહિ 'ૐ' પરમેષ્ઠી વાચક છે અને 'સ્વાહા' દેવોને બળીદાન આપતાં બોલાય છે ૧૧

(ॐ)भवनपतिवानमन्तरज्योतिष्कवासिनो विमानवासिनश्च

(ॐ)भवणवइवाणवंतर–जोइसवासी विमाणवासी अ

ભવનપતિ વાણવ્યંતર જ્યોતિષ્કવાસી વિમાનવાસી અને

ये केऽपि दुष्टदेवाः ते सर्व्वे उपशाम्यन्तु मम ॥१२॥ स्वाहा

जे केवि दुठदेवा,ते सव्वे उवसमंतु ममं॥१२॥स्वाहा

જે કોઇ પણ દુષ્ટ દેવો તે સર્વે ઉપશાંત હો મને

અર્થ—ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક જે કોઇ પણ દુષ્ટ દેવતા ( શાસન દ્વેષી ) છે તે સર્વ મને ઉપ-શાંત હો–મને વિઘ્ન મ કરો ૧૨

चंदनकर्पूराभ्यां [1]फलके लिखित्वा क्षालितं पीतं
**चंदणकप्पूरेणं, फलए लिहिऊण खालिअं पीअं ॥**
સૂખડ અને કપૂરવડે પાટીયામાં લખીને ધોયેલ પીધેલ (યંત્ર)

एकांतरादिग्रहभूत — शाकिनीमुद्गं प्रणाशयति
**एगंतराइगहभूअ,--साइणिमुग्गं पणासेइ ॥ १३ ॥**
એકાંતરિયો વગેરે જ્વર, ગ્રહ, ભૂત, } શાકિની અને મોગકને, પ્રકર્ષે નાશ કરે છે.

અર્થ—ચંદન અને કપૂરવડે પાટીયામાં ( ઉપર જણાવેલો યંત્ર) લખીને પછી ધોઇને આ યંત્ર પીધો છતો એકાંતરીયા વગેરે તાવ, ગ્રહ, ભૂત, શાકિની અને મોગક ( ઉપલક્ષણથી બીજા પણ દુષ્ટ રોગ ભૂતાદિના આવેશ વિગેરે ) ને પ્રકર્ષે નાશ કરે છે. ૧૩.

इति सप्ततिशतयंत्रं सम्यग् मंत्रं द्वारि[2] प्रतिलिखितम्
**इअ सत्तरिसयजंतं, सम्मं मंतं दुवारि पडिलिहिअं ॥**
એપ્રકારે એકસોસિત્તેરના યંત્રને } સમ્યક્ મંત્ર દ્વારમાં લખેલ

---

૧ કેટલાએક અત્ર એમ કહે છે કે—કાંશ્ય સ્થાલાદિમાં કપૂર, ગોરૂચંદન, કેસર, ચંદન અને કસ્તુરી વગેરેનો કર્દમ કરીને સાત વખત લેપ કરવો, છાંયામાં સૂકવી તેના ઉપર યત્ર લખીને પૂષ્પ, ધૂપાદિવડે પૂજન કરી તેના ન્હવણનું પાણી પીવાથી રોગ જાય.

૨ અહીં કેટલાએક કહે છે કે--રૂપા અગર ત્રાંબાના પત્રામાં યંત્ર લખીને ગૃહ મધ્યે નિરંતર પૂજન કરવું અને કાર્ય વખતે શુદ્ધ જળે પ્રક્ષાલન કરીને તે જળ પીવું.

दुरितारिविजयवतं निर्भ्रान्तं नित्यमर्चयत

दुरिआरिविजयवंतं,[1] निब्भंतं निच्चमच्चेह॥१४॥इति

કષ્ટ અને શત્રુનો વિજય મેળવનાર } નિસંદેહ નિરંતર પૂજો !

અર્થ—એ પ્રકારે દ્વારમા લખેલ એકસો સિત્તેર જિનનો યંત્ર જે સમ્યગ્ મંત્ર છે, તે કષ્ટ અને શત્રુનો વિજય મેળવનાર છે, તેને નિસંદેહ નિરંતર પૂજો ! ૧૪

ઇતિ સત્તરિ સયથુત્તં

( सप्ततिशत जिनाना स्तोत्रं संपूर्णम्. )

---

૧ અહી "दुरिआरि विजयतंत" એવો પાઠ પણ છે સા "કષ્ટ અને શત્રુનો વિજય કરનાર એવુ તંત્ર એટલે ( એકસોસિત્તેર જિનના મંત્રરૂપ ) શાસ્ત્ર" એ પ્રકારે અર્થ લેવો.

# *नमिऊणस्तोत्रम्.

नत्वा प्रणतसुरगणचूडामणिकिरणरंजितं मुनेः

**नमिऊण पणयसुरगण-चूडामणि किरणरंजिअं मुणिणो**

નમસ્કાર કરીને, નમેલા દેવ સમુદાયના મુકુટને } પાર્શ્વનાથ મુનિના
વિષે રહેલી મણિઓના કિરણોવડે શોભાયમાન }

चरणयुगलं महाभयप्रणाशनं संस्तवं वक्ष्ये

**चलणजुअलं [1]महाभय-पणासणं संथवं वुच्छं ॥ १ ॥**

ચરણ યુગલને મોટા ભયને વિશેષે નાશ કરનાર સંસ્તવને કહીશ.

**અર્થ**—નમસ્કાર કરતા એવા દેવસમુદાયના મુકુટને વિષે રહેલી મણિઓના કિરણોવડે શોભાયમાન પાર્શ્વનાથ મુનિના ચરણ યુગલને નમસ્કાર કરીને મોટા ભયોને વિશેષે નાશ કરનાર સંસ્તવને હું કહીશ. ૧

---

* આ સ્તોત્ર વૃહદ્દગચ્છીય **શ્રીમન્માનતુંગસૂરિએ** રચ્યું છે.

૧ **मह** ઉત્સવ અને **अभय** નિર્ભયતા તે બન્નેને વિષે **पणं** અવશ્ય **असण** કરવા યોગ્ય અર્થાત્ ઉત્સવ અને નિર્ભયપણાને વિષે અવશ્ય સ્મરણ કરવા યોગ્ય એવું સંસ્તવ આવો અર્થ પણ થાય છે. મોટા ભય ૧૬ વર્ણવ્યા છે પણ કેટલેક ઠેકાણે **रोगजलजलण०** ઇત્યાદિ આઠ ભય પણ વર્ણવ્યા છે માટે આ સ્તોત્રમાં સ્તોત્ર કર્તા આઠ ભય નિવારણ લક્ષણ પ્રભુના અતિશયનું વર્ણન બબે ગાથાવડે કરે છે. પ્રથમ ઉદ્દેશ અને પછી નિર્દેશ હોય છે પણ એવી શૈલી આ સ્તોત્રકાર આચાર્યે રાખી નથી. કર્તાએ પ્રથમ આઠ ભયનિવારક અતિશય વર્ણવીને પાછળથી **रोगजल०** ઇત્યાદિ ગાથા વડે પોતાનો ઉદ્દેશ જણાવ્યો છે. **ભક્તામરસ્તોત્રમાં** પણ ઉક્ત આચાર્ય મહારાજાએ આવી શૈલી રાખી છે.

रोगभयहरमाहात्म्य.

शटितकरचरणनखमुखाः निमग्ननासिकाः विपन्नलावण्याः

सडियकरचरणनहमुह, निवुड्डनासा विवन्नलायन्ना ॥

સડી ગયેલા હાથ, પગ, નખ અને મુખવાળા, બેસી ગયેલ નાકવાળા, લાવણ્યરહિત.

कुष्ठमहारोगानल –स्फुलिंगनिर्दग्धसर्वाङ्गाः

कुठमहारोगानल–फुलिंगनिद्दड्ढसव्वंगा ॥ २ ॥

કોઢરૂપ મહારોગાગ્નિના તણખા જેવી પીડાવડે દાઝ્યાં છે સર્વ અંગો જેમના એવા

ते तव (त्वत्) चरणाराधनसलिलाञ्जलिसेकवर्धितच्छायाः

ते तुह चलणाराहण–सलिलंजलिसेयवुड्ढियच्छाया[२]

તે તમારા ચરણોની સેવારૂપ પાણીની અંજળીના સિંચનવડે વૃદ્ધિ પામી છે શોભા જેમની એવા છતાં.

वनदवदग्धा गिरिपादपा इव प्राप्ताः पुनर्लक्ष्मीं

वणदवदड्ढा गिरिपाय–व्व पत्ता पुणो लच्छिं ॥३ ॥

વનના અગ્નિવડે દાઝેલાં પર્વતનાં વૃક્ષોની પેઠે પામે છે ફરીથી આરોગ્ય લક્ષ્મીને

---

१ विवर्णलावण्या એટલે વિરૂપ લાવણ્યવાળા અર્થાત્ કદરૂપા એવો અર્થ પણ થાય છે २ वुड्ढिय उच्छाहा (वर्धितोत्साहा)

અર્થ—સડી ગયાં છે હાથ, પગ, નખ અને મુખ જેના, બેસી ગયેલી છે નાસિકા જેની ( અથવા નાશ થઇ છે આશા જેની એટલે જીવવાની આશા વિનાના ), નાશ પામ્યું છે લાવણ્ય ( સૌંદર્ય ) જેનું અને કોઢરૂપ મહારોગ તેરૂપ અગ્નિના તણખા જેવી પીડાવડે દાઝ્યાં છે સર્વ અંગો જેમના એવા મનુષ્યો; વનના અગ્નિવડે દાઝેલાં પર્વતના વૃક્ષોની પેઠે, તમારા ચરણોની સેવારૂપ પાણીની અંજળીના સિંચનવડે વૃદ્ધિ પામી છે શોભા–કાન્તિ જેમની એવા છતા ફરીથી આરોગ્યલક્ષ્મીને પામે છે. वुड्ढि उच्छाहा એવો પાઠ પણ છે ત્યાં 'વૃદ્ધિ પામ્યો છે ઉત્સાહ જેમનો ' એવો અર્થ લેવો. ૨–૩

दुर्वातक्षुभिते जलनिधौ उद्भटकल्लोलभीषणाराव

**दुव्वायखुभिय जलनिहि[1], उब्भडकल्लोलभीसणारावे ॥**

દુષ્ટ વાયુવડે ક્ષોભ પામેલા,સમુદ્રમાં,ઉદ્દાર કલ્લોલના ભયંકર શબ્દવાળા

संभ्रांतभयविसंस्थुल —निर्यामकमुक्तव्यापारे

**संभंतभयविसंठुल–निज्जामयमुक्कवावारे ॥ ४ ॥**

સંભ્રાંત અને ભયવડે વિહ્વલ ખલાસીઓએ છોડી દીધો છે વ્યાપાર જેને વિષે એવા.

अविदलितयानपात्राः क्षणेन प्राप्नुवन्ति ईप्सितं कूलम्

**अविदलिअजाणवत्ता, खणेण पावंति इच्छिअं कूलं ॥**

નથી ભાંગ્યું વહાણ જેનું એવા છતા, ક્ષણવારમાં પામે છે. ઇચ્છિત કાંઠાને

---

१ प्राकृतत्वात् सप्तमीलोपः

पार्श्वजिनचरणयुगलं नित्यं चैव ये नमन्ति नराः

**पासजिणचलणजुअलं, निच्चं चिअ जे नमंति नरा॥५॥**

પાર્શ્વનાથના ચરણ યુગલને નિરંતર નિશ્ચે જે નમે છે, મનુષ્યો.

અર્થ—દુષ્ટ વાયુવડે ક્ષોભ પામેલા, ઉદાર કલ્લોલના ભયંકર શબ્દો થઇ રહ્યા છે જેને વિષે એવા અને સભ્રાંત થયેલા તેમજ ભયવડે વિહ્વલ થયેલા ખલાસીઓએ છોડી દીધો છે (વહાણ હાંકવારૂપ) વ્યાપાર જેને વિષે એવા સમુદ્રને વિષે, જે મનુષ્યો પાર્શ્વનાથના ચરણ યુગલને નિશ્ચે નિરંતર નમે છે તેઓ, નથી ભાગ્યુ વહાણ જેનુ એવા છતા ક્ષણવારમા ઇચ્છિત એવા સમુદ્રના કિનારાને પામે છે ૪-૫

खरपवनोद्धुतवनदव —ज्वालावलिमिलितसकलद्रुमगहने

**खरपवणुद्धुयवणदव-जालावलिमिलियसयलदुमगहणे।**

પ્રચંડ પવનવડે વિસ્તાર પામેલા વનના અગ્નિની જ્વાળાની શ્રેણીવડે એકત્ર થયેલા વૃક્ષના ગહનો છે જેને વિષે એવા.

दह्यमानमुग्धमृगवधू —भीषणरवभीषणे वने

**डज्झंतमुद्धमयवहु—भीसणरवभीसणंमि वणे ॥६॥**

દાઝતી મુગ્ધ હરણીઓના ભયંકર શબ્દવડે ભયાનક વનને વિષે

जगद्गुरोः क्रमयुगलं निर्वापितसकलत्रिभुवनाभोगं (मपञ्चः)

**जगगुरुणो कमजुअलं,निव्वाविअसयलतिहुअणाभोअं।**

જગદ્‌ગુરૂના ચરણયુગલને, આપત્તિનાતાપનીઉપશાંતિવડેસુખીકર્યોછે સમગ્ર ત્રણ ભુવનનો પ્રપંચ જેણે એવા

---

૧ क પાણી મધુન્ અસમાધિને બહ્નતિ-નિવારयति इति बल એટલે નિવારણ કરનાર અર્થાત્ પૂર્વોક્ત વિશેષણયુક્ત અસમાધિને નિવારણ કરનાર પાણીને જે મનુષ્યો स રૂડે પ્રકારે मरन्ति પદાદિક ઠે તેને અગ્નિ ભય કરતો નથી આવો અર્થ પણ થાય છે

ये संस्मरन्ति मनुष्याः न करोति ज्वलनो भयं तेषां

**जे संसरंति मणुआ, न कुणइ जलणो भयं तेसिं ॥७॥**

જે સ્મરણ કરે છે, મનુષ્યો નથી. કરતો અગ્નિ ભય તેઓને

અર્થ—પ્રચંડ પવનવડે આમતેમ વિસ્તાર પામેલા એવા વનના અગ્નિની જ્વાળાની શ્રેણીવડે પરસ્પર એકત્ર થયેલા વૃક્ષનાં ગહનો (વન ખંડો) છે જેને વિષે એવા અને દાઝતી મુગ્ધ હરણીઓના ભયંકર શબ્દોવડે (અથવા બળેલા વનને વિષે જ્વાળાથી વ્યાકુલ મૃગલાઓના ઘણા આક્રંદવડે) ભયાનક વનને વિષે; જગદ્ગુરૂ (પાર્શ્વનાથ પ્રભુ) ના, આપત્તિના તાપની ઉપશાંતિવડે સુખી કર્યો છે સકલ ત્રણ ભુવનનો પ્રપંચ (અથવા વિસ્તાર) જેણે એવા ચરણ યુગલનું જે મનુષ્યો રૂડે પ્રકારે સ્મરણ કરે છે તેઓને તે અગ્નિ ભય કરતો નથી. ૬-૭

विलसद्भोगभीषण —स्फुरितारुणनयनतरलजिह्वालम्

**विलसंतभोगभीसण—फुरिआरुणनयणतरलजीहालं ॥**

સુશોભિત ફણાવડે ભયંકર, ચંચળ લાલ નેત્રવાળા અને ચપલ જિહ્વાવાળા.

उग्रभुजंगं नवजलद —सदृशं भीषणाकारं

**उग्गभुअंगं नवजलय—सत्थहं [1]भीसणायारं ॥ ८ ॥**

ઉગ્ર સર્પને નવીન મેઘ સદૃશ ભયંકર આકારવાળો

---

૧ भीषणाचारं ભયંકર આચાર-વ્યવહાર છે જેનો એવો અથવા भीसण आ समन्तात् चारो वेल्लनं यस्य सः भीषणाचारस्तं ભયંકર છે આમતેમ ભ્રમણ જેનું એવો ઉગ્ર સર્પ, આ પ્રમાણે પણ અર્થ થાય છે.

मन्यंते कीटसदृशं दूरपरिक्षिप्तविषमविषवेगाः

मन्नंति कीमसरिसं, दूरपरिच्छूढविसमविसवेगा ॥

માને છે. કીડા સમાન, અત્યંત સમસ્ત પ્રકારે ટાળ્યો છે આકરા
વિષનો વેગ જેમણે એવા.

तव नामाक्षरस्फुटसिद्ध—मंत्रगुरुका नराः लोके

तुह नामक्खरफुडसि–[1]द्धमंतगुरुआ नरा लोए॥९॥

તમારા નામાક્ષરરૂપ પ્રકટ પ્રભાવવડે સિદ્ધ થયેલ મંત્રવડે ગરિષ્ઠ } મનુષ્યો લોકને વિષે.

અર્થ—સુશોભિત ફણા (અથવા દેહ) વડે ભયંકર, ચંચળ રક્ત નેત્રવાળા અને ચપળ (લપલપ થતી) જીભવાળા, નવીન મેઘ જેવા શ્યામ અને ભયંકર આકૃતિવાળા ઉગ્ર સર્પને, આ લોકમા તમારા નામાક્ષર રૂપ પ્રકટ પ્રભાવવડે સિદ્ધ થયેલ (ગારૂડયાદિક) મંત્રવડે ગરિષ્ઠ મનુષ્યો, અત્યંત સમસ્ત પ્રકારે ટાળ્યો છે આકરા વિષનો વેગ જેમણે એવા છતા કીડા સમાન માને છે ૮–૯

अटवीषु भिल्लतस्कर—पुलिन्द्रशार्दूलशब्दभीमासु

अम्वीसु भिल्लतक्कर–पुलिंदसद्दूलसद्दभीमासु ॥

અટવીઓને વિષે, ભિલ્લ, ચોર, વનચર જીવો અને વાઘના
શબ્દોવડે ભયંકર

भयविह्वलविषण्णकातरो—ल्लुण्ठितपथिकसार्थासु

भयविहुरवुन्नकायर–उल्लूरियपहियसत्थासु॥१०॥

ભયવડે વિહ્વલ અને દુખીજનોને ભિલ્લોએ લુંટ્યા છે મુસાફરો-
ના સાથો જેને વિષે એવી

---

१ गरुआ इति पाठान्तरम्

अविलुप्तविभवसाराः तव नाथ ! प्रणाममात्रव्यापाराः

**अविलुत्तविहवसारा, तुह नाह पणाममत्तवावारा ॥**

નથી ચોર્યું સારસાર ધન જેનું એવા છતા } તમારા, હે નાથ ! પ્રણામ માત્ર વ્યાપારવાળા

व्यपगतविघ्नाः शीघ्रं प्राप्ताः हृदयेप्सितं स्थानम्

**ववगयविग्घा सिग्घं, पत्ता हिअइच्छियं ठाणं ॥११॥**

વિશેષે ગયા છે વિઘ્નો જેના એવા છતા } તત્કાળ પામે છે, હૃદયમાં ઇચ્છિત સ્થાનને

અર્થ--ભીલ્લ ( પલ્લિવાસી ), ચોર, વનચર જીવો અને વાઘના શબ્દોવડે ભયંકર, અને ભયવડે વિહ્વલ એવા દુઃખીજનોવાળા મુસાફરોના સાથોને ભીલ્લોએ લુંટયા છે જેને વિષે એવી સર્વ અટવીઓને વિષે; હે નાથ ! તમારો પ્રણામ માત્ર વ્યાપાર છે જેમને એવા મનુષ્યો, ( માત્ર તમને પ્રણામજ કરનારા માણસો ) નથી લુંટયું ઉત્કૃષ્ટ ધન જેનું એવા છતા અને વિશેષે ગયા છે વિઘ્નો જેમનાં એવા છતા હૃદયમાં ઇચ્છેલ સ્થાનકને તત્કાળ પામે છે. ૧૦-૧૧

प्रज्वलितानलनयनं दूरविदारितमुखं महाकायम्

**पज्जलिआनलनयणं, दूरवियारियमुहं महाकायं ॥**

પ્રજ્વલિત અગ્નિ સરખા નેત્રવાળા, } અત્યંત ફાડયું છે મુખ જેણે એવા, } પ્રચંડ કાયાવાળા

नखकुलिशघातविदलित- गजेन्द्रकुम्भस्थलाभोगम्

नहकुलिसघायविअलिअ-गइंदकुंभत्थलाभोअं ॥१२॥

નખરૂપ વજ્રના પ્રહારવડે વિશેષ ભેદ્યો છે હસ્તિના કુંભસ્થલનો વિસ્તાર જેણે એવા

प्रणतससंभ्रमपार्थिव-नखमणिमाणिक्यपतितप्रतिमस्य

पणयससंभमपत्थिव-नहमणिमाणिक्कपडिअपडिमस्स

નમસ્કાર કરતા આદરવાળા રાજાઓના જેના નખરૂપ મણિમાણિકયમા પડ્યા છે પ્રતિબિંબ એવા

तव वचनप्रहरणधराः सिंहं क्रुद्धमपि न गणयन्ति

तुह वयणपहरणधरा, सीहं कुद्धंपि न गणंति ॥१३॥

તમારા વચનરૂપ હથીયાર-ને ધારણ કરનારા } સિંહને ક્રોધાયમાન પણ નથી ગણતા

અર્થ—પ્રજ્વલિત અગ્નિ સરખા લાલ નેત્રવાળા, અત્યંત ફાડયું છે મુખ જેણે એવા, પ્રચંડ કાયાવાળા અને નખરૂપ વજ્રના પ્રહારવડે વિશેષે ભેદી નાખ્યો છે હસ્તિના કુંભસ્થળનો વિસ્તાર જેણે એવા ક્રોધાયમાન સિંહને પણ, નમસ્કાર કરનારા

---

૧ પ્રભુના નખ અત્યંત કાંતિવાળા હોવાથી તેને મણિમાણિક્યની ઉપમા આપવામા આવી છે નમસ્કાર કરતી વખત નમસ્કાર કરનારનું પ્રતિબિંબ તે નખમા પડે છે અહી બીજો અર્થ આ પ્રમાણે પણ થાય છે—નમસ્કાર કરનારા અને આદરવાળા પાર્થિવ ઇંદ્રોના નહ એટલે નભ મસ્તકોને વિષે રહેલા મુકુટ આદિના મણિમાણિકયને વિષે પડ્યુ છે પ્રતિબિંબ જેનું એવા પ્રભુ

અને આદરવાળા રાજાઓના, જેના નખરૂપ મણિમાણિકયને વિષે પડયાં છે પ્રતિબિંબ એવા જે તમો તેના વચનરૂપ હથીયારને ધારણ કરનારા મનુષ્યો ગણતા નથી. અર્થાત્ તમારા વચનરૂપ શસ્ત્રને ધારણ કરનારા મનુષ્યો મોટા સિંહને પણ ભયકારી ગણતા નથી. ૧૨-૧૩

## ગજેંદ્ર ભયહર માહાત્મ્ય.

शशिधवलदंतमुशलं, दीर्घकरोल्लोलवर्धितोत्साहं

**ससिधवलदंतमुसलं, दीहकरुल्लालवुड्ढिउच्छाहं ॥**

ચંદ્ર સરખા ઉજ્વલ દંતુશળવાળા, મોટી સુંઢના ઉછાળવાવડે વધ્યોઃ છે ઉત્સાહ જેનો એવા

मधुपिंगनयनयुगलं, ससलिलनवजलधरारावं

**महुपिंगनयणजुअलं, ससलिलनवजलहरारावं॥१४॥**

મધ સરખા પીળા નેત્ર યુગલવાળા, જળ પૂર્ણ નવિન મેઘસરખી ગર્જનાવાળા

भीषणं महागजेंद्रं अत्यासन्नमपि ते न विगणयन्ति

**भीमं महागइंदं, अच्चासन्नंपि ते न विगणंति ॥**

ભયંકર મોટા ગજેંદ્રને, અત્યંત નજીક રહેલા, પણ, } તેઓ નથી ગણતા

---

૧ અહીં **नवजलहरायारं** એવો પાઠ પણ છે ત્યાં અર્થ આ પ્રમાણે કરવો—“નવિન મેઘ સદૃશ આકારવાળો” શ્યામ અને ઉન્નત હોવાથી નવિન મેઘની ઉપમા આપી છે. તેનો વળી **स्व(सत)सलिलनवजलधारंकारं** એમ પણ અર્થ કરી શકાય એટલે પોતાના (અથવા સારા) પાણીવડે નવિન જળધારાને કરનાર મેઘ સદૃશ.

ये तव चरणयुगलं मुनिपते ! तुंगं समालीनाः

जे तुम्ह चलणजुअलं, मुणिवइ तुंगं समल्लीणा ॥१५॥

જેઓ તમારા ચરણયુગલને હે મુનિપતિ ! ઉન્નત રૂડે પ્રકારે આશ્રય કરી રહેલા છે.

અર્થ—ચંદ્ર સરખા ઉજ્વલ છે બે દંતુશળો જેને, મોટી શુંઢના ઉછાળવાવડે વધ્યો છે ઉત્સાહ જેનો, મધ સરખુ પિંગલ (રક્તપિત) વર્ણવાળુ નેત્ર યુગલ છે જેનુ અને જળથી ભરેલા નવિન મેઘ સરખી ગર્જના છે જેની એવા, અત્યંત નજીક આવેલા મોટા ગજેન્દ્રને પણ, હે મુનિપતિ ! તમારા ગુણવડે ઉન્નત ચરણયુગલને જેઓ રૂડે પ્રકારે આશ્રય કરીને રહેલા છે તે મનુષ્યો ગણતા નથી અર્થાત્ તે મનુષ્યો હાથીના ભયની સંભાવના પણ કરતા નથી ૧૪–૧૫

રણ ભયહર માહાત્મ્ય.

समरे तीक्ष्णखड्गा –भिघातापविद्धोद्धुतकबंधे

समरंमि तिक्खखग्गा–भिग्घायपविद्धउद्धुयकबंधे ॥

સંગ્રામમાં તિક્ષ્ણ ખડ્ગના પ્રહારવડે ઉચ્છૃંખલ પેઠે નાચતા ધડો છે જેને વિષે એવા

कुंतविनिर्भिन्नकरिकलभ–मुक्तसीत्कारप्रचुरे

कुंतविणिभिन्नकरिकलह–मुक्कसिक्कारपउरंमि ॥१६॥

ભાલાવડે વિશેષે ભેદાયેલા હસ્તિના બચ્ચાઓએ મૂકેલા સિત્કારોવડે પ્રચૂર

निर्जितदर्पोद्धुररिपु- नरेन्द्रनिवहाः भटाः यशः धवलम्।

निज्जिअदप्पुद्धररिउ-नरिंदनिवहा भडा जसं धवलं॥

જીત્યા છે અહંકારવડે ગર્વિષ્ટ થયેલા શત્રુ } સુભટો યશને ઉજ્વળ
રાજાઓના સમૂહને જણે એવા }

प्राप्नुवंति पापप्रशमन ! पार्श्वजिन ! तव प्रभावेण

पावंति पावपसमिण, पासजिण! तुहप्पभावेणं ॥१७॥

પામે છે. હે પાપને પ્રકર્ષે શાંત કરનાર પાર્શ્વજિન! તમારા પ્રભાવવડે

**અર્થ**—તિક્ષ્ણ ખડ્ગના પ્રહારવડે ઉછ્રૃંખલની પેઠે આમ તેમ નાચતા ધડો છે જેને વિષે એવા અને ભાલાવડે વિશેષે ભેદાયેલા હસ્તિના બચ્ચાઓએ મૂકેલા સિત્કાર શબ્દોવડે પ્રચૂર એવા સંગ્રામને વિષે, હે પાપને પ્રકર્ષે શાંત કરનારા પાર્શ્વજિન! તમારા પ્રભાવવડે જીત્યા છે અહંકારવડે ગર્વિષ્ઠ થયેલા શત્રુ રાજાઓના સમૂહને જેણે એવા સુભટો, ઉજ્વળ યશને પામે છે. ૧૬–૧૭

## રોગાદિ અષ્ટ ભયહર માહાત્મ્ય.

रोगजलज्वलनविषधर -चौरारिमृगेंद्रगजरणभयानि

रोगजलजलणविसहर-चोरारिमइंदगयरणभयाइं ।

રોગ, પાણી, અગ્નિ, સર્પ, ચોરરૂપ શત્રુ, સિંહ, હસ્તિ અને
સંગ્રામથી ઉત્પન્ન થયેલા ભયો

पार्श्वजिननामसंकीर्तनेन प्रशाम्यन्ति सर्वाणि

पासजिणनामसंकि-त्तणेण पसमंति सव्वाइं ॥१८॥

પાર્શ્વજિનના નામનું રૂડા પ્રકારે } શાંત થાય છે. સર્વે
ઉચ્ચારણ કરવાવડે }

અર્થ—પાર્શ્વજિનના નામનુ રૂડા પ્રકારે ( વિશુદ્ધ શ્રદ્ધા વડે ) ઉચ્ચારણ કરવાવડે રોગ, જળ અગ્નિ, સર્પ, ચોરરૂપ શત્રુ, સિંહ અને સગ્રામથી ઉત્પન્ન થયેલા સર્વ ભયો અત્યંત શાંત થાય છે અર્થાત્ ફરી કયારે પણ ઉત્પન્ન થતા નથી. ॐ ह्रीँ नमिऊण पास विसहर वसह फुलिंग ह्रीँ रोगजलजलण विसहरचोरारिमइंदगयरणभयाइं पसमंति मम* स्वाहा આ મહા-મંત્ર આ સ્તવની અંદર વેરાયેલા અક્ષરોથી બનેલો છે ૧૮

## ઉપસંહાર—સ્તોત્ર માહાત્મ્ય.

एवं महाभयहरं पार्श्वजिनेन्द्रस्य संस्तवमुदारम्

**एवं महाभयहरं, पासजिणिंदस्स संथवमुआरं ॥**

એ પ્રકારે મહા ભયને હરનાર, પાર્શ્વજિનેન્દ્રના સ્તવનને ઉદાર

भविकजनानंदकरं कल्याणपरंपरानिधानम्

**'भवियजणाणंदयरं, कल्लाणपरंपरनिहाणं ॥१९॥**

ભવ્યજનોને આનંદ કરનાર, કલ્યાણની પરંપરાનુ સ્થાન

---

* मम વાયુ શબ્દે પવનબીજ ખ્ટક છે स्व આકાશ શબ્દે આકાશ બીજ અને हा એ ખ્ટક છે वसह પણ બીજી ગાથામા વેરાયેલ છે બીજા અક્ષરો તો પહેલી અને આ ગાથામા સ્પષ્ટ છે

૧ 'મહિ ભવ્યની પાસે જનશબ્દ ન મૂક્યો હત તો પણ એજ અર્થ કરી શકાત પરન્તુ અવ્યવહારરાશીરૂપ નિગોદ વિષે રહેલ ભવ્યજીવોને આનદકારી થવાનો સભવ નથી માટે તે બાબત સ્પષ્ટ કરવાને માટે જન શબ્દ લીધો છે તેથી વ્યવહારરાશી વાળા જીવો એમ અર્થ કરવો. અહીં પદ વિભજન કરીને બીજો પણ અર્થ થાય છે તે આ પ્રમાણે

राजभययक्षराक्षस —कुस्वप्नदुःशकुनऋक्षपीडासु

**रायभयजक्खरक्खस–कुसुमिणदुस्सउणरिक्खपीडासु ॥**

રાજ્યભય, યક્ષ, રાક્ષસ, કુસ્વપ્ન, દુષ્ટ શુકન અને નક્ષત્ર રાશીની પીડાઓને વિષે

संध्ययोः द्वयोः पथि उपसर्गे तथाच रजनीषु

**संझासु दोसु पंथे, उवसग्गे तहय रयणीसु ॥२० ॥**

સંધ્યાએ બે રસ્તામાં, ઉપસર્ગમાં તેમજ રાત્રીને વિષે

यः पठति यश्च निश्रृणोति तस्य कवेश्च मानतुङ्गस्य

**जो पढइ जो अ निसुणइ, ताणं कइणो य माणतुंगस्स ॥**

જે ભણે છે જે અને સાંભળે છે. તેનાં કવિનાં વળી માનતુંગના

पार्श्वः पापं प्रशमयतु सकलभुवनार्चितचरणः

**पासो पावं पसमेउ, सयलभुवणच्चियचलणो ॥२१ ॥**

પાર્શ્વનાથ, પાપને શાંત કરો. સમસ્ત જગતવડે પૂજાયાં છે ચરણ જેનાં એવા

**અર્થ**—એ પ્રકારે પાર્શ્વજિનેંદ્રના મહા ભયને હરનાર, ઉદાર, ભવ્યજનોને આનંદ કરનાર અને કલ્યાણની પરંપરાનું સ્થાન એવા સંસ્તવને; રાજ્યભય, યક્ષ, રાક્ષસ, કુસ્વપ્ન, દુષ્ટ શુકન અને નક્ષત્ર રાશીની પીડાઓને વિષે, બન્ને સંધ્યાએ, અરણ્યાદિ માર્ગમાં, ઉપસર્ગમાં તેમજ (ભયંકર) રાત્રિઓને વિષે;

---

**भवियजणाण** ભવ્યજનોને **कल्लाणपरं** કલ્યાણકારક અને **परनिहाणं** શત્રુના કપટને **मंदयरं** બાંધનારૂં અથવા ક્ષુદ્ર કર્મને અટકાવનારૂં આ સંસ્તવ (સ્તોત્ર) છે.

જે ભણે છે અને જે સાવધાનપણે સાભળે છે તે બન્નેના અને કવિ માનતુગસૂરિના પણ પાપને સમસ્ત જગતવડે પૂજાયા છે ચરણ જેના એવા પાર્શ્વનાથ ભગવાન્ શાત કરો-નિવારણ કરો ૧૯-૨૦-૨૧

उपसर्गयति कमठासुरे ध्यानतः यो न संचलितः

**उवसग्गंते कमग-सुरंमि झाणाउ जो न संचलिउ ॥**

ઉપસર્ગ કરતે છતે, કમઠાસુર ધ્યાનથકી જે ન ચલાયમાન થયા,

सुरनरकिन्नरयुवतिभिः संस्तुतः जयतु पार्श्वजिनः

**सुरनरकिन्नरजुवईहिं, संथुउ जयउ पासजिणो ॥२२॥**

દેવ, મનુષ્ય અને {કિનર-} સ્તુતિ કરાયેલા, જયવત વર્તો, પાર્શ્વજિન
{ની સ્ત્રીઓવડે}

અર્થ—કમઠાસુરે[1] ઉપસર્ગ કર્યે છતે જે (ષટ્ જીવનિકાયના હિતચિતનરૂપ) ધ્યાનથકી ચલાયમાન થયા નથી તે, દેવ મનુષ્ય અને કિન્નરની સ્ત્રીઓવડે રૂડે પ્રકારે સ્તુતિ કરાયેલા પાર્શ્વજિન જયવત વર્તો ૨૨

---

૧ શ્રી પાર્શ્વ પ્રભુ સાથે પૂર્વના દશ ભવથી કમઠને વૈર હતુ દશમે ભવે કમઠ તાપસ થઇ પચાગ્નિ તપ કરતો હતો તે વખતે તેની અગ્નિ માહેલુ એક કાષ્ટ ચીરાવી તેમાથી બળતો સર્પ બતાવી પ્રભુએ તેની અજ્ઞાનતા જણાવી, છતા તે પોતાનું અપમાન થયુ ગણી વિશેષ વૈર મનમા ચિતવી ઘણો અજ્ઞાન તપ કરી મેઘમાલી દેવતા થયો, તેણે પૂર્વના વૈર યોગે પ્રભુ કાઉસ્સગ્ગધ્યાને હતા ત્યારે પ્રથમ ધૂળની વૃષ્ટી કરી પછી મુશળધારા મેઘ વરસાવ્યો વગેરે ઉપસર્ગ કર્યા છતા પ્રભુ ધ્યાનમા સ્થિર રહ્યા

एतस्य मध्ये अष्टादशाक्षरैः यो मंत्रः
**एअस्स मज्झयारे, अट्ठारसअक्खरेहिं जो मंतो ॥**
આ સ્તવનના મધ્યે અઢાર અક્ષરોવડે જે મંત્ર છે તેને
यो जानाति स ध्यायाति परमपदस्थं स्फुटं पार्श्वम्
**जो जाणइ सो झायइ, परमपयत्थं फुडं पासं ॥२३॥**
જે જાણે છે તે ધ્યાન કરે છે. પરમપદપ્રાપ્ત પ્રકટપણે પાર્શ્વનાથને

અર્થ—આ સ્તવનના મધ્યે नमिऊण पासविसहरवसह जिणफुलिंग એ અઢાર અક્ષરોવડે બનેલ (ચિંતામણિ નામા ગુપ્ત) મંત્ર છે તેને જે જાણે છે તે પરમપદપ્રાપ્ત (મંત્રમય) પાર્શ્વનાથનું પ્રગટપણે (તે મંત્રવડે) ધ્યાન કરે છે. ૨૩

पार्श्वस्य स्मरणं यः करोति संतुष्टहृदयेन
**पासह समरण जो कुणइ, संतुट्ठेहियएण ॥**
પાર્શ્વનાથનું સ્મરણ જે કરે છે, સંતુષ્ટ હૃદયવડે
अष्टोत्तरशतव्याधिभयानि नश्यन्ति तस्य दूरतः
**अट्ठुत्तरसयवाहिभय, नासइ तस दूरेण ॥ २४ ॥ इति.**
એકસો આઠ વ્યાધિના ભયો નાશ પામેછે. તેના દૂરથી

અર્થ—જે મનુષ્ય સંતુષ્ટ હૃદયવડે પાર્શ્વનાથનું ધ્યાન કરે છે તેના એકસો આઠ વ્યાધિથી ઉત્પન્ન થયેલા ભયો દૂરથીજ નાશ પામે છે. ૨૪

ઇતિ ભયહરસ્તોત્રં સંપૂર્ણમ્

---

ॐ

# ॥ अथ अजितशांतिस्तवनम्* ॥

अजितं जितसर्व्वभय[1] शांतिं च प्रशांतसर्व्वगद(गत)पापम्
**अजिअं जिअसव्वभयं, संतिं च पसंतसव्वगयपावं ॥**

અજિતનાથને,જીત્યા છે સર્વ ભય જેણે એવા, { શાંતિનાથને,અને, વિશેષે શાંત કર્યા છે સર્વ રોગ અને પાપ જેણે એવા

*પૂર્વે શ્રી વર્દ્ધમાનજિનશિષ્ય શ્રી નંદિષેણજી શ્રી શત્રુંજય તીર્થે યાત્રાર્થે ગયેલા ત્યા મૂળ પ્રાસાદમા પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથજિનને નમસ્કાર કરીને બે પ્રાસાદમા રહેલા અજિતનાથ અને શાતિનાથને નમસ્કાર કરીને તે બને પ્રાસાદના વચ્ચે કાઉસ્સગ ધ્યાને રહ્યા યથાશક્તિ કાઉસ્સગ્ગ પૂર્ણ કરીને શ્રી અજિતનાથ અને શાતિનાથ જિનની એક સાથે સ્તુતિ કરી એ પ્રમાણે શ્રી મહાવીર શિષ્ય નંદિષેણ મહર્ષિએ આ અજિતશાતિસ્તવ રચ્યુ કોઈ આચાર્ય વળી એમ કહે છે કે શ્રી નેમિનાથ શિષ્ય શ્રી નંદિષેણગણિ શ્રી શત્રુજય તીર્થ યાત્રાર્થે આવેલા ત્યારે ઉત્તર દક્ષિણ દિશામા રહેના શ્રી અજિતનાથ અને શાતિનાથના બે પ્રાસાદના અતરાળે રહીને શ્રી અજિતનાથ અને શાતિનાથ જિનની સ્તુતિ એક સાથે કરી

શ્રીશત્રુંજય મહાકલ્પને વિષે કહ્યુ છે કે **नेमिवयणेण जत्तागयण जहिं नदिसेणगणिवइणा, विहिओ अजिअसंतिथओ, जयउ तयं पुंडरिय तित्थ** આ પ્રકારે અજિતશાંતિસ્તવના કર્તા શ્રી નંદિષેણને કોઇ શ્રી મહાવીર જિન શિષ્ય અને કોઈ શ્રી નેમિજિન શિષ્ય કહે છે અહીં બહુશ્રુત કહે તે પ્રમાણ

૧ ભય સાત પ્રકારે છે તે આ પ્રમાણે–૧ ઇહલોક ભય, ૨ પરલોક ભય, ૩ આદાન ભય, ૪ અકસ્માત્ ભય, ૫ આજીવિકા ભય ૬ મરણ ભય, અને ૭ અપકીર્તિભય

जगद्गुरू शांतिगुणकरौ द्वावपि जिनवरौ प्रणिपतामि॥१॥गाथा॥

*गाहा

जयगुरु[1] संतिगुणकरे, दोवि जिणवरे पणिवयामि ॥१॥

જગતના ગુરૂ, શાંતિરૂપ ગુણના કરનાર } બંને જિનેશ્વરોને પ્રણામ કરૂં છું.

---

* આ ગાથા છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—

मुणिट गुरू तत्थ न जो विसमे छट्ठो उ मज्झगो पढमे ।

दुइए उ दलम्मि लहू छट्ठो सेसं समं गाहा ॥ १ ॥

सप्त चतुर्मात्रा गुरुश्च तत्र न जगणो (।ऽ।) विषमे षष्ठस्तु मध्यगः प्रथमेऽर्धे।

द्वितीये तु दले लघुः षष्ठः शेषं समं ( एषा ) गाथेति ॥ १ ॥

दुइया छट्ठे पढमाउ सत्तमे लाउ कुणह उवरिदले ।

न लहुंमि पंचमे पढमयाउ इह तलदले विरई ॥ २ ॥

उपरितनार्धे षष्ठे (चतुर्लघुकेऽत्रांग्) द्वितीयाल्लात्सप्तमे प्रथमाल्लाद्विरतिं कुरु

इहाधस्तनेऽर्धे पंचमे चतुर्मात्रिकलघुगणे प्रथमाल्लान्न विरतिः ॥ २ ॥

**ભાવાર્થઃ**—સાત ટગણ ( ચાર માત્રાવાળા ) પછી એક ગુરૂ પ્રથમ અર્ધમાં આવે ત્યાં વિષમ ટગણમાં જગણ ( ।ऽ। ) ન હોય, છઠ્ઠો ટગણ મધ્યમાં કગણ ( ऽ ) વાળો હોય. બીજા અર્ધમાં તો પાંચ ટગણ પછી છઠ્ઠો લઘુ હોય, બાકીનું પહેલા અર્ધ પેઠે એટલે સાતમો ટગણ અને પછી ગુરૂ એ પ્રકારે ગાથા છંદ જાણવો. दु-ति-चउ-पंच-छकलागणाः कचटतपनामा અહીં બે, ત્રણ, ચાર, પાંચ અને છ માત્રાના ક ચ ટ ત પ એ નામના પાંચ ગણ અનુક્રમે ગણેલા છે. બીજી કેટલીક સંજ્ઞા

અર્થ--જિત્યા છે સર્વ ભય જેણે એવા અજિતનાથ અને વિશેષે શાંત કર્યા છે સર્વ રોગ અને પાપ જેણે ( અથવા વિ-શેષે શાંત થયે છતે ક્ષય થયા છે અશુભ કર્મ જેમના ) એવા શાંતિનાથ વળી જગતના ગુરૂ ( અથવા જગતને વિષે મોટા ) અને શાંતિરૂપ ગુણને કરનારા ( અથવા શાંતિ એટલે કષાયનો અભાવ અને ગુણ એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્ર તેને કરનારા) તે બને જિનેશ્વરોને હું પ્રણામ કરૂં છું ૧

व्यपगताशोभनभावौ तौ अहं विपुलतपोनिर्मलस्वभावौ

**ववगयमंगुलभावे, ते हं विउलतवनिम्मलसहावे ॥**

નાશ થયો છે અશો-ભન ભાવ જેનો એવા | તે બેને હું, | વિસ્તીર્ણ તપવડે નિર્મલ છે સ્વભાવ જેનો એવા

निरुपममहाप्रभावौ स्तोष्ये सुदृष्टसद्भावौ ॥ गाथा ॥

**॥ गाहा ॥**

**निरुवममहप्पभावे, थोसामि सुदिट्ठसब्भावे ॥२॥**

નિરૂપમ અને મહાન્ છે પ્રભાવ જેનો એવા | સ્તુતિ કરીશ. | રૂડા પ્રકારે દેખ્યા છે વિદ્યમાન ભાવો જેણે એવા

---

છ દોઢ થથી જાણી લેવી અહીં છઠ્ઠા ટગણમાં બીજા લઘુની પહેલા વિરામ કરવો અને સાતમા ટગણમાં પહેલા લઘુની પૂર્વે વિરામ કરવો તથા બીજા અર્ધમાં પાંચમા ટગણમાં પહેલા લઘુની પૂર્વે વિરામ કરવો

१ गृणाति तत्त्वमिति गुरु જે તત્ત્વનો ઉપદેશ કરે તે ગુરૂ, અહીં પ્રાકૃત હોવાથી વિભક્તિનો લોપ થયો છે પ્રાકૃત વ્યાકરણમાં દ્વિવચન નહિ હોવાથી બંનેમાં બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે

અર્થ--નાશ થયો છે અશોભન ( માઠો ) ભાવ (પરિણામ) જેનો એવા, વિસ્તીર્ણ ( દ્વાદશવિધ ) તપવડે નિર્મલ ( નિષ્કર્મા ) છે સ્વભાવ જેનો એવા, નિરૂપમ અને મહાન્ છે પ્રભાવ જેનો એવા અને રૂડે પ્રકારે ( કેવળ જ્ઞાન દર્શનવડે યથાર્થપણે ) જાણ્યા છે વિદ્યમાન ભાવો ( જીવાજીવાદિ સત્ પદાર્થો ) જેણે એવા તે બે ( જિનો ) ને હું ( નંદિષેણ ગણિ ) સ્તવીશ. ૨

सर्वदुःखप्रशांतिभ्याम् सर्व्वपापप्रशांतिभ्याम्

**सव्वदुक्खप्पसंतीणं, सव्वपावप्पसंतिणं[१] ॥**

સર્વ દુઃખો વિશેષે શાંત થયા છે જેના એવા | સર્વ પાપ વિશેષે શાંત થયા છે જેનાં એવા

सदा अजितशांतिभ्याम् नमोऽजितशांतिभ्याम् ॥ श्लोकः[२] ॥

**सया अजियसंतीणं, नमो अजिअसंतिणं॥२॥सिलोगो**

નિરંતર, પરાભવ નહિ પામેલા અને ઉપશાંત થયેલા | નમસ્કાર હો ! અજિતનાથ અને શાંતિનાથને

---

१ चतुर्थीस्थाने षष्ठी, आर्षत्वाद्दीर्घाभावश्च:

૨ આ શ્લોક નામનો છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—

पंचमं लहु सव्वत्थ, सत्तमं दुचउत्थए ।
छट्ठं पुण गुरुं जाण, सिलोगं बिंति पंडिया ॥ १ ॥
सर्व्वत्र पंचमं लघु द्वितीयचतुर्थयोः ( पादयोः ) सप्तमं ।
षष्ठं पुनर्गुरु येषामक्षरं तं श्लोकं ब्रुवते पण्डिताः ॥ १ ॥

ભાવાર્થ—પાંચમો અક્ષર સર્વત્ર ( ચારે પાદમાં ) લઘુ, બીજા અને ચોથા પાદમાં સાતમો અક્ષર લઘુ હોય. છઠ્ઠો અક્ષર વળી ગુરૂ જાણવો એ પ્રકારે પંડિતો શ્લોક છંદ કહે છે.

**અર્થ**—સર્વ દુ ખો વિશેષે શાત થયા છે જેમના ( અથવા યોગ્ય જીવોના સર્વ દુ ખો વિશેષે શાત થયા છે જે થકી ) એવા, સર્વ પાપ વિશેષે શાત થયા છે જેમના એવા અને નિરતર પરાભવ નહિ પામેલા અને ઉપશાત થયેલા એવા અજિતનાથ અને શાંતિનાથને નમસ્કાર હો ! ૩

हे अजितजिन ! सुखप्रवर्तन तव पुरुषोत्तम ! नामकीर्त्तनम्

**अजियजिण सुहप्पवत्तणं, तव पुरिसुत्तम नामकित्तणं ॥**

હે અજિતજિન ! સુખને પ્રવ- તાવનાર ) તમારૂ હે પુરૂષોત્તમ ! નામનુ કીર્તન.

तथा च धृतिमतिप्रवर्तनं तव च जिनोत्तम! हे शाते !. कीर्त्तनं

**॥ ४ ॥ मागहिआ* ॥**

**तह य धिइमइप्पवत्तणं*, तव य जिणुत्तम संति कित्तणं**

તેમજ ધીરજ અને બુદ્ધિને પ્રવર્તાવનાર ) તમારૂ પણ હે જિનોત્તમ શાતિનાથ કીર્તન.

---

* આ માગધિકા છદ છે તેનુ લક્ષણ આ પ્રમાણે જાણવુ-

विसमेसु दोण्णि टगणा, समेसु पो टो तओ दुसुवि जत्थ ।

लहुओ कगणो लहुओ, कगणो त मुणह मागहियं ॥ १ ॥

विषमयोः ( प्रथमतृतीययोः ) द्वौ टगणौ समयोः पः टः ततो द्वयोरपि ।

(समविषमयो:)लघुक कगणो लघुकः कगणस्तां जानीहि मागधिकाम्॥१॥

**ભાવાર્થ**—વિષમ ( પહેલા ત્રીજા ) પાદમા બે ટગણુ અને સમ ( બીજા ચોથા ) પાદમા પગણુ ( ૭ માત્રા ) અને ટગણુ અને તે પછી સમ વિષમ બનેમા લઘુ, કગણુ, લઘુ, કગણુ આવે તેને માગધિકા છંદ જાણવો.

* १ धिइमइपवत्तणं इति पाठान्तरं.

અર્થ—હે અજિતજિન ! હે પુરૂષોત્તમ ! તમારા નામનું કીર્તન, સુખ ( સ્વર્ગાપવર્ગરૂપ ) ને પ્રવર્તાવનારૂં છે; તેમજ ધીરજ ( ચિત્તની સ્વસ્થતા ) અને મતિ (પ્રજ્ઞા) ને પ્રવર્તાવનારૂં છે. હે જિનોત્તમ ! હે શાંતિનાથ ! તમારૂં કીર્તન પણ પૂર્વોક્ત ગુણવાળું છે. ૪

क्रियाविधिसंचितकर्मक्लेशविमोक्षकरं

**किरिआविहिसंचिअकम्मकिलेसविमुक्खयरं ।**

ક્રિયાના વિધાનવડે એકઠા કરેલા કર્મ અને કષાયથકી વિશેષ મૂકાવનાર

अजितं निचितं च गुणैः महामुनिसिद्धिगतम्

**अजिअं निचिअं च गुणेहिँ महामुणिसिद्धिगयं ॥**

નહિ જીતાયેલ વ્યાપ્ત તથા ગુણોવડે મહામુનિની અણિમાદિ સિદ્ધિઓને પ્રાપ્ત

अजितस्य च शांतिमहामुनेः अपि च शांतिकरं

**अजिअस्स य संतिमहामुणिणो वि अ संतिकरं ।**

અજિતનાથને અને શાંતિનાથમહામુનિને પણ શાંતિને કરનાર

सततं मम निर्वृतिकारणकं च नमस्यनकं । आलिङ्गनकम्

**सययं मम निव्वुइकारणयं च नमंसणयं ॥ ५॥**

***आलिंगणयं**

નિરંતર મને મોક્ષનું કારણ ( છે. ) અને નમસ્કાર

---

* આ આલિંગનક. છંદ છે, તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—

અર્થ—ક્રિયા[1]ના ભેદવડે એકત્ર કરેલા કર્મ અને [2]કષાય થકી વિશેષે મૂકાવનાર, અન્ય દર્શનીય દેવોના વંદન પુણ્યવડે નહિ જીતાયેલ (તે કરતા અનંત ગુણ ઉત્તમ), ગુણવડે વ્યાપ્ત અને મહા મુનિ સબંધી[3]અણિમાદિ સિદ્ધિઓને પ્રાપ્ત એવો અજિતનાથ અને શાંતિનાથ મહામુનિને (કરેલ) નમસ્કાર, મને નિરંતર શાંતિને કરનાર અને મોક્ષનુ કારણ હો ! ૫

---

लहुदुगुरुटगणछक्कं, सव्वेसु पएसु पढमतइयंमि ।
दुचउत्थे जमियमिणं, आलिंगणयंपि छंदंमि ॥ १ ॥
द्विलघुगुरुरूपटगणषट्कं सर्वेषु पादेषु ।
प्रथमं तृतीयेन द्वितीयं च चतुर्थेन यमकितमेतदालिङ्गनके छंदे ॥

ભાવાર્થ —આલિંગનક છંદને વિષે બે લઘુ અને એક ગુરૂ આવે એવા છ ટગણ સર્વ પદને વિષે આવે છે પણ એટલુ વિશેષ છે કે પહેલુ પદ ત્રીજાની સાથે અને બીજું પદ ચોથાની સાથે યમકવાળુ હોય.

*૧ કાયિકી વગેરે પાચ અથવા પચીશ ક્રિયા તેનુ સ્વરૂપ **નવ તત્ત્વ**થી સમજવુ

૨ અહીં કષાયનુ કર્મમાહે અંતર્ગતપણુ છે તોપણ સંસારના કારણને વિષે કષાયની મુખ્યતા છે એ જણાવવાને અર્થ કષાયનુ જૂદુ ગ્રહણ કર્યું છે

૩ અણિમાદિ આઠ સિદ્ધિ આ પ્રમાણે જાણવી–૧ કમળના જેવા ઝીણા છિદ્રમા પણ પ્રવેશ કરવાની શક્તિ તે **અણિમા**, ૨ મેરૂ પર્વત કરતા પણ મોટુ શરીર વિકુર્વી શકાય તે **મહિમા**, ૩ અત્યંત ભારે થવાની શક્તિ

हे पुरुषाः यदि दुःखवारणं यदि च विमार्गयथ सुखकारणं
पुरिसा जइ दुक्खवारणं, जइ य विमग्गह सुक्खकारणं।
હે મનુષ્યો! જો દુઃખનું નિવારણ, જો વળી શોધતાહો. સુખનું કારણ
अजितं शांतिं च भावतः अभयकरौ शरणं प्रपद्यध्वम्। मागधिका
मागहिया
अजिअं संतिं च भावओ,अभयकरे सरणं पवज्जहा॥६॥
અજિત અને શાંતિનાથને } ભાવથકી, અભયને કરનારા } શરણે પ્રાપ્ત થાઓ.

અર્થ—હે મનુષ્યો! જો તમે દુઃખનું નિવારણ અને સુખનું કારણ શોધો છો તો અભય (નિર્ભયતા) ને કરનારા એવા અજિતનાથ અને શાંતિનાથને શરણે ભાવપૂર્વક પ્રાપ્ત થાઓ! ૬

## અજિત જિન સ્તુતિ.

अरतिरतितिमिरविरहितं उपरतजरामरणं
अरइरइतिमिरविरहिअ-मुवरयजरमरणं,
રતિ અરતિ અને અજ્ઞાનથી રહિત, નિવૃત્ત થયા છે જરા અને મરણ જેનાં એવા

---

તે **ગરિમા.** ૪ વાયુ કરતાં પણ હલકા થવાની શક્તિ તે **લઘિમા.** ૫ પૃથ્વી ઉપર રહ્યા છતાં અંગુલીના અગ્રભાગવડે મેરૂ પર્વતની ટોચ અને સૂર્યાદિને સ્પર્શ કરવાની શક્તિ તે **પ્રાપ્તિ.** ૬ પાણીમાં પૃથ્વીની જેમ પગે ચાલે અને પૃથ્વી ઉપર પાણીની જેમ ડુબી જઇ બહાર નીકળે એવી શક્તિ તે **પ્રાકામ્ય.** ૭ સ્થાવર પણ આજ્ઞા માને એવી શક્તિ—તીર્થંકર ચક્રવર્તિની ઋદ્ધિને વિસ્તારી શકે એવી પ્રભુતા તે **ઈશિત્વ.** ૮ જીવ અને અજીવ સર્વ પદાર્થ વશ થાય એવી શક્તિ તે **વશિત્વ.**

सुरासुरगरुडभुजंगपतिप्रणतप्रणिपतितं

**सुरअसुरगरुलभुयगवइपययपणिवइयं ॥**

સુર, અસુર, સુવર્ણકુમાર, નાગકુમાર દેવોના ઇંદ્રોવડે આદરવડે નમસ્કાર કરાયલા

अजितं अहमपि च सुनयनयनिपुणं अभयकरं

**अजिअमहमवि अ सुनयनयनिउण-मभयकरं ।**

અજિતનાથને હું પણ રૂડા નયની નીતિને વિષે ડાહ્યા, અભય કરનારને

शरणं उपसृत्य भुविदिविजमहितं सततं उपनमे।संगतकम्

**सरणमुवसरिअ भुविदिविजमहिअं सययमुवणमे॥७॥**

***संगययं**

શરણ પામીને મનુષ્ય અને દેવોવડે પૂજિત, નિરંતર, સમીપ રહ્યો છતો નમું છું.

---

* આ સંગતક છંદ છે તેનુ લક્ષણ આ પ્રમાણે જાણવું—

लहुतगणचउगगुरुणो, पायतिए तदुन्नि टगणदुगं ।

लहुतगणो पंतगुरू, संगययं रइयअणुपास ॥ १ ॥

लघुतगणचतुष्कं गुरुः पादत्रिके लघुतद्वयं टद्वयं ।

लघुतगणोऽन्त्यगुरुः संगतकं रचितानुप्रासम् ॥ १ ॥

एकद्वित्र्यातिरितं व्यंजनमविवक्षितस्वरं बहुशः ।

आवर्त्यते निरन्तरमथवा यदसावनुप्रासः ( इत्यनुप्रासलक्षणम् )

ભાવાર્થ —લઘુ અક્ષરવાળા તગણ ( પાંચ માત્રા ) ચાર

**અર્થ**--સંયમને વિષે અરતિ અને અસંયમને વિષે રતિ તથા અજ્ઞાનવડે રહિત (અથવા અરતિ મોહનીયના ઉદયથી થયેલ ચિત્તનો ઉદ્વેગ અને રતિ મોહનીયના ઉદયથી થયેલ ચિત્તનો આનંદ તે બંને સમ્યગ્ જ્ઞાનને આચ્છાદન કરનાર હોવાથી તે રૂપ અજ્ઞાનવડે રહિત), નિવૃત્ત થયા છે જરા (વૃદ્ધાવસ્થા) અને મરણ જેના એવા (અથવા उपरतजरम् નિવૃત્ત થયેલ છે જરા જેની એવા અને अरणम् યુદ્ધાદિ ક્લેશરહિત), સુર (વૈમાનિકદેવ), અસુર (ભવનપતિદેવ), ગરૂડ (જ્યોતિષ્કદેવ), અને ભૂજગ (વ્યંતર-ખેચર) ના (અથવા સુર, અસુર, સુવર્ણકુમાર અને નાગકુમાર દેવોના) ઇંદ્રોવડે આદરથી નમસ્કાર કરાયેલા, સુંદર ન્યાય છે જેનો એવા નૈગમાદિ સાત નયને વિષે નિપુણ (અથવા સુંદર નયના ઉપદેશને વિષે નિપુણ), અભયને કરનારા અને મનુષ્ય તથા દેવોવડે પૂજિત એવા અજિતનાથને હું નિરંતર સમીપ રહ્યો છતો નમું છું. ૭

## શ્રી શાંતિજિન સ્તુતિ.

तं च जिनोत्तम-मुत्तमानिस्तम-स्सत्त्वधरं

**तं च जिणुत्तम-मुत्तमनित्तमसत्तधरं।**

| તેને પણ સામાન્ય કેવળીમાં ઉત્તમ | પ્રધાન અજ્ઞાન (આકાંક્ષા) રહિત ભાવ યજ્ઞને ધારણ કરનારા |
|---|---|

---

અને એક ગુરૂ ત્રણ પાદને વિષે હોય; લઘુ તગણ બે, ટગણ બે, લઘુ તગણ અને અંત્ય ગુરૂ ચોથા પાદને વિષે હોય એ સંગતક છંદ અનુપ્રાસ સહિત હોય. સ્વરની વિવક્ષાવિના એક બે ત્રણ અક્ષરના અંતરે એક વ્યંજન વારંવાર આવ્યા કરે તે અનુપ્રાસ જાણવો.

आर्जवमार्दवक्षान्तिविमुक्तिसमाधिनिधिं

अज्जवमद्दवखंतिविमुत्तिसमाहिनिहिं ॥

સરળતા, નમ્રતા, ક્ષમા, નિર્લોભતા અને સમાધિના નિધાન

शांतिकरं प्रणमामि दमोत्तमतीर्थकरं

संतिकरं पणमामि दमुत्तमतित्थयरं ।

શાંતિના કરનારા નમસ્કાર કરૂ છુ ઇદ્રિય જયવડે ઉત્તમ તીર્થંકરને

शांतिमुनिः मम शांतिसमाधिवरं दिशतु ॥ सोपानकं*॥

[1]संतिमुणी मम संतिसमाहिवरं दिसउ ॥७॥ सोवाणयं॥

શાંતિનાથમુનિ મને શાંતિવડે સમાધિરૂપીવર આપો[1]

અર્થ—સામાન્ય કેવળીને વિષે ઉત્તમ, શ્રેષ્ઠ, અજ્ઞાન (અ-થવા આકાક્ષા) રહિત, ભાવયજ્ઞને ધારણ કરનાર (અથવા ઉત્તમ અને અજ્ઞાન રહિત વ્યવસાય છે જેનો એવા), સરળતા,

---

* આ સોપાનક ૭૬ છે તેનુ લક્ષણુ આ પ્રમાણે જાણવુ—

गुरुलहुटगणपणग, गुरू य सोवाणयं समपएहिं ।

गुरुलघुरूपटगणपञ्चकं गुरुश्च सोपानकं समपदैः ।

ભાવાર્થ—એક ગુરૂ અને બે લઘુવાળા ટગણ પાચ અને ગુરૂ, એમ તુલ્ય અક્ષરવાળા પદવડે સહિત સોપાનક છ દ જાણવો. દરેક પદમા ૧૬ અક્ષર છે

૧ सत्तिमुणी એ પદનો બે વખત સબધ લેવાનો છે પહેલા ત્રણ પાદ સાથે સબધ લેતા બીજી વિભક્તિનો અર્થ લેવો અને ચોથા પાદ સાથે સબધ લેતા પહેલી વિભક્તિનો અર્થ લેવો

અર્થ—સંયમને વિષે અરતિ અને અસંયમને વિષે રતિ તથા અજ્ઞાનવડે રહિત ( અથવા અરતિ મોહનીયના ઉદયથી થયેલ ચિત્તનો ઉદ્વેગ અને રતિ મોહનીયના ઉદયથી થયેલ ચિત્તનો આનંદ તે બંને સમ્યગ્ જ્ઞાનને આચ્છાદન કરનાર હોવાથી તે રૂપ અજ્ઞાનવડે રહિત), નિવૃત્ત થયા છે જરા ( વૃદ્ધાવસ્થા) અને મરણ જેના એવા ( અથવા उपरतजरम् નિવૃત્ત થયેલ છે જરા જેની એવા અને मरणम् ક્ષુદ્ધાદિ ક્લેશરહિત ), સુર ( વૈમાનિકદેવ ), અસુર ( ભવનપતિદેવ ), ગરૂડ ( જ્યોતિષ્કદેવ ), અને ભૂજગ (વ્યંતર–ખેચર) ના ( અથવા સુર, અસુર, સુવર્ણકુમાર અને નાગકુમાર દેવોના ) ઈંદ્રોવડે આદરથી નમસ્કાર કરાયેલા, સુંદર ન્યાય છે જેનો એવા નૈગમાદિ સાત નયને વિષે નિપુણ ( અથવા સુંદર નયના ઉપદેશને વિષે નિપુણ ), અભયને કરનારા અને મનુષ્ય તથા દેવોવડે પૂજિત એવા અજિતનાથને હું નિરંતર સમીપ રહ્યો છતો નમુંછું. ७

### શ્રી શાંતિજિન સ્તુતિ.

तं च जिनोत्तम–मुत्तमनिस्तम–स्सत्रधरं

**तं च जिणुत्तम–मुत्तमनित्तमसत्तधरं।**

| | |
|---|---|
| તેને પણ સામાન્ય કેવળીમાં ઉત્તમ | પ્રધાન અજ્ઞાન (આકાંક્ષા) રહિત ભાવ યજ્ઞને ધારણ કરનારા |

અને એક ગુરૂ ત્રણ પાદને વિષે હોય; લઘુ તગણ બે, ટગણ બે, લઘુ તગણ અને અંત્ય ગુરૂ ચોથા પાદને વિષે હોય એ સંગતક છંદ અનુપ્રાસ સહિત હોય. સ્વરની વિવક્ષાવિના એક બે ત્રણ અક્ષરના અંતરે એક વ્યંજન વારંવાર આવ્યા કરે તે અનુપ્રાસ જાણવો.

प्रवरलक्षणोपचितसौम्यचारुरूपं

**पवरलक्खणोवचियसोमचारुरूवं ।**

શ્રેષ્ઠ લક્ષણોવડે વ્યાપ્ત સૌમ્ય અને સુંદર છે રૂપ જેનું એવા,

श्रुतिसुखमनोऽभिरामपरमरमणीय-

**सुइसुहमणाभिरामपरमरमणिज्ज-**

કાનને સુખકારી અને મનને આનંદદાયક અને અત્યંત રમણિક-

वरदेवदुंदुभिनिनादमधुरतरशुभगिरम् ।   वेष्टकः

**वरदेवदुंदुहिनिनायमहुरयरसुहगिरं ॥९॥ वेड्ढओ***

પ્રધાન દેવદુંદુભિના શબ્દ કરતાં વધારે મધુર અને કલ્યાણકારી છે વાણી જેની એવા

---

* આ વેષ્ટક ૭૬ છે તેનુ લક્ષણ આ પ્રકારે જાણવું—

तचपतटदुगं तदुगं, पटचउक्कतचतिगलहुगुरुगो ।
चदुटो चचउटचदुगं, तचतिण्णि टएगदसय गुरु वेढो ॥
तचपतटद्विकतद्विकपटचतुष्कतचत्रिकलघुगुरवः ।
चद्विकटचचतुष्कटचद्विकतचत्रिकटैकादशकगुरवो वेष्टः ॥१॥

ભાવાર્થ —તગણ, ચગણ ( ત્રણ માત્રા ), પગણ, તગણ, ટગણ બે, તગણ બે, પગણ, ટગણ ચાર, તગણ, ચગણ, તગણ ત્રણ, લઘુ, ગુરૂ, ચગણ બે, ટગણ, ચગણ ચાર, ટગણ, ચગણ બે, તગણ, ચગણ ત્રણ, અગ્યાર ટગણ અને ગુરૂ એ પ્રમાણે વેષ્ટક ૭૬ જાણવો.

अजितं जितारिगणं जितसर्वभयं भवौघारिपुं

**अजिअं जिआरिगणं, जिअसव्वभयं भवोहरिउं।**

અજિતનાથને જીત્યા છે શત્રુ સમુદાય જેણે } જીત્યા છે સર્વ ભય જેણે, ભવપરંપરાના શત્રુ

प्रणमामि अहं प्रयतः पापं प्रशमयतु मे भगवन् ॥

**पणमामि अहं पयओ, पावं पसमेउ मे भयवं ॥१०॥**

*रासालुद्धओ

નમસ્કારકરૂં છું. હું આદરવડે પાપને શાંત કરો! મારાં ભગવાન

અર્થ—અયોધ્યા નગરીને વિષે પૂર્વે (દીક્ષા લીધા અગાઉ) રાજા હતા એવા, પ્રધાન હસ્તિના મસ્તક જેવું પ્રશસ્ત (વખાણવા લાયક) અને વિસ્તીર્ણ છે સંસ્થાન ( શરીરનો આકાર )

---

* આ રાસાલુબ્ધક છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—

टगणदुगं लहुगुरुणो, टगणतिगं लहुगुरू य टगणतिगं ॥
दुसरिच्छं अंतपयं, रासाइलुद्धयं छंदं ॥

टगणाद्विकं लघुगुरुष्टगणात्रिकं लघुगुरुश्च टगणत्रिकम् ।
द्वितीयसमं चतुर्थं ( यत्र तद् ) रासालुब्धकच्छन्दः ॥१॥

ભાવાર્થ:—ટગણ બે, લઘુ, ગુરૂ તથા ટગણ ત્રણ, લઘુ ગુરૂ; ટગણ ત્રણ અને છેલ્લું પાદ બીજા સરખું (ટગણ ત્રણ, લઘુ, ગુરૂ) જ્યાં છે તે રાસાલુબ્ધક છંદ જાણવો.

જેનું એવા, નિશ્ચલ શ્રીવત્સવાળુ છે હૃદય જેનું એવા (અથવા સ્થિર અને સરખું છે હૃદય જેનું એવા), મદવડે ઉન્મત્ત અને લીલા યુક્ત પ્રધાન ગંધહસ્તિના ગમન જેવી ચાલ છે જેની એવા, સ્તુતિ કરવાને યોગ્ય, હસ્તિની શૂંઢ જેવા છે બાહુ (હાથ) જેના એવા, ધમેલ સુવર્ણના આભરણ જેવો સ્વચ્છ પીતવર્ણ છે જેને એવા, શ્રેષ્ઠ લક્ષણોવડે વ્યાપ્ત, સેાૈમ્ય અને સુંદર છે રૂપ જેનુ એવા, કાનને સુખકારી અને મનને આનંદદાયક તથા અત્યંત રમણિક પ્રધાન દેવ દુંદુભીના શબ્દ કરતાં વધારે મધુર અને કલ્યાણકારી છે વાણી જેની એવા, વળી જીત્યા છે શત્રુ સમુદાય જેણે, જીત્યા છે સર્વ ભય જેણે ( અથવા જીવશ્રવ્યમર્ગ એટલે સંજ્ઞીપંચેંદ્રિય જીવોને સાભળવા યોગ્ય છે માહાત્મ્ય જેનુ એવા ), ભવ પરંપરાના શત્રુ (ભવનો નાશ કરનારા) અજિતનાથને હું આદરવડે નમસ્કાર કરૂં છુ તે ભગવાન મારા પાપ ( અશુભ કર્મ ) ને શાંત કરો ( નાશ કરો ) ૯–૧૦

## શ્રી શાંતિજિન સ્તુતિ.

कुरुजनपदहस्तिनापुरनरेश्वरः प्रथमं ततः

कुरुजणवयहत्थिणाउरनरीसरो पढमं तओ

કુરૂદેશના હસ્તિનાપુરનગરના રાજા હતા. પ્રથમ પછી

महाचक्रवर्त्तिभोगान् (बुभुजे) महाप्रभावः

महाचक्कवट्टिभोए महप्पभावो

મહોટા ચક્રવર્ત્તિના રાજ્યને ભોગવતા હવા. મહોટા પ્રભાવવાળા

यः द्विसप्ततिपुरवरसहस्त्रवरनगरनिगमजनपदपतिः

**जो बावत्तरिपुरवरसहस्सवरनगरनिगमजणवयवई**

જે બહોંતેરહજાર ઘરવડે શ્રેષ્ઠ એવા પ્રધાન નગરો,[1] નિગમ[2] અને દેશના સ્વામી,

द्वात्रिंशद्राजवरसहस्त्रानुयातमार्गः

**बत्तीसारायवरसहस्साणुयायमग्गो**

બત્રીશહજાર શ્રેષ્ઠ રાજાઓ અનુયાયી છે જેના એવા,

चतुर्दशवररत्ननवमहानिधिचतुःषष्टिसहस्त्र-

**चउदसवररयणनवमहानिहिचउसट्ठिसहस्स-**

ચૌદ શ્રેષ્ઠ [3]રત્નો, નવ [4]મહાનિધાન અને ચોસઠહજાર·

---

૧ જેમાં કર ન હોય તે

૨ મહોટા વ્યવહારીઓની દુકાનવાળા સ્થાનો—વ્યાપારના સ્થાનો

૩ ચૌદ રત્નો દરેક ચક્રવર્ત્તિને હોય તે આ પ્રકારે જાણવા—૧ **ચક્રરત્ન** તે ધનુષ્ય પ્રમાણ હોય, વૈરિનું મસ્તક છેદે. ૨ **છત્રરત્ન** તે ધનુષ્ય પ્રમાણું હોય, ચક્રવર્તિના હસ્ત સ્પર્શે બાર યોજન વિસ્તારવાળું થાય, જે ઉત્તરના મ્લેચ્છ રાજાના દેવતાએ વરસાવેલા વર્ષાદને રોકવા સમર્થ થાય. ૩ **દંડરત્ન** તે ધનુષ્ય પ્રમાણ હોય, વાંકી ભૂમિને સરખી કરે, જરૂર પડ્યે હજાર યોજન જમીન ખોદે. ૪ **ચર્મરત્ન** બે હાથનું હોય, જરૂર પડ્યે ચક્રવર્તિના સ્પર્શે બાર યોજન લાંબું થાય, તેમાં સવારે શાલિપ્રમુખ ધાન્ય વાવ્યા હોય તે સાંજે ઉપભોગ યોગ્ય તૈયાર થાય. ૫ **ખડ્ગરત્ન** બત્રીશ આંગળનું હોય, તે સંગ્રામમાં અત્યંત શક્તિવંત હોય. ૬ **કાંગિણીરત્ન** ચાર અંગુલ **પ્ર-**

प्रवरयुवतीनां सुंदरपतिः

पवरजुवईण सुंदरवई

એ ઠ સ્ત્રીઓના સુંદર ભર્તાર,

લાબુ હોય, તેનાવડે વૈતાઢ્ય પર્વતની ગુફામા બને બાજુ ઓગણપચાસ પ્રકાશ આપનારા મડળ કરે ૭ મણિરત્ન ચાર અગુલ લાબુ બે આંગળ પહોળુ હોય, તે છત્ર રત્નના તુબા ઉપર બાધ્યુ છતુ બાર યોજન પ્રકાશ કરે અને હાથે કે માથે બાધ્યુ છતુ સમસ્ત રોગને હરે એ સાત રત્ન એકેદ્રિય જાતિના છે અને બીજા સાત પચેદ્રિય જાતિના છે. ૮ પુરોહિત રત્ન તે શાતિકર્મ કરે ૯ અશ્વરત્ન, ૧૦ ગજરત્ન એ બને મહા પરાક્રમવાળા હોય ૧૧ સેનાપતિરત્ન તે ચક્રવર્તિની સહાય વિના ગગા સિધુની બાહેરની પાસેના ચાર ખડને જીતે ૧૨ ગૃહપતિરત્ન તેગૃહની ચિતા રાખે ૧૩ વાર્ધિકરત્ન તે મકાનો બાધે, લશ્કરના પડાવ કરાવે, વૈતાઢ્યની ગુફામાં આવેલી ઉન્મગા અને નિમ્નગા નદીના પૂલ બાધે. ઇત્યાદિ બાધકામ કરે ૧૪ સ્ત્રીરત્ન અત્યત્ત અદ્ભૂત રૂપવત ચક્રવર્તિને ભોગ યોગ્ય હોય એ પ્રત્યેક રત્ન એકહજાર યક્ષોએ અધિષ્ઠિત હોય અને બે હજાર યક્ષ ચક્રીની બે બાહુના અધિષ્ટિત હોય એમ ૧૬ હજાર યક્ષ ચક્રવર્તિના સેવક હોય ચક્ર, દડ, છત્ર અને ચર્મ એ ચાર આયુધ શાળામા ઉત્પન્ન થાય, ખડ્ગ, કાગિણી અને મણિ એ ત્રણ ભડારમા ઉત્પન્ન થાય, ગજ અને અશ્વ વૈતાઢ્ય પર્વતમા ઉપજે, સ્ત્રી રત્ન ક્ષત્રીય રાજાને ઘેર થાય અને બાકીના ચાર ચક્રીના નગરને વિષે ઉત્પન્ન થાય

૪ નવ નિધાનનુ સ્વરૂપ આ પ્રમાણે જાણવુ-૧ ગ્રામ (ફરતી વાડી હોય તે), આકર (મીઠુ પાકે તે), નગર (રાજધાની થાય તે), પાટણ (જળ અને સ્થળના માર્ગ હોય તે), દ્રોણમુખ (જ્યા જળ માર્ગજ હોય), મડપ (અઢી ગાઉ ફરતા ગામ ન હોય તે), સૈન્ય અને ગૃહની માંડણી એ સર્વ

चतुरशीतिहयगजरथशतसहस्रस्वामी

# चुलसीहयगयरहसयसहस्ससामी

**ચોરાશીલાખ ઘોડા, ચોરાશીલાખ હાથી અને ચોરાશીલાખ રથ ના સ્વામી**

---

**નૈસર્પી** નામે નિધાનને વિષે હોય. ૨ ગણિત, ગીત, ચોવીશ જાતના ધાન્યના બીજ તથા તેની ઉત્પત્તિના પ્રકાર એ સર્વ **પાંડુક** નિધાનમાં હોય. ૩ સર્વ જાતના આભરણ, અશ્વ તથા હાથીના આભરણ, તેના વિધિ **પિંગલક** નિધાનને વિષે હોય. ૪ ચક્રવર્તિના ચૌદરત્ન વિગેરે **સર્વરત્ન** ચોથા નિધાનના યોગે થાય. કેટલાએક કહે છે કે—આ નિધાનથી તે રત્નો મહા દિપ્તિવંત થાય. ૫ વસ્ત્રની ઉત્પત્તિ, ઉત્પત્તિના પ્રકાર, રંગની ઉત્પત્તિ, સાત ધાતુ, વસ્ત્ર ધોવાની રીત વગેરે **મહાપદ્મ** નિધાનમાં હોય. ૬ સમસ્ત કાળ જ્ઞાન (જ્યોતિષ્ક), તીર્થંકરાદિના વંશાદિકનું કથન, શિલ્પ વિદ્યા, કર્ષણ (ખેતી), વાણિજ્ય (વેપાર) વગેરે **કાળ** નિધાનમાં હોય. ૭ લોહું, સોનું, મણિ, મોતિ, સ્ફટિક અને પ્રવાળાના સમૂહ **મહાકાળ** નિધાનમાં હોય. ૮ શુરવીર યોદ્ધાની ઉત્પત્તિ, હથીયાર વગેરે યુદ્ધ સામગ્રી, યુદ્ધનીતિ, દંડનીતિ એ **માણવક** નિધાનમાં હોય. ૯ નાટ્યવિધિ, ગદ્ય પદ્યની વિધિ એ **મહાશંખ** નિધાનમાં હોય. આ નવે નિધાન ઉત્સેધાંગુલે આઠ યોજન ઉંચા, નવ યોજન પહોળા અને બાર યોજન લાંબા પેટીના આકારે ગંગાનદીના મુખ આગળ સદા રહે છે. ચક્રવર્તિ ઉત્પન્ન થઈ ૭ ખંડ સાધીને જ્યારે પાછા વળે ત્યારે તેની સાથે આવી ચક્રિની નગરીમાં પાતાળમાં રહે. આ નિધાનો વિવિધ રત્નમય છે અને ઘણા ધન અને રત્નાદિ સમૃદ્ધિએ કરી સહિત છે, આનું વિશેષ વર્ણન જોવાની ઇચ્છાવાળાએ **પ્રવચનસારોદ્ધારાદિ** ગ્રંથ જોવા.

षण्णवतिग्रामकोटीस्वामी आसीत् यः भारते भगवन्
छन्नवइगामकोडिसामी आसी जो भारहंमि भयवं
॥ ११ ॥ वेड्डओ*॥

છન્નુક્રોડ ગામના સ્વામી હોતા હવા. જે ભરતમાં ભગવાન

तं शांतिं शांतिकरं (स्वातिकरं) सतीर्ण सर्वभयात्
तं संतिं संतिकर, संतिएणं सव्वभया ।

તે ઉપશમરૂપ, શાંતિને કરનારા (મોક્ષને આપનારા) રૂડે પ્રકારે તર્યા છે સર્વ ભય થકી એવા

---

* આ વેષ્ટક ૭૬ છે પ્રથમના વેષ્ટકથી આ જુદો સમજવો, તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—

पोतदुगं लहुगुरुणो, टछक्कदुगुरुटसत्तलहुगुरुगा ।
पटदुतचगुरुनवटा, दुलहुगुरुटचउदोगुरुगा ॥ १ ॥
टदुचगुरुजुयं टतिगं, दुलहुगुरू अवरवेढओ छंदं ।
पताद्विकं लघुगुरुषट्पक्कगुरुद्वयटसप्तकलघुगुरवः ।
पटद्विकतचगुरुटनवकलघुद्वयगुरुटचतुष्कगुरद्विकाः ॥
टद्विकचगुरुयुतं टत्रिकं लघुद्विक गुरुरपरवेष्टकच्छंद' ।

ભાવાર્થ—પગણ, તગણ બે, લઘુ, ગુરૂ, ટગણ છ, બે ગુરૂ, ટગણ સાત, લઘુ, ગુરૂ, પગણ, ટગણ બે, તગણ, ચગણ, ગુરૂ, ટગણ નવ, બે લઘુ, ગુરૂ, ટગણ ચાર, ગુરૂ બે, ટગણ બે, ચગણ, ગુરૂવાળા ટગણ ત્રણ, બે લઘુ, ગુરૂ એ પ્રમાણે બીજો વેષ્ટક છંદ જાણવો.

शांतिं स्तौमि जिनं शांतिं विधातुं ¹ए (इति संबोधने) ॥
संतिं थुणामि जिणं, संतिं विहेउमे ॥ १२ ॥
*रासानंदियं ॥ ( युग्मम् )

શાંતિનાથ સ્તુતિ કરૂં છું. (જનને શાંતિ કરવાને માટે

અર્થ—કુરૂ દેશને વિષે હસ્તિનાપુર નગરના પ્રથમ રાજા હતા. તેવાર પછી મ્હોટા ચક્રવર્ત્તિના ( છ ખંડના ) રાજ્ય (ને વિષે વર્તતા હતા) ને ભોગવતા હતા. મ્હોટો છે પ્રભાવ જેનો એવા (અથવા મહાત્મભાવઃ ઉત્સવોવડે આત્માને પ્રીતિ કરનારા), જે ઘરવડે શ્રેષ્ઠ એવા બહોંતેર હજાર પ્રધાન નગરો, નિગમ અને દેશના સ્વામી (અથવા બહોંતેર હજાર નગર અને પ્રધાન વ્યાપારના સ્થાનોવાળા, ગામો છે જેને વિષે એવા દેશના સ્વામી અથવા બહોંતેર હજાર પ્રધાન નગર અને શહેરની પેઠે જન સમુદાયે સંકીર્ણ છે રસ્તાઓ જેને વિષે એવા દેશોના સ્વામી),

---

૧ ए અતિશાયી લોકોના સંબોધન અર્થે વપરાય છે તેથી હે ઉત્તમ પુરૂષો ! તમારી સમક્ષ હું સ્તુતિ કરૂં છું, એમ સૂચવાય છે.

* આ રાસાનંદિતક છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—

टदूलहुदुगुरू पढमे. दुइए टदूलहुगुरू पए तइए ।
तुरिए टदुगं सगुरू, रासाइनंदियं छंदं ॥१॥
टद्विकलघुद्विकगुरुवः प्रथमे द्वितीये, टद्विकलघुगुरुवः पदे तृतीये ।
तुर्ये टद्विकं सगुरुरासानंदितकं च्छंदः ॥

ભાવાર્થઃ—ટગણ બે, લઘુ બે, ગુરૂ, પહેલા અને બીજા પાદમાં હોય. ત્રીજા પાદમાં ટગણ બે, લઘુ, અને ગુરૂ હોય. ચોથા પાદમાં ટગણ બે અને ગુરૂ એ લક્ષણવાળો રાસાનંદિતક છંદ જાણવો.

બત્રીશ હજાર મુકુટબદ્ધ રાજાઓએ અનુકરણ કર્યો છે માર્ગ જેનો એવા, ચૌદ શ્રેષ્ઠ રત્ન, નવ મહાનિધાન અને ચોસઠ હજાર શ્રેષ્ઠ સ્ત્રીઓના સુંદર ભર્તાર, ચોરાશી લાખ ઘોડા (અઢાર ક્રોડ ઘોડા પણ કહેલ છે), ચોરાશી લાખ હાથી અને ચોરાશી લાખ રથના સ્વામી, છન્નુ ક્રોડ ગામના સ્વામી એવા જે ભગવાન્ ભરત ક્ષેત્રને વિષે હોતા હુવા, તે ઉપશમરૂપ, શાંતિને કરનારા (મોક્ષને આપનારા), રૂડે પ્રકારે તર્યા છે સર્વ ભય (મૃત્યુ) થકી એવા (અથવા રૂડે પ્રકારે તર્યું છે સર્વે એ ભય જેના થકી એવા), શાંતિનાથ જિનને શાંતિ કરવાને માટે હું સ્તવુ છુ. (અથવા પૂર્વોક્ત શાંતિનાથ જિનને સ્તવુ છે તે ભગવાન મુજને શાંતિ કરો). ૧૧-૧૨

## શ્રી અજિતજિન સ્તુતિ.

हे ऐक्ष्वाक विदेहनरेश्वर! नरवृषभ! मुनिवृषभ!

**इक्खाग विदेहनरीसर नरवसहा मुणिवसहा[१] ।**

હે ઇક્ષ્વાકુકુલવંશ્ય, વિદેહના રાજા, મનુષ્યોમાં શ્રેષ્ઠ, મુનિઓને વિષે શ્રેષ્ઠ

नवशारदशशिसकलानन! विगततम! विधुतरजः!

**नवसारयससिसकलाणण विगयतमा विहुअरया ॥**

નવીન શરદઋતુના ચંદ્ર જેવા શોભાયમાન મુખવાળા, | ગયુ છે અજ્ઞાન જે થકી એવા | ટાળ્યા છે કર્મરૂપ રજ જેણે એવા

---

૧ મુણિવસહા નવ એ પ્રકારે પદ લઇએ ત્યારે "મુનિપસમાનવર્ઈંદ્રોની સભાને વિષે સ્તુતિ થાય છે જેની એવા" આવો અર્થ થાય છે

૨ સકલ શબ્દનો અર્થ પૂર્ણ લઈએ ત્યારે ચંદ્રનુ વિશેષણ લેવું પડે તે વિશેષ્યની પહેલા આવવુ જોઈએ પણ પ્રાકૃતને લીધે પર નિપાત થાય છે.

अजित! उत्तमतेजः! [1]गुणैः महामुन्यमितबल! विपुलकुल!

विउलकुला।

अजि उत्तमतेअ गुणेहिँ महामुणिअमिअबला

હે અજિત, ઉત્તમ તેજવાળા, ગુણોવડે, મોટા મુનિવડે માપી શકાય નહિ એવા બળવાળા, વિસ્તીર્ણ કૂળવાળા

प्रणमामि तुभ्यं भवभयमूरण! जगच्छरण! मम शरणं॥

पणमामि ते भवभयमूरण जगसरणा [2]मम सरणं॥१३॥

*चित्तलेहा।

નમસ્કાર કરૂછું. તમોને ભવભયને તોડનારા, જગત્‌ના શરણ, મ-હારા શરણ છો

---

૧ ગુણ બે પ્રકારના છે–રૂપ વગેરે બાહ્ય અને જ્ઞાનાદિ તે અભ્યંતર.

૨ જગસરણ અને અમમ (નિર્મમત્વ) એવા બે પદ પણ નીકળે છે.

* આ ચિત્રલેખા છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—

तटतटदुलहुदुगुरुआ, आइदुगे तटतटतिगदुलहुगुरू।

तुरिए तटतटजुयलं, चगणगुरु चित्तलेहात्ति॥ १॥

तटतटद्विकलघुद्विकगुरव आदिद्विके तटतटत्रिकलघुद्विकगुरवः (?)

तुर्ये तटतटद्विकचगुरवश्चित्रलेखेति॥ १॥

ભાવાર્થ—તગણ, ટગણ, તગણ, ટગણબે; લઘુ બે અને ગુરૂ પહેલા અને બીજા પાદમાં આવે. તથા તગણ, ટગણ, તગણ, ટગણત્રેણ, બે લઘુ અને ગુરૂ ત્રીજા પાદમાં હોય અને ચોથા પાદમાં તગણ, ટગણ, તગણ, ટગણ બે, ચગણ અને ગુરૂ આવે એ પ્રકારે ચિત્રલેખા છંદ જાણવો.

અર્થ—હે ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા, હે વિદેહ દેશના રાજા (અથવા ગૃહસ્થાવાસને વિષે રાજા), હે મનુષ્યોમાં શ્રેષ્ઠ, હે મુનિઓને વિષે શ્રેષ્ઠ, હે ઉદય પામેલ શરદ ઋતુના ચંદ્ર જેવા શોભાયમાન મુખવાળા (અથવા ઉદય પામેલ શરદ ઋતુના પૂર્ણ ચંદ્ર જેવા મુખવાળા), હે ગયું છે અજ્ઞાન જેના થકી એવા, હે ટાળ્યા છે (નવા બંધાતા અને બાંધેલા) કર્મરૂપ રજ જેણે એવા, હે ગુણોવડે ઉત્તમ તેજવાળા, (અથવા હે તેજ ગુણવડે ઉત્તમ !) હે મોટા મુનિઓ વડે માપી (જાણી) શકાય નહિ એવું છે સામર્થ્ય જેમનું એવા, હે વિસ્તીર્ણ કુળ ( વંશ ) વાળા, હે ભવભયને તોડનારા, હે અજિતનાથ, તમોને નમસ્કાર કરૂં છું હે જગતને શરણ ભૂત ! મને શરણ ભૂત છો. અથવા હે અજિતનાથ ! તમારા સરણ-સ્મરણને કરનારાને હું નમસ્કાર કરૂં છું ૧૩

### શ્રી શાંતિજિન સ્તુતિ

हे देवदानवेंद्रचंद्रसूरवंद्य ! हृष्टतुष्टज्येष्ठपरमळष्टरूप !

देवदाणविंदचंदसूरवंद हट्ठतुट्ठजिट्ठपरम--लट्ठरूव

હે સુર અસુરના ઇંદ્ર, ચંદ્ર અને સૂર્યને વંદન કરવા યોગ્ય ! } આરોગ્યવંત, પ્રીતિવંત, પ્રશસ્ય અને અત્યંત કાંતિયુક્ત રૂપવાળા !

ध्मातरूप्यपट्टश्वेतशुद्धस्निग्धधवलदंतपंक्ते ! शांते !

धंतरूप्पपट्टसेयसुद्धनिद्धधवल- दंतपंति ! संति !

ધમેલ રૂપાના પાટા જેવી શ્વેત (ઘન), નિર્મળ, સ્નિગ્ધ અને ઉજ્જવલ છે દાંતની પંક્તિ જેમની એવા ! } શાંતિનાથ !

शक्तिकीर्तिमुक्तियुक्तिगुप्तिप्रवर, दीप्ततेजोवृन्द, ध्येय,[1]

**सत्तिकित्तिमुत्तिजुत्तिगुत्तिपवर॥ दित्ततेअवंद धेअ**

શક્તિ, કીર્તિ, નિર્લોભતા, યુક્તિ અને ગુપ્તિવડે શ્રેષ્ઠ ! } દેદીપ્યમાન તેજના સમૂહવાળા ! } ધ્યાન કરવા યોગ્ય !

सर्वलोकभावितप्रभाव ! ज्ञेय ! प्रदिश मम समाधिम् ॥

**सव्वलोअभाविअप्पभाव णेअ, पइस मे समाहिं॥१४॥**

**नारायओ***

સર્વ લોકોએ જાણ્યો છે } પ્રભાવ જેમનો એવા ! } જાણવા યોગ્ય ! આપો મને સમાધિ

---

૧ धेयसव्वलोय પોષણ કરવા યોગ્ય છે સર્વલોક જેનાવડે એવા, भाविअप्पभाव (भावित आत्मभावः) જાણ્યો છે આત્મારૂપ પદાર્થ જેણે એવા (આત્મગુણમાં રક્ત) અને णेय (नेतः) સ્વામિ એમ પણ પદો નીકળે છે.

* આ નારાચક છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—

गुरुलहुचनवगनगणो, चअट्ठनगणो चअट्ठ नगणो य ।
दस चगणा तह नगणो, चगणो गुरुदुन्नि नाराओ ॥ १ ॥
गुरुलघुरूपचनवकं नगणश्चाष्टकं नगणश्चाष्टकं नगणश्च ।
दशचास्तथा नगणश्चगणो गुरुद्वयं नाराचकः ॥ १ ॥

ऽ।। ।ऽ। ।।ऽ ।ऽऽ ऽ।ऽ ऽऽ। ।।। ऽऽऽ } एतेऽक्षरगणाः ।
भ ज स य र त न म }

ભાવાર્થ—ગુરૂ લઘુરૂપ ચગણ નવ, નગણ; ચગણ આઠ, નગણ; ચગણ આઠ અને નગણ; દશ ચગણ તેમજ નગણ, ચગણ, ગુરૂ બે, એ લક્ષણવાળો નારાચક છંદ જાણવો. અહીં નગણ આવ્યો તે અક્ષરમેળનો સમજવો; તે અક્ષર ગણ, ભગણ (ऽ।।), જગણ (।ऽ।), સગણ (।।ऽ), યગણ (।ऽऽ), રગણ (ऽ।ऽ), તગણ (ऽऽ।), નગણ (।।।) અને મગણ (ऽऽऽ) એ આઠ નામના જાણવા.

અર્થ—હે સુરઅસુરના ઇંદ્ર, ચંદ્ર અને સૂર્યને વંદન કરવા યોગ્ય, હે આરોગ્યવંત, પ્રીતિવંત, પ્રશસ્ય અને અત્યંત કાંતિ યુક્ત રૂપવાળા ! હે ધમેલ રૂપાના પાટા જેવી શ્વેત (અથવા શ્રેયસ્ એટલે ઘન–પ્રશસ્ય), નિર્મળ, સ્નિગ્ધ અને ઉજ્વળ છે દાંતની પંક્તિ (બે હાર) જેમની એવા ! હે શક્તિ, કીર્તિ, નિર્લોભતા, યુક્તિ (ન્યાય યુક્ત વચન), અને ગુપ્તિ (મન, વચન અને કાયાને નિયમમાં રાખવા) વડે શ્રેષ્ઠ ! હે દેદિપ્યમાન તેજના સમૂહવાળા ! હે ધ્યાન કરવા યોગ્ય (અથવા જાજ્વલ્યમાન તેજવાળા, વંદન કરવા યોગ્ય, ધ્યાન કરવા યોગ્ય !) હે સર્વ લોકોએ જાણ્યો છે પ્રભાવ જેમનો એવા ! હે જાણવા યોગ્ય ! હે શાંતિનાથ ! મને સમાધિ (ચિત્તની સ્વસ્થતા) આપો ! ૧૪

### શ્રી અજિતજિન સ્તુતિ.

विमलशशिकलातिरेकसौम्यं वितिमिरसूरकरातिरेकतेजसं

**विमलससिकलाइरेअसोमं,वितिमिरसूरकराइरेअतेअं॥**

નિર્મલ ચંદ્રની પ્રભા કરતાં અધિક સૌમ્યતાવાળા, | વાદળા રહિત સૂર્યના કિરણો કરતાં અધિક તેજવાળા

[1]त्रिदशपतिगणातिरेकरूपं धरणिधरप्रवरातिरेकसारं ॥कुसुमलता.

**तिअसवइगणाइरेअरूवं,धरणिधरप्पवराइरेअसारं॥१५॥**

***कुसुमलया**

ઇંદ્ર સમુદાય કરતાં અધિક રૂપવાળા, | મેરૂ પર્વત કરતાં અધિક સ્થિરતા વાળા

---

૧ સર્વ દેવતા મળી પોતાનું રૂપ એકત્ર કરી ભગવંતની ટચલી આંગળી પાસે મૂકે તો સુવર્ણ અને તાંબાના રૂપમાં જેટલો અંતર લાગે તેટલો ભગવંતના અને દેવતાના એકત્ર કરેલ રૂપમાં લાગે

* આ કુસુમલતા છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—

सत्त्वे च सदा अजितं शारीरे च बले अजितं
**सत्ते अ सया अजिअं, सारीरे अ बले अजिअं ॥**
સત્ત્વમાં વળી નિરંતર અજિત શરીર સંબંધી વળી બળમાં અજિત

तपः संयमे च अजितं एष स्तौमि जिनं अजितं
**तव संजमे अ अजिअं, एस थुणामि जिणं अजिअं॥१६॥**
તપ અને સંયમને વિષે અજિત, એ પ્રકારે સ્તવું છું. જિનને અજિત

*भुअगपरिरिंगिअं ( युग्मम् )

અર્થ—નિર્મળ ચંદ્રની પ્રભા કરતાં અધિક સૌમ્યતાવાળા, વાદળાં રહિત સૂર્યના કિરણો કરતાં અધિક તેજવાળા, ઇંદ્રના સમુદાય કરતાં અધિક રૂપવાળા, મેરૂ પર્વત કરતાં અધિક

---

विसमे कलाणछक्कं, समेसु अडगं निरंतरं न हु तं ।
अंते रगणो यगणो, कुसुमलयानामछंदंमि ॥ १ ॥
विषमयोः कलानां षट्कं समयोरष्टकं न चैतन्निरन्तरं ।
अन्त्ये रगणयगणौ कुसुमलतानाम्नि च्छंदसि ॥

ભાવાર્થ--વિષમપદમાં છકળા અને સમ પદમાં આઠ કળા પ્રથમ હોય અને અંતે રગણ અને યગણ કુસુમલતા નામના છંદને વિષે હોય. આઠ કળાની ગણતરી હમેશ માટે સરખી હોતી નથી. આ છંદને ઔપછંદસિક પણ કહે છે.

* આ ભુજંગ પરિરિંગિત છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—

સ્થિરતાવાળા, વળી સત્વ (વ્યવસાય)મા નિરંતર અજિત, ( નહિ જીતાય એવા ) શરીર સબંધી બળમાં પણ અજિત, તપ અને [1]સંયમને વિષે અજિત એવા પ્રકારે હું અજિતનાથ જિનને સ્તવું છુ. ૧૫-૧૬

---

तगणो टगणो लहुगुरु, पगणो टगणो य दुलहुगुरू दुइए ।
एवं चिय पच्छद्धं, भुयंगपरिरिंगियं छंदं ॥ १ ॥

तगणष्टगणो लघुर्गुरुः पगणष्टगणश्च लघुद्विकगुरुर्द्वितीये ।
एवमेव पश्चार्धं भुजंगपरिरिंगितं च्छदः ॥

ભાવાર્થ—પહેલા પાદમા તગણ, ટગણ, લઘુ, ગુરૂ, અને બીજામાં પગણ, ટગણ, લઘુ બે, ગુરૂ હોય એ પ્રકારે પાછલા અર્ધના બને પાદ પણ જાણવા, એ લક્ષણ યુક્ત ભુજંગપરિરિંગિત છદ જાણવો

૧ સયમ સત્તર પ્રકારે છે તે આ પ્રમાણે-પાચ ઇંદ્રિય અને ચાર કપાયનો જય, પાચ અનતનો ત્યાગ અને ત્રણ યોગ (મન, વચન, કાયા)નું નિવર્તન સયમના ૧૭ પ્રકાર બીજી રીતે પણ છે તે આ પ્રમાણે ૧ પૃથ્વીકાય સયમ, ૨ અપ્‌કાય સયમ, ૩ તેઉકાય સયમ, ૪ વાઉકાય સયમ, ૫ વનસ્પતિકાય સયમ, ૬ બેઇંદ્રિય સયમ, ૭ તેઇંદ્રિય સયમ, ૮ ચૌરિંદ્રિય સયમ, ૯ પચેંદ્રિય સયમ, ૧૦ પ્રેક્ષ્ય ( જોવુ ) સયમ, ૧૧ ઉપેક્ષ્ય ( ઉપેક્ષા કરવી ) સયમ, ૧૨ પ્રમાર્જના સયમ, ૧૩ અપહત્ય ( પરઠવવુ ) સંયમ, ૧૪ મન સયમ, ૧૫ વચન સયમ, ૧૬ કાય સયમ અને ૧૭ અજીવ ( ઉપકરણ ) સયમ.

## શ્રી શાંતિજિન સ્તુતિ.

[1]सौम्यगुणैः प्राप्नोति न [2]तं नवशरच्छशी

सोमगुणेहिँ [3]पावइ न तं नवसरयससी ।

સૌમ્ય ગુણવડે પામે ન તે (અજિતનાથને) નવીન શરદઋતુ નો ચંદ્ર

तेजोगुणैः प्राप्नोति न तं नवशरद्रविः

तेअगुणेहिँ पावइ न तं नवसरयरवी ॥

તેજ ગુણવડે પામે ન તેને નવીન શરદઋતુનો સૂર્ય

रूपगुणैः प्राप्नोति न तं त्रिदशगणपतिः

रूवगुणेहिँ पावइ न तं तिअसगणवई ॥

રૂપ ગુણવડે પામે. ન તેને ઇંદ્ર ( દેવ સમુદાયના સ્વામી )

सारगुणैः प्राप्नोति न तं धरणिधरपतिः (कनकाचलः) खिद्यतकम्

सारगुणेहिँ पावइ न तं धरणिधरवई॥१७॥खिज्जिअयं

સ્થૈર્ય ગુણવડે પામે. ન તેને મેરૂપર્વત

---

૧ ચંદ્ર, સૂર્ય, ઇંદ્ર અને મેરૂપર્વત પોતાના સૌમ્યતા, તેજ, રૂપ અને સ્થૈર્ય ગુણવડે કરીને ભગવંતના સૌમ્યતા આદિગુણની સમાનતા પ્રાપ્ત કરી શકતા નથી એટલે કે ભગવંતના ગુણો અધિકતર છે.

૨ અહી तत् શબ્દે પૂર્વોક્ત અજિતનાથ લીધા છે. પરંતુ હવે પછી કહેવાના શાંતિનાથ લેવા એમ વૃદ્ધો કહે છે કેમકે અજિતનાથની સ્તુતિ આવાજ ગુણોવડે પ્રથમ કરાઇ ગઇ છે તેમજ तत् શબ્દનો અર્થ वक्ष्यमाण પણ કરી શકાય છે.

૩ पामइ એવો પાઠ હોય ત્યાં પણ प्रामति ગત્યર્થક હોવાથી એ-યોજ અર્થ થાય છે.

* આ ખીદ્યતક છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—

અર્થ—સૌમ્ય ગુણવડે નવીન શરદ ઋતુનો ચદ્ર તે (અજિતનાથ)ને પામી ન શકે, તેજ ગુણવડે નવીન શરદ ઋતુનો સૂર્ય તેને પહોચે નહિ, રૂપ ગુણવડે ઇદ્ર તેને પહોચે નહિ અને સ્થૈર્ય ગુણવડે મેરૂ પર્વત તેને પહોચે નહિ અર્થાત્ તેની સમાન થઈ શકે નહી' ૧૭

तीर्थवरप्रवर्तक तमरजोरहितं

'तित्थवरपवत्तयं तमरयरहियं ।

શ્રેષ્ઠ તીર્થના પ્રવર્તક, અજ્ઞાન અને કર્મરજથી રહિત

धीरजनस्तुतार्चितं च्युतकलिकालुष्यं

धीरजणथुअच्चिअं चुअकलिकलुसं ॥

બુદ્ધિવાન પુરૂષોવડે સ્તુતિ કરાયેલ અને પૂજાયેલ } ગયા છે વૈર અને મલિનતા જેના એવા

---

भरनभनगणलहुगुरु,सव्वपएसु तहा जई दसमे ।
सव्वंतक्खरजमियं, छंदं खिज्जियपनामं त ॥ १ ॥

भरनभना लघुर्गुरुश्च सर्वपदेषु तथा यतिर्दशमे ( दशमेऽक्षरे विश्रामः)
सर्वपादेष्वन्त्याक्षरयमकित तत्खिद्यतकनामच्छंदः ॥

ભાવાર્થ—ભગણ, રગણ, નગણ, ભગણ, નગણ, લઘુ અને ગુરૂ સર્વ પદમા હોય તેમજ દશમે અક્ષરે વિશ્રામ કરવો સર્વ પદના અન્ત્યાક્ષર યમકવાળા હોય તે ખિદ્યતક નામનો છદ જાણવો એને વંશપત્રપતિત પણ કહે છે

૧ तित्थयर એવો પાઠ પણ છે ત્યા तीर्थंतर એટલે પ્રકૃષ્ટ તીર્થ એવો અર્થ થાય છે

शांतिसुखप्रवर्त्तकं त्रिकरणप्रयतः

**संतिसुहपवत्तयं[1] तिगरणपयओ ।**

મોક્ષ સુખના પ્રવર્તક, મન વચન કાયાએ સાવધાન છતો

शांतिं अहम् महामुनिं शरणमुपनमे ॥ ललितकम्

**संतिमहं महामुणिं सरणमुवणमे ॥१८॥ *ललिअयं**

શાંતિનાથને હું મહાજ્ઞાનીને શરણે જાઉં છું.

**અર્થ**—શ્રેષ્ઠ તીર્થ ( ચતુર્વિધ સંઘ ) ના પ્રવર્તક, અજ્ઞાન અને કર્મ ( બાંધેલા અને નવા બંધાતા ) રજથી રહિત (અથવા તમો અને રજોગુણથી રહિત ), પંડિત પુરૂષોવડે વાણીથી સ્તુતિ કરાયેલ અને પૂષ્પાદિવડે પૂજાયેલ, ગયાં છે વૈર ( કલહ ) અને મલિનતા જેનાં એવા, મોક્ષ સુખના પ્રવર્તક અને મહા જ્ઞાની ( સર્વજ્ઞ ) શાંતિનાથને, મન વચન કાયાએ કરી સાવધાન ( પવિત્ર ) થયો છતો હું શરણે જાઉં છું. ૧૮

---

૧ **शांतिसुखप्रवृत्तदं** શાંતિ સુખને માટે પ્રવર્તનાર (સંયમી) તે પાલન કરનારા એવો પણ અર્થ થાય છે.

* આ **લલિતક** છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—

टगणचउक्कं लहुगुरु, पायतिए टगण तगण टगणदुगं ।

लहुगुरुतुरिए जाणह, ललिययनामं च छंदंमि ॥ १ ॥

टचतुष्कं लघुर्गुरुश्च पादत्रिके टतटद्विकं ।

लघुर्गुरुस्तुर्ये जानीहि ललितकनाम च च्छंदः । १ ।

**ભાવાર્થ**:—ટગણ ચાર, લઘુ, ગુરૂ એમ ત્રણ પાદમાં આવે અને ટગણ, તગણ, ટગણ બે, લઘુ, ગુરૂ, ચોથા પાદમાં લલિતક નામે છંદને વિષે જાણવા.

## શ્રી અજિતજિન સ્તુતિ

विनयावनतशिरोरचिताञ्जलिऋषिगणसंस्तुतं स्तिमित[1]

विणओणयसिररइअंजलिरिसिगणसंथुअं थिमिअं ।

વિનયવડે નમેલા મસ્તકને વિષે જોડી છે અંજલી જેણે } નિશ્ચળ.
એવા ઋષિ સમુદાયવડે રૂડે પ્રકારે સ્તુતિ કરાયલા }

विबुधाधिपधनपतिनरपतिस्तुतमहितार्चितं बहुशः

विबुहाहिवधणवइनरवइथुअमहिअच्चिअं बहुसो ॥

ઇંદ્ર, કૂબેર અને ચક્રવર્તી વડે સ્તવાયેલા, નમન કરાયેલા } ઘણીવાર
અને પૂજાયેલા }

अचिरोद्गतशरद्दिवाकरसमधिकसत्प्रभ तपसा

अइरुग्गयसरयदिवायरसमहिअसप्पभ तवसा ।

તત્કાળ ઉગેલ શરદ ઋતુના સૂર્ય કરતાં અત્યંત અધિક } તપવડે
શોભનિક કાંતિવાળા }

गगनांगणविचरणसमुदितचारणवंदित शिरसा

गयणंगणवियरणसमुइअचारणवंदिअं सिरसा ॥१९॥

*किसलयमाला

આકાશને વિષે વિચરવાવડે એકઠા થયેલ ચારણમુનિ } મસ્તકવડે
ઓવડે વંદાયેલા }

---

૧ મનના શુભ અશુભ વિકલ્પરહિત હોવાથી તરંગ વિનાના સમુદ્રજેવા નિશ્ચલ
૨ વિબુધ એટલે પંડિત-સારા કવિ તેના અધિપ એવો અર્થ પણ થાય છે
* આ કિસલયમાલા નામે છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—

असुरगरुड(सुवर्णकुमार)परिवंदितं किन्नरोरगनमस्यितम्

असुरगरुलपरिवंदिअं, किन्नरोरगनमंसिअं ।

અસુર કુમાર, સુવર્ણકુમાર વગેરે ભવનવાસી દેવોવડે સમસ્ત પ્રકારે વંદાયેલા | કિન્નર અને મહોરગ વગેરે વ્યંતર દેવોવડે નમસ્કાર કરાયેલા

देव[1] कोटीशतसंस्तुतं, श्रमणसंघपरिवंदितं ॥ सुमुखं

देवकोडिसयसंथुअं,समणसंघपरिवंदिअं॥२०॥*सुमुहं

સેંકડો કોટી વૈમાનિક દેવવડે સ્તુતિ કરાયેલા | શ્રમણ સંઘવડે સમસ્ત પ્રકારે વંદાયેલા

---

टप्पणगं जलहुगुरू, पत्तेयं सत्तवीसमत्ताओ ।

किसलयमालाछंद, जाणह छंदंमणुदिट्ठं ॥ १ ॥

टपञ्चकं जगणो लघुगुरुश्च प्रत्येकं सप्तविंशतिमात्राः ।

किशलयमालानामच्छंदस्युद्दिष्टं च्छंदः । १ ।

ભાવાર્થઃ—ટગણ પાંચ, જગણ (।ऽ।), લઘુ અને ગુરૂ પ્રત્યેક પાદમાં આવે અને સત્તાવીશ માત્રા હોય, એ પ્રકારે કિસલયમાલા નામના છંદને વિષે છંદનો ઉદ્દેશ જાણવો.

1 જઘન્યથી પણ એક ક્રોડ દેવતા ભગવંતની સેવામાં હોય છે.

* આ સુમુખ છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—

लहुचदुगटगणलहुगुरु, तदुगं लगुरुपगणटलहुगुरुगा ।

चदुगं टगणो लहुगुरु, तेरकलं सव्वओ सुमुहछंदं ॥ १ ॥

लघुरूपचाद्विकं टगणो लघुर्गुरुश्च तद्विकं लघुर्गुरुः पटलघुगुरवः ।

चाद्विकं टगणो लघुर्गुरुश्च त्रयोदशमात्राः सर्वेषु सुमुखच्छंदः ।१।

ભાવાર્થઃ—લઘુવાળા ચગણ બે, ટગણ, લઘુ અને ગુરૂ;

अभयं अनघं, अरत अरुजं

**अभयं अणहं, [1]अरयं अरुयं ।**

અભય, [2]પાપરહિત, અનાસક્ત, રોગરહિત,

अजितं आजितं प्रयतः प्रणमामि ॥ विद्युद्विलसितं

**अजियं अजिअ, पयओ पणमे ॥२१॥*विज्जुविलसिअं**

અજિત, અજિતનાથને આદરવડે નમું છું **(त्रिभिर्विशेषकम्)**

અર્થ—વિનયવડે નમેલા મસ્તકને વિષે જોડી છે અંજળી જેણે એવા ઋષી સમુદાયવડે રૂડે પ્રકારે સ્તુતિ કરાયેલા, નિશ્ચળ, ઇંદ્ર કૂબેર ( ઉપલક્ષણથી ચારે લોકપાલ ) અને ચક્રવર્તિ આદિ વડે ઘણીવાર વચનવડે સ્તુતિ કરાયેલા, પ્રણામાદિવડે નમન કરા-

---

તગણ બે, લઘુ અને ગુરૂ, પગણ, ટગણ, લઘુ અને ગુરૂ, ચગણ બે, ટગણ, લઘુ અને ગુરૂ એ પ્રમાણે ચારે પાદ અનુક્રમે જાણવા સર્વ પાદમા તેર તેર માત્રા હોય તે સુમુખ છંદ જાણવો

[1] અરજ કર્મરજ રહિત એવો અર્થ પણ થાય છે.

[2] पाशयति-मलिनयति तत् पाप આત્માને મલિન કરે તે પાપ.

* આ વિદ્યુદ્વિલસિત છંદનું લક્ષણ આ પ્રમાણે જાણવું—

दुलहुगुरुदुलहुगुरु पत्तेय विज्जुविलसिय छंदं ।

लघुद्विकं गुरुर्लघुद्विकं गुरुश्च प्रत्येकं विद्युद्विलसितं छंदः ।

ભાવાર્થ—બે લઘુ અને એક ગુરૂ, બે લઘુ અને એક ગુરૂ એમ દરેક પદમા હોય તે વિદ્યુદ્વિલસિત છંદ જાણવો.

ચેલા અને પૂષ્પાદિવડે પૂજાયેલા, તપવડે તત્કાળ ઉદય પામેલ શરદ ઋતુના સૂર્ય કરતાં અત્યંત અધિક શોભનિક કાંતિવાળા, આકાશને વિષે વિચરવાવડે એકઠા થયેલા ચારણ મુનિઓ ( જંઘા ચારણ અને વિદ્યાચારણ[1] ) વડે મસ્તકવડે વંદાયેલા; અસુરકુમાર સુવર્ણકુમાર વગેરે ભવનવાસી દેવોવડે સમસ્ત પ્રકારે વંદાયેલા, કિન્નર અને મહોરગ વગેરે વ્યન્તર દેવોવડે નમસ્કાર કરાયેલા, સેંકડો કોટી વૈમાનિક દેવવડે સ્તુતિ કરાયેલા, શ્રમણસંઘ ( અથવા સાધુ સમુદાય ) વડે સમસ્ત પ્રકારે વંદાયેલા; ભયરહિત, પાપરહિત, આસક્તિ ( વિષયવાસના ) રહિત, રોગરહિત અને અજિત ( બાહ્ય અને અભ્યંતર શત્રુવડે ) એવા અજિતનાથને આદરવડે હું પ્રણામ કરૂં છું. ૧૯-૨૦-૨૧

## શ્રી શાંતિ જિન સ્તુતિ.

आगताः वराविमानादिव्यकनक-
**आगया वरविमाणदिव्वकणग-**
આવેલા, શ્રેષ્ઠ વિમાન, મનોહર સુવર્ણમય-

रथतुरंगसंघातशतैः शीघ्रं
**रहतुरयपहकरसएहिं हुलिअं ।**
રથ અને અશ્વના સમૂહના સેંકડો વડે કરી, શીઘ્ર

ससंभ्रमावतरणक्षुभितलुलितचल-
**ससंभमोअरणखुभिअलुलियचल-**

---

૧ ચારણ મુનિ મુખ્ય બે પ્રકારના છે-જંઘાચારણ અને વિદ્યા-ચારણ. એ શિવાય બીજા પણ અનેક પ્રકારના ચારણ મુનિઓ જ્યોતિરશ્મી ચારણ વિગેરે **શ્રીપ્રવચનસારોદ્ધારાદિમાં** બતાવેલા છે.

कुडलांगदकिरीटशोभमानमौलिमालाः || वेष्टकः ||

कुंडलंगयतिरीडसोहंतमउलिमाला ॥२१॥*वेढ्ढओ

ઉતાવળે આકાશ થકી ઉતરવા વડે ક્ષુભિત ચિત્તવાળા છતે ડોલતા ચચળ કુંડળ બાજુબંધ અને મુકુટ તથા શોભતી છે મસ્તકની માળા જેમની એવા,

यं सुरसंघाः सासुरसंघाः वैरविमुक्ताः भक्तिसंयुक्ताः

जं सुरसंघा सासुरसंघा वेरविउत्ता भत्तिसुजुत्ता ।

જે (ભગવંત)ને, દેવ સમુદાય, અસુરના સમૂહે કરી સહિત } વૈર રહિત, ભક્તિવડે સહિત

आदरभूषित—संभ्रमपिंडित—सुष्टुसुविस्मित—सर्वबलौघाः

आयरभूसिय संभमपिंडिअ-सुट्ठुसुविम्हिय सव्वबलोघा

આદરવડે શોભિત, ઉતાવળે એકત્ર થયેલ અને અતિશય વિસ્મિત થયેલ છે સર્વ જાતના કટક સમૂહ જેમના એવા

---

* આ વેષ્ટક નામા ૭૬ છે તે પ્રથમના વેષ્ટકો કરતા જુદો સમજવો તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—

तदुटचउतटो (ट) ततिगं, लगुरुपटदुन्निदुगुरुगा वेढो ।

तद्विकटचतुष्कतटाः (ट) तत्रिकं लघुर्गुरुः पटद्विकं गुरुद्वयं वेष्टकः

ભાવાર્થ—તગણ બે, ટગણચાર, તગણ, ટગણ, તગણ ત્રણ, લઘુ, ગુરૂ, પગણ, ટગણ બે અને ગુરૂ બે હોય, તે વેષ્ટક ૭૬ જાણવો.

उत्तमकांचनरत्नप्ररूपित—भास्वरभूषणभास्वरितांगाः

**उत्तमकंचणरयणपरूवियभासुरभूसणभासुरिअंगा ।**

શ્રેષ્ઠ સુવર્ણ અને રત્નવડે વિશેષરૂપ યુક્ત કરેલા દેદિપ્યમાન આ-
ભુષણોવડે શોભાયમાન છે અંગો જેમના એવા

गात्रसमवनत—भक्तिवशागत—प्रांजलिप्रेषितशीर्षप्रणामाः ॥रत्नमाला॥

**गायसमोणयभत्तिवसागयपंजलिपेसियसीसपणामा**
**॥ २३ ॥* रयणमाला**

શરીરવડે નમેલા, ભક્તિને લીધે આવેલા અને અંજલી વડે કર્યો
છે મસ્તકે પ્રણામ જેણે એવા

वंदित्वा स्तुत्वा ततः जिनं त्रिगुणमेव च पुनः [1]प्रदक्षिणम्

**वंदिऊण थोऊण तो जिणं, तिगुणमेव य पुणो पयाहिणं।**

વાંદીને, સ્તુતિ કરીને પછી જિનને ત્રણ વખતજ વળી ફરી પ્રદ-
ક્ષિણા કરીને

---

* આ રયણમાળા છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—

पढमे टदुगुरु एवं, सेसेसु टसत्तगुरुदुगं अंति ।
पत्तेयं बत्तीसं, मत्ताओ रयणमालाए ॥ १ ॥
प्रथमे टो गुरुद्विकं चैवं शेषेषु टसप्तकं गुरुद्विकं चांते ।
प्रत्येकं द्वात्रिंशन्मात्रा रत्नमालायाम् । २ ।

ભાવાર્થઃ—પહેલા પાદમાં ટગણ અને બે ગુરૂ એમ ચાર વખત આવે અને બાકીના પાદમાં સાત ટગણ અને અંતે બે ગુરૂ હોય. પ્રત્યેક પાદ બત્રીશ માત્રાવાળો રયણમાળા છંદમાં હોય.

१ પ્રદક્ષિણા કરાયેલ છે જેને–પ્રદક્ષિણા કરાયેલા એવા ભગવંત એ પ્રકારે ભગવંતનું વિશેષણ લેવાથી અર્થ થાય છે. અહીં कृत्वा અધ્યાહાર છે.

प्रणम्य च जिनं सुरासुराः

पणमिऊण य जिणं सुरासुरा,

પ્રણામ કરીને વળી જિનને સુરઅસુર

प्रमुदिताः स्वभवनानि ततः गता ॥ क्षिप्तकं

पमुइआ सभवणाइँ तो गया ॥ २४ ॥*खित्तयं

આનંદિત થયેલા, પોતાના ભવન, પછી, ગયા.

तं महामुनिमहमपि प्रांजलिः रागद्वेषभयमोहवर्जितम् ।

तं महामुणिमहंपि पंजली, रागदोसभयमोहवज्जियं ।

તે, મહામુનિઓ છે શિષ્ય જેમના એવા } હું પણ, અંજલી કરીછે જેણે એવો } રાગ, દ્વેષ, ભય અને મોહથી રહિત

देवदानवनरेंद्रवंदितं शांतिमुत्तममहातपसं नमामि

खित्तयं*

देवदाणवनरिंदवंदिअं, संतिमुत्तममहातवं नमे ॥२५॥

દેવ, દાનવ અને રાજાઓવડે વંદાયેલા, } શાંતિનાથને, શ્રેષ્ઠ અને વિશાળ તપવાળા, } નમું છું.

---

* આ ક્ષિપ્તક છંદ છે તેનુ લક્ષણ આ પ્રકારે જાણવું—

पगणो टदुगं गुरुगो, पत्तेयं खित्तयमि छंदंमि ।

पटद्विकगुरवः प्रत्येकं क्षिप्तके च्छंदसि ।

ભાવાર્થ—પગણ, ટગણ બે અને ગુરૂ દરેક પાદમા ક્ષિપ્તક છંદમા હોય

* આ ક્ષિપ્તક છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—

मणिकांचनप्रशिथिलमेखलाशोभितकटीश्रोणीतटाभिः
मणिकंचणपसिढिलमेहलसोहिअसोणितडाहिं ॥
મણિ અને સુવર્ણની વિશેષશિથિલ મેખલાવડે શોભાયમાન છે
કટી પ્રદેશ જેનો એવી

वरकिंकिणीनूपुरसत्तिलकवलयविभूषणाभिः
वरखिंखिणिनेउरसतिलयवलयविभूसणिआहिं ।
શ્રેષ્ઠ ઘુઘરીઓ, ઝાંઝર, સુંદર તિલક અને કંકણવડે વિશેષ સુશો-
ભિત એવી

रतिकरचतुरमनोहरसुंदरदर्शनिकाभिः ॥ चित्राक्षरा
रइकरचउर[1]मणोहरसुंदरदंसणिआहिं ॥२१॥ चित्तक्खरा*
પ્રીતિ કરનારૂં, ચતુરજનના મનને હરનારૂં અને સુંદર છે દર્શન
જેનું એવી

---

१ मनोघर મનને અન્યત્ર ગમનનો નિષેધ કરવાથી મનને અટકા-
કાવનાર એવો પણ અર્થ થાય છે.

* આ ચિત્રાક્ષરા છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—

टप्पणगं दोन्निगुरू, पढमे तुरिए य टछगगुरुएगो ।
दुतिए चउपयजमियं, जाणइ चित्तक्खरं छंदं ॥ १ ॥
टपञ्चकं गुरुद्वयं प्रथमे तुर्ये च द्वितीयतृतीये च टषट्कं
गुरुश्चैकश्चतुष्पद्यां यमकितं च्छंदो विद्धि चित्राक्षरामिति

ભાવાર્થ—પહેલા અને ચોથા પાદમાં પાંચ ટગણ અને
બે ગુરૂ આવે તથા બીજા ત્રીજા પાદમાં છ ટગણ અને એક
ગુરૂ હોય, ચારે પાદમાં યમકવાળો હોય તે ચિત્રાક્ષરા છંદ જાણવો.

देवसुंदरीभिः पाद ( किरण ) वृंदिकाभिः
देवसुदरीहिँ पायवंदिआहिँ
દેવાંગનાઓવડે, કિરણોના સમૂહવાળી
वंदितौ च यस्य तौ सुविक्रमौ क्रमौ आत्मनः
वंदिआ य जस्स ते सुविक्कमा कमा । अप्पणो
વંદાયેલા વળી જેના તે રૂડી ગતિવાળા ચરણો પોતાના
ललाटकैः मंडनरचनाप्रकारकैः कैः कैः अपि
निडालएहिँ मंडणोड्डणप्पगारएहिँ केहिँ केहिँ वी॥
લલાટવડે,આભુષણની રચનાના પ્રકારોવડે, કેવા કેવા પ્રકારો વડે
अपांगतिलकपत्रलेखनामकैः दीप्यमानैः संगतांगकाभिः
अवंगतिलयपत्तलेहनामएहिँ चिल्लएहिँसंगयंगयाहिँ।
અપાંગ, તિલક,પત્રલેખ નામના,દેદિપ્યમાન,મળ્યાછે અંગો જેના એવી
भक्तिसंनिविष्टवंदनागताभिः भवन्ति
भत्तिसन्निविट्ठवंदणागयाहिँ हुंति
ભક્તિવડે વ્યાપ્ત વંદન કરવાને આવેલી, છે.
तौ वंदितौ पुनः पुनः ॥ नाराचकः
ते वंदिआ पुणो पुणो ॥ *नारायओ ॥ २७ ॥
તે વંદાયેલા ફરી ફરી

---

* આ ગીત નારાચક છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું —

तमहम् जिनचंद्रं अजितं जितमोहम् । धुतसर्वक्लेशं

**तमहं जिणचंदं, अजिअं जिअमोहं। धुयसव्वकिलेसं,**

તેને, હું જિનચંદ્રને અજિત જિત્યો છે મોહ જેણે એવા, | ટાળ્યા છે સર્વ દુઃખો જેણે એવા

प्रयतः प्रणमामि ॥ नंदितकं

**पयओ पणमामि॥२९॥ नंदिअयं* (चतुर्भिः कलापकं)**

આદર સહિત, નમસ્કાર કરૂં છું.

**અર્થ:**—આકાશના અંતરાલે વિચરનારી, મનોહર હંસીની પેઠે ગમન કરનારી, પુષ્ટ કટી પ્રદેશ અને સ્તનવડે શોભાયમાન,

---

चगणेगारसगुरुगो, चउदस चगणा य नगण सोलस चा।
टगणो चगणा तिन्निउ, अवरं नारायछंदगं जाण ॥ १ ॥
एकादशचगणा गुरुश्चतुर्दशचगणा नगणः षोडशचगणाष्टगण-
स्त्रयश्चगणा इत्यपरं नाराचकच्छंदो विद्धि ॥

**ભાવાર્થ:**—અગ્યાર ચગણ, ગુરૂ, ચૌદ ચગણ, નગણ, સોળ ચગણ, ટગણ, ત્રણ ચગણ એ પ્રકારે બીજા નારાચક છંદમાં જાણવું.

* આ નંદિતક છંદનું લક્ષણ આ પ્રમાણે જાણવું.—

दुलहुगुरु दुलहुगुरु गुरू य सव्वेसु नंदियं छंदं।
लघुद्वयं गुरुर्लघुद्वयं गुरुर्गुरुश्च सर्वेषु (पादेषु) नंदितं छंदः॥

**ભાવાર્થ:**—બે લઘુ, ગુરૂ, બે લઘુ, ગુરૂ અને ગુરૂ સર્વ પાદમાં આવે તે નંદિતક છંદ જાણવો.

સંપૂર્ણ (ખીલેલા) કમળના પત્ર જેવા લોચન (નેત્ર) વાળી, મ્હોટા અને ગાઢ સ્તનના ભારવડે વિશેષે નમેલા છે ગાત્ર (શરીર) જેના એવી, મણિ અને સુવર્ણની બનાવેલ વિશેષે શીથીલ (ઢીલી) મેખલા (કંદોરો) વડે શોભાયમાન છે કટી પ્રદેશ જેનો એવી, શ્રેષ્ઠ ઘુઘરીઓ, ઝાંઝર, સુંદર તિલક અને કંકણ (વલય) વડે વિશેષે સુશોભિત એવી, પ્રીતિ કરનારૂં ચતુરજનના મનને હરણ કરનારૂં અને સુંદર છે દર્શન (દેખાવ-રૂપ) જેનું એવી, અલંકારો અથવા શરીરના કિરણોનો સમૂહ છે જેને એવી, આભુષણની રચનાના પ્રકારો વડે તે વળી કેવા કેવા પ્રકારોવડે ? દેદીપ્યમાન અપાંગ (નેત્રને વિષે અંજનની રચના) તિલક અને પત્રલેખ (કસ્તુરી વગેરેની કપોળ સ્થળ ઉપર કરેલી પત્રલેખા) નામ છે જેના એવા-મળેલા છે અંગો જેના એવી, ભક્તિવડે વ્યાપ્ત એવું વંદન કરવાને આવેલી એવી દેવાંગનાઓવડે, પોતાના લલાટે કરીને જે ભગવંતના રૂડી ગતિ (ચાલ) વાળા (અથવા રૂડા પરાક્રમવાળા) તે બે ચરણો વંદાયેલા છે અને વળી તે ફરીથી વંદાયેલા છે, એવા તે જિત્યો છે મોહ (મોહનીય કર્મ) જેણે એવા અને ટાળ્યા છે સર્વ પ્રકારના દુ:ખો અને કષાય જેણે એવા અજિતનાથ જિનચંદ્રને આદર સહિત હું નમસ્કાર કરૂં છું ૨૬-૨૭-૨૮-૨૯.

स्तुतवंदितकस्य  ऋषिगणदेवगणैः

थुअवंदिअयस्सा रिसिगणदेवगणेहिं,

સ્તુતિ કરાયેલા અને વંદન કરાયેલા } ઋષિ સમુદાય અને દેવ સમૂહવડે,

ततः देववधूभिः प्रयतं प्रणतकस्य

तो देववहुहिँ पयओ [1]पणमिअस्सा ।

તે પછી, દેવીઓવડે, સાવધાનપણે, પ્રણામ કરાયેલા

[2]जास्यजगदुत्तमशासनस्य भक्तिवशागतपिंडितकाभिः

जस्सजगुत्तमसासणअस्सा, भत्तिवसागयपिंडिअयाहिं ।

મોક્ષને આપનાર તેથી જગતને વિષે ઉત્તમ છે શાસન જેનું એવા | ભક્તિનાવશે આવવાથી એકત્ર થયેલી

देववराप्सरोभिः बहुकाभिः

देववरच्छरसा बहुआहिं,

નર્તકવાદક શ્રેષ્ઠ દેવ અને નૃત્ય કુશલ દેવાંગનાઓવડે યુક્ત, બહુ;

सुरवररतिगुणपंडितकाभिः || भासुरकं

[3]सुरवररइगुणपंडियआहिं ॥ ३० ॥ *भासुरयं ॥

દેવોની સાથે શ્રેષ્ઠ રતિ ક્રિડારૂપ ગુણને વિષે પંડિતા

---

૧ नमंसियस्सा ( नमस्यितकस्य ) इति पाठान्तरं. ભગવંત સમીપે પ્રથમ ગણધર નમસ્કાર કરે, પછી દેવતા અને પછી દેવીઓ નમસ્કાર કરે તે ક્રમ અહીં દર્શાવ્યો છે.

૨ जसूच् मोक्षणे જસ્ ધાતુ મોક્ષ કરાવવાના અર્થમાં છે તેથી जास्य એટલે મોક્ષ પ્રાપ્ત કરાવવાને શક્તિવાન.

૩ શ્રેષ્ઠ દેવોને પ્રીતિ જે થકી થાય એવા ( સંગિત કુશળતા વગેરે ) ગુણોને વિષે પંડિતા—વિદુષી એવી દેવનર્તકી એવો અર્થ પણ થાય છે.

*આ ભાસુરક છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—

वंशशब्दतंत्रितालमिलिते

**वंससद्दतंतितालमेलिए**

વેણુધ્વની વીણા અને ચપટી પટહાદિ મળે છતે

[1]त्रिपुष्कराभिरामशब्दमिश्रके कृते च

**तिउक्खराभिरामसद्दमीसए कए अ।**

ત્રિપુષ્કર નામે વાજિત્રના મનોહર શબ્દવડે મિશ્રિત કર્યે છતે અને

श्रुतिसमानेन च शुद्धसज्जगीतपादजालघंटिकाभिः

**सुइसमाणेणं अ [2]सुद्धसज्जगीयपायजालघंटिआहिं।**

સાંભળવાનુ સમાન પણ કર્યે છતે } અને, શુદ્ધ તથા અધિક ગુણવાળા ગીતવડે સહિત એવી પગને વિષે જાળના આકારવાળી ઘુઘરીઓવડે ઉપલક્ષિત છતે

---

तगणो पगणो तगणो, टनटतटगणो गुरू पटदु गुरुगो।

बारसटगणा सुजई, भासुरअ जाणमणुपासं ॥ १ ॥

तपनटतटनटगणगुरुपटद्विकगुरुकाः।

टगणा द्वादश सुयतिमानुप्रासं च भासुरकं जानीहि।

ભાવાર્થ—તગણ, પગણ, તગણ, ટગણ, તગણ, ટગણ, તગણ, ટગણ, ગુરૂ, પગણ, બે ટગણ, ગુરૂ, બાર ટગણ એ પ્રકારે સુયતિ અને અનુપ્રાસ સહિત ભાસુરક છંદ જાણવો.

1 એક મુખવાળા અને બે મુખવાળા વાજિંત્ર મટીને ત્રણ મુખવાળુ વાજિંત્ર તે ત્રિપુષ્કર

2 અનુનાસિકાદિ દોષ રહિત શુદ્ધ ઉચ્ચારવાળુ

3 પડહ, મૃદંગ, ઢોલ, ઢક્કા આદિના શબ્દો વડે (सद्द) [illegible] [illegible] सद्द [illegible] [illegible] એવો અર્થ પણ થાય છે

वलयमेखलाकलापनूपुराभिरामशब्दमिश्रके कृते च
**वलयमेहलाकलावनेउराभिरामसद्दमीसए कए अ ॥**
વલય, કંદોરો, કલાપ અને ઝાંઝરના મનોહરશબ્દવડે મિશ્રિતકર્યેછતે અને

[1]देवनर्तकीभिः [2]हाव [3]भाव [4]विभ्रमप्रकारकैः
**देवनट्टिआहिँ हावभावविब्भमप्पगारएहिँ**
દેવનર્તકીઓવડે હાવ, ભાવ અને [5]વિલાસના પ્રકારવાળા

नर्तित्वा [6]अंगहारकैः वंदितौ च यस्य तौ [7]सुविक्रमौ क्रमौ
**नच्चिऊणअंगहारएहिँवंदिआयजस्सतेसुविक्कमाकमा ।**
નૃત્ય કરીને, અંગના વિક્ષેપે કરીને, વંદાયેલાછે, જેનાં, તે, રૂડા પરાક્રમવાળા, ચરણો

तकं त्रिलोकसर्वसत्त्वशांतिकारकं
**तयं तिलोयसव्वसत्तसंतिकारयं**
તે, ત્રણ ભુવનના સર્વ પ્રાણીઓને શાંતિના કરનારા

---

૧ નૃત્યકળામાં કુશળ એવી દેવાંગનાઓ. ૨ મુખની ચેષ્ટાદિ બહુ કામવિકારવાળો અભિપ્રાય. ૩ ચિત્તમાં રહેલ અલ્પ કામવિકારનો અભિપ્રાય. ૪ વાણી, વસ્ત્ર અને ભૂષણ વગેરેનું ભ્રમથી સ્થાન બદલાવું અથવા વિલાસ. ૫ નેત્ર મુખ વગેરેના વિકારી ફેરફાર. ૬ હાથ આંગળી પ્રમુખ અંગના લટકા–અભિનય વડે. ૭ શોભિતો પંડિત જનોનો આચાર જેના સમીપે છે એવા, એવો અર્થ પણ થાય છે.

प्रशांतसर्वपापदोषं एष अहं

**पसंतसव्वपावदोसमेसहं**

વિશેષે શાંત થયા છે સર્વ પાપ અને દોષ જેનાં એવા, આ હું

नमामि शांतिमुत्तमं जिनं ॥ नाराचकः

**नमामि संतिमुत्तमं जिणं ॥ ३१ ॥ नारायओ***

નમું છું. ઉત્તમ શાંતિનાથ જિનને

અર્થ —ઋષિ સમુદાય અને દેવ સમુદાયવડે સ્તુતિ કરાયેલા અને વંદન કરાયેલા, તે પછી દેવીઓવડે સાવધાનપણે પ્રણામ કરાયેલા, અને મોક્ષ આપવાને શક્તિવાન હોવાથી જગતને વિષે ઉત્તમ છે શાસન ( આજ્ઞા ) જેનુ એવા જે ભગવંત તેના રૂડા પરાક્રમવાળા તે બે ચરણકમળો, ભક્તિનાવશે આવવાથી એકત્ર થયેલી, ઘણા નર્તકવાદક શ્રેષ્ઠ દેવ અને નૃત્યકુશળ દેવાગનાઓવડે યુક્ત તથા દેવોની સાથે રતિક્રિડારૂપ ગુણને વિષે પંડિતા ( ડાહી ) એવી દેવનર્તકીઓવડે, વેણુધ્વની ( વાસળીનો

---

* આ અન્ય નારાચક છંદનુ લક્ષણ આ પ્રકારે જાણવુ—

तेरस चगणा नगणो, नवचा नगणो य तीस चा गुरगो ।

चगणट्ठारस एवं, अवरं नारायछंदयं जाण ॥ १ ॥

त्रयोदशचगणा नगणो नवचा नगणश्च त्रिंशचा गुरुश्च ।

अष्टादशचा एवमपरं नाराचच्छंदो जानीहि ॥

ભાવાર્થ —તેર ચગણ, નગણ, નવ ચગણ, નગણ, ત્રીશ ચગણ અને ગુરૂ તથા અઢાર ચગણ એ પ્રકારે બીજો નારાચ છંદ જાણવો

શબ્દ) વીણા અને ચપટી પટહાદિ તાળ ( અથવા કાંસી કર-તાલ વગેરેના તાળ ) મળ્યે છતે, ત્રિપુષ્કરનામા વાજિંત્રના મનોહર શબ્દવડે મિશ્રિત કર્યે છતે, સાંભળવાનું સમાનપણું કર્યે છતે ( સર્વ શબ્દ સાંભળવામાં કાનનું સાવધાનપણું-એકાગ્રતા ), શુદ્ધ તથા અધિક ગુણવાળા ગીતવડે સહિત એવી પગને વિષે જાળના આકારવાળી ઘુઘરીઓવડે ઉપલક્ષિત છતે, વલય (બલીયાં) કંદોરો કલાપ ( એક જાતનું આભરણ ) અને ઝાંઝરના મનોહર, શબ્દવડે મિશ્રિત કર્યે છતે, હાવભાવ અને વિલાસના પ્રકારવાળા અંગના વિક્ષેપે કરીને, નૃત્ય કરીને વંદાયેલા છે જે, તે ત્રણ-ભુવનના સર્વ પ્રાણીઓને શાંતિના કરનાર ( અથવા મોક્ષને આપનાર ) અને વિશેષે શાંત થયા છે સર્વ પાપ ( અશુભકર્મ ) તથા દોષ ( રાગ દ્વેષ મોહ વગેરે ) જેનાં (અથવા જેથી) એવા ઉત્તમ શાંતિનાથ જિનને આ પ્રત્યક્ષ એવો હું નમસ્કાર કરૂં છું. ૩૦-૩૧

छत्रचामरपताकायूपजवमंडिताः

**छत्तचामरपडागजूअजवमंडिआ,**

છત્ર ચામર[1]પતાકા[2]યૂપ અને જવવડે સુશોભિત,

ध्वजवरमगरतुरगश्रीवत्ससुलांच्छनाः

**झयवरमगरतुरयसिरिवच्छसुलंछणा ।**

[3]શ્રેષ્ઠધ્વજ મગર અશ્વ અને [4]શ્રીવત્સ એ શોભાયમાન છે લાંછનો જેને એવા

---

૧ નાની ધ્વજા. ૨ યજ્ઞ સ્તંભ. ૩ સિંહાદિના ચિત્રવાળો મોટો ધ્વજ-
૪ ઉત્તમ પુરૂષના વક્ષ સ્થળ ( છાતી )માં આ લક્ષણ હોય છે કોઈને પ-ગમાં પણ હોવાનો સંભવ છે.

[1]द्वीपसमुद्रमंदर[2]दिग्गजशोभिताः

**दीवसमुद्[3]मंदरदिसागयसोहिया,**

દ્વીપ સમુદ્ર મેરૂપર્વત દિગ્ગજવડે શોભિત,

स्वस्तिकवृषभसिंहरथचक्रवरांकिताः ॥ ललितकम्

**सत्थिअवसहसीहरहचक्कवरंकिया॥२८॥ललिअयं***

સ્વસ્તિક,વૃષભ,સિંહ,રથ અને ચક્રવડે શ્રેષ્ઠ રીતે ચિન્હિત

स्वभावलष्टाः समप्रतिष्ठाः अदोषदुष्टाः गुणैः ज्येष्ठाः

**सहावलट्ठा [4]समप्पइट्ठा,अदोसदुट्ठा गुणेहिँ जिट्ठा।**

સ્વભાવે કરી શોભાયમાન, સરખી ભૂમિને વિષે રહેલા, દોષવડે અદુષ્ટ, [5]ગુણોવડે મોટા

---

૧ જંબુ દ્વીપ વગેરે દ્વીપ અને લવણ સમુદ્ર વગેરે સમુદ્ર જાણવા

૨ મેરૂ પર્વતની આસપાસ ચારે દિશાએ હસ્તિના આકારના કુટો ભદ્રશાળ વનમાં છે તે

૩ મંદિર એવો પાઠ હોય ત્યાં "પ્રાસાદ" એવો અર્થ કરવો.

* આ લલિતક છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—

चगणो टगणचउक्कं, गुरू तहा ललिययं अवरं।

चगणष्टचतुष्कं गुरुश्च तथा ललितकमपरम्।

ભાવાર્થ—ચગણ, ટગણ ચાર તેમજ ગુરૂ દરેક પાદમાં હોય એવા લક્ષણવાળો બીજો લલિતક છંદ જાણવો.

૪ સમપ્રતિષ્ઠા નિરંતર છે પ્રતિષ્ઠા (ખ્યાતિ) જેમની એવા

૫ જ્ઞાન તથા યોગના આદિ અથવા જ્ઞાનદર્શન ચારિત્રાદિ ગુણો

प्रसादश्रेष्ठाः तपसा पुष्टाः

[१]पसायसिट्ठा तवेण पुट्ठा,

નિર્મળતાવડે શ્રેષ્ઠ, તપવડે પુષ્ટ,

श्रीभिः इष्टाः ऋषिभिः जुष्टाः ॥ वानवासिका*

सिरीहिँ इट्ठा रिसीहिँ जुट्ठा ॥ ३२॥ वाणवासिआ

લક્ષ્મી દેવીવડે પૂજિત, મુનિયોવડે સેવાયેલા

ते तपसा धुतसर्वपापकाः सर्व्वलोकहितमूलप्रापकाः

ते तवेण धुअसव्वपावया, सव्वलोअहिअमूलपावया।

તે તપવડે ટાળ્યાં છે સર્વ પાપ જેણે, સર્વ લોકના હિતના મૂળને પ્રાપ્ત કરાવનારા

संस्तुता अजितशांतिपादाः

[२]संथुआ अजिअसंतिपायया,

સ્તુતિ કરાયેલા, અજિત અને શાંતિનાથ પૂજ્ય

---

૧ प्रसातशिष्टाः એટલે ઉત્કૃષ્ટ સુખવાળા શ્રેષ્ઠ પુરૂષો છે જેની સમીપે એવા.

* આ વાનવાસિકા છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું.—

ट चउक्को नवबारसलहुहिं सा वाणवासिया।

टचतुष्कं नवमी द्वादशी च लघुना मात्रा सा वानवासिका ॥

ભાવાર્થ:—ટગણ ચાર તેમાં નવમી અને બારમી માત્રા લઘુ હોય ( દરેક પાદમાં ) તે વાનવાસિકા છંદ જાણવો.

૨ शंस्तुता સુખના કારણભૂત સ્તવન કર્યું છે જેનું એવા.

भवंतु मे शिवसुखानां दायकाः ॥ अपरातिका

हुंतु मे सिवसुहाणं दायया ॥ ३४ ॥ अपरांतिका*

થાઓ ! અને, મોક્ષ સુખના,આપનારા ( त्रिभिर्विशेषकम् )

અર્થ—છત્ર, ચામર, પતાકા, યૂપ અને જવ (લક્ષણો) વડે સુશોભિત, શ્રેષ્ઠધ્વજ, મગર, અશ્વ, અને શ્રીવત્સ એવા શોભાયમાન છે લાછનો જેમને એવા, દ્વીપ, સમુદ્ર, મેરૂપર્વત અને દિગ્ગજ કુટવડે શોભિત, સ્વસ્તિક ( સાથીયો ), વૃષભ, સિંહ, રથ અને ચક્રવડે શ્રેષ્ઠ રીતે ચિન્હિત ( લક્ષણવાળા ), સ્વભાવે ( સહેજે ) કરીને શોભાયમાન, સરખી રીતે ભૂમિઉપર પ્રતિષ્ઠિત, રાગાદિ દોષવડે વિકાર નહિ પામેલા, ગુણોવડે મોટા, નિર્મળતા (રાગાદિ દોષનો નાશ) વડે શ્રેષ્ઠ, તપવડે પુષ્ટ (યુક્ત), લક્ષ્મી દેવીવડે પૂજાયેલા અને મુનિઓવડે સેવાયેલા, તપવડે ટાળ્યા છે સર્વ પાપ ( શુભાશુભ કર્મ ) જેણે એવા, સર્વ લોકના

---

* આ અપરાંતિકા છંદનુ લક્ષણ આ પ્રકારે જાણવું—

अडकलरगणो लहुगुरु, सव्वहि तह वरंतिया होइ ।

अष्टमात्रा रगणो लघुर्गुरुश्च सर्वत्र तथाऽपरान्तिका भवति ॥

ભાવાર્થ—આઠ માત્રા, રગણ ( ऽ।ऽ ), લઘુ અને ગુરૂ સર્વ પાદમા હોય તેવો અપરાંતિકા છંદ જાણવો.

૧ શિવ સુખના દાતાર એવા અજિતનાથ અને શાંતિનાથ પૂજ્ય મને સ્તુતિ કરાયેલા થાઓ અર્થાત્ તેમનુ નિત્ય દર્શન થાઓ એમ પણ અર્થ લઈ શકાય.

હિત ( મોક્ષ ) ના મૂળ ( જ્ઞાન દર્શન ચારિત્ર ) ને પ્રાપ્ત કરાવનારા, રૂડે પ્રકારે સ્તુતિ કરાયેલા તે અજિતનાથ અને શાંતિનાથ પૂજ્યો, મને મોક્ષ સુખના આપનારા થાઓ ! ૩૨-૩૩-૩૪

एवं तपोबलविपुलं स्तुतं मया अजितशांतिजिनयुगलं

**एवं तवबलविउलं, थुअं मए अजिअसंतिजिणजुअलं।**

એ પ્રકારે, તપ સામર્થ્યવડે વિશાલ, } સ્તવ્યું. મેં અજિત અને શાંતિ જિનનું યુગલ

व्यपगतकर्मरजोमलं गतिं गतं शाश्वतीं विपुलं ॥गाथा

**ववगयकम्मरयमलं, गइं गयं सासयं विउलं* ॥३५॥गाहा**

ગયાં છે કર્મરૂપ રજ અને મલ જેનાં એવું, } ગતિને, પ્રાપ્ત થયેલું; શાશ્વતી, વિસ્તિર્ણ

અર્થઃ—એ પ્રકારે તપ સામર્થ્યવડે વિશાલ, ગયાં છે કર્મ રૂપ રજ અને મલ જેનાં એવું, શાસ્વતી અને વિસ્તિર્ણ ( વિપુલ સુખવાળી) ગતિને પ્રાપ્ત થયેલું એવું અજિતનાથ અને શાંતિનાથ જિનનું યુગલ ( જોડું ) મેં સ્તવ્યું. ૩૫

तत् बहुगुणप्रसादं मोक्षसुखेन परमेण अविषादं

**तं बहुगुणप्पसायं, मुक्खसुहेण परमेण [1]अविसायं।**

તે બહુ ગુણના પ્રસાદવાળું. મોક્ષ સુખવડે, ઉત્કૃષ્ટ, વિષાદરહિત

---

* विमलं इति पाठान्तरं.

१ अविसातं ગયું છે સુખ જેનું તે વિસાત અને न विसातं अविसातं સુખ રહિત નહિ અર્થાત્ સુખવાળા એવો અર્થ પણ થાય છે.

नाशयतु मे विषादं करोतु च पर्षदपि च प्रसादं ॥गाथा

**नासेउ मे विसायं,कुणउ अ परिसावि अ प्पसायं॥३९॥**

**गाहा**

નાશ કરો. મારી વિકલતા, કરો અને સભા પણ વળી અનુગ્રહ

અર્થ—જ્ઞાન દર્શનાદિ અનેક ગુણનો પ્રસાદ છે જેને એવું ( અથવા ઘણા પ્રકારની નિર્મળતાવાળું ), ઉત્કૃષ્ટ મોક્ષ સુખવડે વિષાદ ( વિકલતા ) રહિત તે યુગલ, મારા વિષાદ ( અથવા ચિત્ત દુખ ) ને નાશ કરો અને વળી સભા ( આ સ્તવનને સાંભળનારી સભા ) પણ મારા ઉપર અનુગ્રહ ( કહેલ સ્તવના ગુણનું ગ્રહણ અને દોષના ત્યાગરૂપ મહેરબાની ) કરો. ૩૯

## અંત્ય મંગળાચરણ.

तत् मोदयतु च नंदिं प्रापयतु च [1]नंदिषेणमभिनंदिं

**तं मोएउ अ नंदिं, पावेउ अ नंदिसेणमभिनंदिं।**

તે હર્ષને આપો અને સમૃદ્ધિ, પ્રાપ્ત કરાવો અને નંદિષેણને સમ
સ્ત પ્રકારે આનંદ

---

૧ આ નંદિષેણ મુનિ શ્રેણિકના પુત્ર કે બીજા કોઇ મહર્ષિ છે તેનો બરાબર નિર્ણય થતો નથી કેટલાક વળી એમ કહે છે કે શ્રી શત્રુંજયની ગુફામાં અજિતનાથ અને શાંતિનાથ વર્ષાઋતુમાં રહેલા હતા તે જગ્યાએ અનુપમ સરોવરની સમીપે અજિતનાથનું ચૈત્ય હતું અને મરૂદેવી ટૂંકની પાસે શાંતિનાથનું ચૈત્ય હતું ત્યાં નેમનાથજીના ગણધર નંદિષેણજીએ અજિતશાંતિ સ્તવનની રચના કરી તેથી તે બન્ને ચૈત્યો પૂર્વાભિમુખ થયા મૂળ ગ્રંથકારે અહીં સુધી રચના કરી છે તેમાં ૩૭ ગાથા અને ૨૪૨૭ અક્ષરો આવે છે બાકીની ગાથાઓ અન્યની કરેલી છે

पर्षदोऽपि च सुखनंदिं मम च दिशतु संयमे नंदिं ॥गाथा
परिसावि अ सुहनंदिं, मम य दिसउ संजमे नंदिं ॥३७॥
गाहा

સભાને પણ સુખસમૃદ્ધિ, મને પણ આપો. સંયમને વિષે આનંદ

અર્થઃ—તે યુગલ ભવ્યજનોને હર્ષ કરાવો અને સમૃદ્ધિ પ્રાપ્ત કરાવો અને નંદિષણને સમસ્ત પ્રકારે આનંદ પ્રાપ્ત કરાવો શ્રોતાજનોની સભાને પણ સુખ સમૃદ્ધિ આપો તથા મને સંયમને વિષે આનંદ આપો ! ૩૭

पाक्षिके चातुर्मासिके सांवत्सरिके अवश्यं भणितव्यः
पक्खिअ चाउम्मासिअ, संवच्छरिए अवस्सभणिअव्वो*
પખ્ખી ચૌમાસી અને સંવત્સરી પ્રતિક્રમણને વિષે, અવશ્ય, ભણવું.
श्रोतव्यः सर्वैः उपसर्गनिवारणः एषः
सोअव्वो सव्वेहिं, उवसग्गनिवारणो एसो ॥३८॥
સાંભળવું સર્વેએ, વિઘ્નનું નિવારણ કરનાર એ (છે.)

અર્થઃ—પખ્ખી પ્રતિક્રમણને વિષે, ચૌમાસી પ્રતિક્રમણને વિષે અને સંવત્સરી પ્રતિક્રમણને વિષે એક જણે ( આ સ્તોત્ર)[1] અવશ્ય ભણવું અને સર્વે જનોએ સાંભળવું. એ સ્તવ વિઘ્નનું નિવારણ કરનાર છે. ૩૮

---

* संवच्छरं राइए अ दिअहे अ इति पाठान्तरम्.

૧ આ સ્તવન એકજ જણે ભણવાનું કહ્યું છે તેનું કારણ એ કે એક સાથે ઘણાના બોલવાથી કોલાહલ થાય તેથી સર્વને ઉપયોગ પૂર્વક સંભળાય નહિ તેથી એક સાથે બોલવાની પદ્ધતિ ઉચિત નથી.

यः पठति यश्च निशृणोति

**जो पढइ जो अ निसुणइ,**

જે ભણે છે, જે વળી સાંભળે છે,

उभयकालमपि अजितशांतिस्तवम्

**उभओकालंपि अजिअसंतिथयं ।**

બને વખતે અજિત શાંતિ સ્તવને

नैव भवन्ति तस्य रोगाः पूर्वोत्पन्ना अपि नश्यन्ति

**नहु हुंति तस्स [1]रोगा, पुव्वुप्पन्ना वि नासंति ॥३९॥**

નજ થાય તેને રોગો, પૂર્વે થયેલા પણ, નાશ પામે છે.

અર્થ—અજિત શાંતિ સ્તવને જે પુરૂષ બને વખત પણ (ઉપલક્ષણથી સવાર, બપોર અને સાંઝ) ભણે છે અને જે સાવધાનપણે સાંભળે છે તેને રોગો હોતા નથી તેમજ પૂર્વે થયેલા પણ નાશ પામેછે ૩૯

यदि इच्छथ परमपदं अथवा कीर्तिं सुविस्तृतां भुवने

**जइ इच्छह परमपयं, अहवा कीर्त्तिं सुवित्थडं भुवणे ।**

જો ઈચ્છો છો મોક્ષ પદને અથવા કીર્તિને, વિસ્તાર પામેલી, ત્રણ ભુવનમાં

---

૧ કાસ, શ્વાસ, ભગદર, કોઢ વગેરે રોગો, અથવા સર્વ પ્રકારની પીડાઓ

तदा त्रैलोक्योद्धरणे जिनवचने आदरं कुरुध्वम् ॥

ता तेलुक्कुद्धरणे, जिणवयणे आयरं कुणह ॥४०॥

તો ત્રણ લોકનો ઉદ્ધાર કરનારા } જિનવચનમાં આદર કરો.

અર્થઃ—જો તમે મોક્ષપદને વાંચ્છતા હો અથવા ત્રણ ભુવનમાં વિસ્તાર પામેલી કીર્તિને ઇચ્છતા હો તો ત્રણ લોકનો ઉદ્ધાર કરનારા જિનવચનને વિષે આદર કરો. ૪૦

॥ ઇતિ અજિતશાંતિસ્તવનં સંપુર્ણમ્. ॥

---

૧ આ ૪૦ ગાથા પ્રસિદ્ધ છે તે સર્વત્ર બોલાય છે, તે શિવાય બીજી બે ગાથાઓ પણ જોવામાં આવે છે તે નીચે મુજબ.

ववगयकालिकलुसाणं, ववगयनिद्धंतरागदोसाणं ।

ववगयपुणब्भवाणं, नमोत्थु ते देवाहिदेवाणं ॥१॥

व्यपगतकलिकलुषेभ्यः व्यपगत निर्ध्यूनरागद्वेषेभ्यः

व्यपगतपुनर्भवेभ्यः नमोऽस्तु तेभ्यो देवाधिदेवेभ्यः

નાશ પામ્યાં છે ક્લેશ અને મલીનતા જેનાં એવા, નિર્મૂળપણે નાશ પામ્યાં છે રાગ દ્વેષ જેના એવા, ગયા છે પુનર્જન્મ જેનાં એવા તે દેવાધિદેવોને નમસ્કાર હો. ૧.

सव्वं पसमइ पावं, पुण्णं वड्ढइ नमंसमाणस्स ।

संपुण्णचंदवयणस्स कित्तणे अजियसंतिस्स ॥ २ ॥

सर्व्वं प्रशाम्यति पापं पुण्यं वर्ध्यते नमस्यमानस्य

संपूर्णचंद्रवदनयोः कीर्त्तने अजितशांत्योः

સંપૂર્ણ ચંદ્રના જેવા મુખવાળા અજિતનાથ અને શાંતિનાથ જિનનું કીર્તન કર્યે છતે વંદન કરનારનાં સર્વ પાપ વિશેષે શાંત થાય છે અને પુન્ય વધે છે. ॥ ૨ ॥

# अथ *भक्तामरस्मरणप्रारंभः

**મંગળ તથા અભિધેય.**

**भक्तामरप्रणतमौलिमणिप्रभाणा–**
ભક્તિમ ત દેવતાઓના નમેલા મુકુટને વિષે રહેલ મણિઓની કાંતિઓને
**मुद्योतकं दलितपापतमोवितानं ॥**
પ્રકાશકરનાર, દલન કર્યોછે પાપરૂપ અ ધકારનો સમુહ જેણે એવા
**सम्यक् प्रणम्य जिनपादयुगं युगादा–**
રૂડે પ્રકારે નમસ્કાર કરીને, તીર્થંકરના ચરણયુગલને, યુગનીઆદિમા
**वालंबनं भवजले पततां जनानाम् ॥ १ ॥**
આધારભૂત, ભવસમુદ્રમાં પડતાં ભવ્યજનોને

---

* આ ભક્તામર સ્તોત્ર, લઘુશાંતિના કર્ત્તા **શ્રીમાનદેવસૂરિની** પાટે આવેલા **શ્રીમાનતુંગ સૂરિએ** રચ્યુ છે સ્તોત્ર રચવાનો હેતુ આ પ્રમાણે જાણવો–શ્રી માલવ દેશમા ઉજ્જયીની નગરીમા શ્રી વૃદ્ધભોજ નામે રાજાની સભામા મયૂર અને બાણ પ્રમુખ ચૌદ વિદ્યામા પ્રવિણ અને ન્યાય, વેદાંત, મીમાંસા, સાંખ્ય, વૈશેષિક, પાતંજલી વિગેરે ષટ્શાસ્ત્રના જાણ, દેવતાની સાન્નિધ્યવાળા અને ગરિષ્ઠ એવા પાચશે પડિતો હતા એકદા મયૂર પડિતે પોતાની પુત્રી જે બાણ પંડિતને પરણાવી હતી તેના ઘર પાસેથી જતા તે દંપતીનો માહોમાહે થતો કલહ સાભળીને મર્મમા હાસી કરી તેથી તેની પુત્રીએ તેને શ્રાપ આપ્યો પુત્રીના શ્રાપથી મયૂર કુષ્ટી થયો પછી તેણે સો કાવ્યવડે સ્તુતિ કરી સૂર્યદેવને પ્રસન્ન કર્યા, સૂર્યે પ્રત્યક્ષ થઇ તેનો કોઢ મટાડ્યો, તેથી તેની ખ્યાતી થઈ તેથી બાણ પડિતે ઇર્ષ્યાને લીધે પોતાના હાથપગ કાપીને સો કાવ્યવડે ચડી દેવીને પ્રસન્ન કરી,

**यः संस्तुतः सकलवाङ्मयतत्त्वबोधा-**

**જે સ્તવાયેલ છે સમસ્ત શાસ્ત્ર રહસ્યના બોધથકી-**

**दुद्भूतबुद्धिपटुभिः सुरलोकनाथैः ॥**

**ઉત્પન્ન થયેલ બુદ્ધિવડે કુશળ, દેવલોકના નાથવડે**

---

ચંડીએ પ્રત્યક્ષ થઇ તેના હાથપગ નવા કર્યા; તેથી તેની પણ વિશેષ ખ્યાતી થઇ. આવા ચમત્કારથી લોકો શિવધર્મની પ્રશંસા કરવા લાગ્યા અને જૈનધર્મની નિંદા કરવા લાગ્યા કે જૈનીઓ ઉદર-નિર્વાહ પૂરતી કષ્ટક્રિયા કરે છે પણ કોઇ ચમત્કારી કવિ કે પંડિત તેમનામાં નથી. એક દિવસે વૃદ્ધભોજ રાજાએ શ્રાવકોને પૂછ્યું કે તમારામાં કોઈ આવા વિદ્યાવાળા છે ? ત્યારે શ્રાવકોએ કહ્યું કે હે સ્વામી ! શ્રીમાન-તુંગ સૂરિ આ વખતમાં મહા પ્રભાવિક છે. તે સાંભળી રાજાએ તેમને બોલાવવાથી તેઓ ત્યાં આવ્યા. પ્રવેશ મહોત્સવ વખતે બ્રાહ્મણોએ ઘીથી ભરેલું કચોળું એક માણસના હાથમાં આપી સૂરિ મહારાજને બતાવ્યું તેથી સૂરિએ એક સળી યાચી લઇને તે ઘીના કચોળામાં મૂકી. આમ કર-વાનું કારણ શ્રાવકોએ પૂછવાથી તેમણે જણાવ્યું કે ધૃતપૂર્ણ કચોળું બતાવી બ્રાહ્મણોએ સૂચના કરી કે કચોળા માંહેનાં ઘીની પેઠે અમારાવડે આ નગરી પૂરી ભરેલ છે તેમાં તમારો અવકાશ નથી. તેથી અમે સળી નાખીને સૂચવ્યું કે જેમ ઘીમાં સળી પ્રવેશ કરે છે તે પ્રમાણે અમારો પણ આ નગરીમાં પ્રવેશ (સમાસ) થશે. હવે એક વખત રાજા પાંચશેં પંડિતો સાથે સભામાં બેઠાછે ત્યાં શ્રીમાનતુંગસૂરિને બોલાવીને પૂછ્યું કે તમારામાં કાંઇ વક્તૃત્વ શક્તિ છે ? ત્યારે સૂરિએ હા પાડવાથી વાદ ચાલ્યો તેમાં જગત્ કર્તૃત્વનું ખંડન કરી સર્વેને નિરૂત્તર કર્યા, ત્યારે રાજાએ કહ્યું કે બાણ મયૂરની પેઠે કોઇ દૈવીશક્તિ હોય તો બતાવો. પછી સૂરિના કહેવાથી તાળાવાળી ૪૨ ( ૪૮ ) બેડીઓ પહેરાવીને એક ઓરડામાં

**स्तोत्रैर्जगत्त्रितयचित्तहरैरुदारैः,**

સ્તોત્રોવડે, ત્રણજગતના ચિત્તને હરણ કરનારાં, ઉદાર

**स्तोष्ये किलाहमपि तं प्रथमं जिनेन्द्रम् ॥ २ ॥**

સ્તવીશ. નિશ્ચે હુ પણ તે પ્રથમ જિનેદ્રને

**અર્થ**—ભક્તિમત દેવતાઓના નમેલા મુકુટને વિષે રહેલ મણિઓની કાતિઓને પ્રકાશ કરનાર, દલન કર્યો છે પાપરૂપ અધકારનો સમુહ જેણે એવા અને [1]યુગની આદિમા ભવ સમુદ્રમા પડતા ભવ્ય જનોને આધારભૂત એવા (પ્રથમ) તીર્થંકરના ચરણ યુગલને રૂડે પ્રકારે નમસ્કાર કરીને, જે ભગવત, સમસ્ત શાસ્ત્રના રહસ્યના જ્ઞાનથકી ઉત્પન્ન થયેલ બુદ્ધિવડે કુશળ એવા ઇંદ્રોવડે, ત્રણ જગતના ચિત્તને હરણ કરનારા અને ઉદાર સ્તોત્રોવડે રૂડે પ્રકારે સ્તુતિ કરાયેલા છે તે પ્રથમ જિનેદ્રને હુ પણ નિશ્ચે સ્તવીશ ૧-૨

---

તેમને પૂર્યા અને દરવાજા મજબુત રીતે બધ કરી તેને સાત તાળા માર્યા અને આજુબાજુ બ્રાહ્મણો તથા પહેરેગીરો રખ્યા પછી માનતુગસૂરિએ **ભક્તામરસ્તોત્ર** રચવા માંડ્યુ એક એક કાવ્ય કહ્તે છતે એક બેડી અને એક તાળુ તૂટતું ગયુ અને દ્વાર તથા તેના તાળા સ્વયમેવ ઉઘડી ગયા આવો ચમત્કાર જોઇ રાજાએ વિસ્મય પામી ગુરૂનુ બહુમાન કર્યું અને તે જૈન શાસનમા પ્રીતિવાળો થયો આ વૃદ્ધગચ્છીય **શ્રીમાનતુંગસૂરિ** શ્રી **વીર** પ્રભુની વીશમી પાટે થયા છે

[1] ધર્મપ્રવર્તનની આદિમા અર્થાત્ ધર્મનો વિચ્છેદ થયા પછી ફરી ધર્મની પ્રવૃત્તિ થાય તે યુગની આદિ જાણવી એટલે ત્રીજા આરાને છેડે.

સ્તોત્ર રચવાનો હેતુ,

**सोऽहं तथाऽपि तव भक्तिवशान्मुनीश !,**

એવો હું તોપણ તારી ભક્તિના વશથકી, હે મુનિના સ્વામી!

**कर्तुं स्तवं विगतशक्तिरपि प्रवृत्तः ॥**

કરવાને સ્તવન ગયેલ છે શક્તિ જેની } પણ, પ્રવૃત્ત થયો છું.
એવો }

**प्रीत्याऽऽत्मवीर्यमविचार्य मृगो मृगेन्द्रं,**

પ્રીતિવડે, પોતાનું બળ નહિ વિચારીને, હરણ, સિંહની

**नाभ्येति किं निजशिशोः परिपालनार्थम् ॥ ५ ॥**

નથીસામેથતો. શું ? પોતાનાં બાલકના, રક્ષણને અર્થે

અર્થઃ—હે મુનીશ ( તત્ત્વને જાણનારા મહર્ષિઓના સ્વામી ) ! એવો ( સ્તોત્ર કરવાને અસમર્થ ) હું છું તો પણ તમારી ભક્તિના વશ થકી ( ભક્તિના આગ્રહથી ) વિશેષે ગઇ છે શક્તિ જેની ( શક્તિ રહિત ) એવો છતો પણ સ્તવન કરવાને હું પ્રવૃત્ત થયો છું. હરિણ, સ્નેહવડે પોતાના બાળકના રક્ષણને માટે પોતાનું બળ નહિ વિચારીને સિંહની સામે શું નથી થતો ( લડવાને શું સન્મુખ નથી જતો ) ? ૫

**अल्पश्रुतं श्रुतवतां परिहासधाम,**

અલ્પશાસ્ત્રને } બહુ શ્રુતોને, હાસ્યનું સ્થાન
જાણનાર }

त्वद्भक्तिरेव मुखरीकुरुते बलान्माम् ॥
તમારીભક્તિજ વાચાળ કરેછે બળાત્કારથી મને
यत्कोकिलः किल मधौ मधुरं विरौति,
જેકારણમાટે,કોયલ નિશ્ચે ચૈત્રમાસમાં મનોજ્ઞ બોલે છે
तच्चारुचूतकलिकानिकरैकहेतुः ॥ ६ ॥
તે, મનોહર આમ્રકલિકાનો સમુહ તેજ એક હેતુ છે

અર્થ—અલ્પ શાસ્ત્રના બોધવાળા અને બહુ શ્રુત (ઘણા શાસ્ત્રને જાણનારા પડિતો) ને હાસ્યનુ સ્થાન એવા મને તમારી ભક્તિજ બલાત્કારથી વાચાળ કરે છે જે કારણ માટે કોયલ નિશ્ચે ચત્ર માસ (વસત ઋતુ) માં મધુર શબ્દ બોલે છે તેનો મનોહર આમ્રકલિકાનો સમુહ તેજ એક હેતુ (કારણ) છે અર્થાત જેમ આબાનો મોર ખાવાથી કોયલ મધુર સ્વર બોલે છે તેમ હુ તમારી ભક્તિરૂપ શક્તિવડે સ્તોત્ર કરીશ ૬

સ્તવના કરવાથી થતો લાભ.

त्वत्संस्तवेन भवसंततिसन्निबद्धं,
તમાગ રૂડા સ્તવનવડે, સંસારની પરંપરાવડે બંધાયેલ
पापं क्षणात्क्षयमुपैति शरीरभाजाम् ॥
પાપ ક્ષણવારમાં ક્ષયને પામેછે. દેહધારીઓનું
आक्रांतलोकमलिनीलमशेषमाशु,
લોકમા વ્યાપ્ત થપેલ, ભ્રમર જેવો કાળો, સમસ્ત, શીઘ્ર

सूर्यांशुभिन्नमिव शार्वरमन्धकारम् ॥ ७ ॥

સૂર્યના કિરણોવડે નાશ } અંધારી રાત્રીથી ઉત્પન્ન થયેલ અંધકાર
પામેલો હોય તેમ }

અર્થઃ—હે ભગવંત ! તમારા રૂડા સ્તોત્રવડે ( ગુણવર્ણનવડે ) દેહધારીઓ ( પ્રાણીઓ ) નું સંસારની પરંપરાવડે બંધાયેલ પાપ ( અશુભ કર્મ ), જેમ વ્યાપ્ત થયેલ છે લોક જેનાથી એવો ( લોકમાં વ્યાપી રહેલો ) અને ભ્રમર જેવો કાળો કૃષ્ણ પક્ષની રાત્રી સંબંધી સમસ્ત અંધકાર, શીઘ્ર સૂર્યના કિરણોવડે નાશ પામે છે, તેમ ક્ષણવારમાં ક્ષયને પામે છે.

### સ્તવન કરવાના હેતુની વિશેષ દ્રઢતા.

मत्वेति नाथ ! तव संस्तवनं मयेद-

માનીને એમ હે નાથ ! તમારૂં સ્તવન મારાવડે આ

मारभ्यते तनुधियाऽपि तव प्रभावात् ॥

આરંભકરાયછે. મંદબુદ્ધિવાળો પણ તમારા પ્રભાવથકી

चेतो हरिष्यति सतां नलिनीदलेषु,

ચિત્તાને હરણ કરશે. સજજનોનાં કમલીનીનાં પત્રને વિષે

मुक्ताफलद्युतिमुपैति ननूदबिन्दुः ॥ ८ ॥

મુક્તાફળની કાંતિને પામે છે. નિશ્ચે પાણીનું ટીપું

અર્થઃ—હે નાથ ! તમારા પ્રભાવવડે તમારૂં આ સ્તોત્ર સજજન પુરૂષોનાં ચિત્તનું હરણ કરશે, એ પ્રકારે મા-

નીને ( જાણીને ) મંદ બુદ્ધિવાળો પણ હું તેનાવડે તમારૂં સ્તોત્ર આરંભ કરાય છે ( રચાય છે ) અર્થાત્ હું તમારૂં સ્તોત્ર રચુંછુ, કેમકે કમલીનીના પત્રને વિષે પડેલ જળબિંદુ નિશ્ચે મુક્તાફળ ( મોતિ ) ની જેવી કાંતિને પામે છે અર્થાત્ કમળ પત્રમાં રહેલ જળબિંદુ કમળના પ્રભાવે મોતી જેવું દેખાય છે તેમ તમારા પ્રભાવવડે કરીને આ સ્તોત્ર સજ્જનોને આનંદકારી થશે ૮

ભગવંતની કથાનું માહાત્મ્ય.

आस्तां तव स्तवनमस्तसमस्तदोषं,

દૂરરહો, તમારૂં સ્તવન, નાશ પામ્યાછે સમગ્ર દોષ જે થકી એવું

त्वत्संकथाऽपि जगतां दुरितानि हंति ॥

તમારી કથા પણ જગતનાં પાપોને હણે છે.

दूरे सहस्रकिरणः कुरुते प्रनैव,

દૂરરહો સૂર્ય કરે છે. પ્રભાજ

पद्माकरेषु जलजानि विकाशन्नांजि ॥ ए ॥

કમળના સમુહવાળા સરોવરને વિષે } કમળોને વિકસ્વર

અર્થ —હે પ્રભુ[1] નાશ પામ્યા છે સમસ્ત દોષ ( રાગ દ્વેષ કષાયાદિ ) જે થકી એવું તમારૂં સ્તવન દૂર રહો, પરંતુ તમારી કથા ( આ ભવ પરભવના ચરિત્રની વાર્તા અથવા

---

૧ ક્રિયાના અર્થવાળુ અવ્યય છે

તમારૂં નામ ) પણ જગતનિવાસી લોકોના પાપોને હણે છે. જેમ-સૂર્ય દૂર રહો પરંતુ તેની કાંતિજ ( અરૂણોદય ) કમળના સમુહવાળા સરોવરને વિષે કમળોને વિકસ્વર કરે છે. ૯

ગુણસ્તુતિનું ફળ.

**नात्यद्भुतं भूवनभूषणभूत ! नाथ !,**

નથી, અતિઆશ્ચર્ય, ત્રણભુવનના આભૂષણ તુલ્ય ! નાથ !

**भूतैर्गुणैर्भुवि भवंतमभिष्टुवंतः ॥**

સત્ય ગુણોવડે, જગતમાં, તમોને, સ્તુતિ કરનારા

**तुल्या भवंति भवतो [1]ननु तेन [2]किं वा,**

સરખા થાય છે. તમારી નિશ્ચે તેવડે શું અથવા

**भूत्याऽऽश्रितं य इह नात्मसमं करोति ॥ १० ॥**

સંપત્તિવડે આશ્રિતને, જે અહીં ન પોતાની તુલ્ય, કરે

**અર્થઃ**—હે ત્રણ ભુવનના આભૂષણ તુલ્ય, હે નાથ ! સત્ય ગુણોવડે કરીને, પૃથ્વીને વિષે તમારી સ્તુતિ કરનારા મનુષ્યો તમારી સરખા થાય છે ( મોક્ષ પામે એટલે તમારી તુલ્ય

---

૧ પ્રશ્નના અર્થમાં પણ વપરાય.

૨ જે પોતાના સેવકને પોતાની સમાન કરે તેજ ખરો સ્વામી જાણવો, બીજા સ્વામી કંઈ ગણતરીમાં નથી; એવો આ લોકમાં પણ વ્યવહાર છે. તો હે ભગવંત ! તમે ખરા સ્વામી છો માટે હું પણ તમારી સ્તવનાવડે તમારા તુલ્ય તીર્થંકરની ઋદ્ધિ પામીશ. એવી યાચના સ્તોત્રકાર કરે છે.

થાય ), તે અતિ આશ્ચર્ય નથી અથવા જે સ્વામી આ લોકને વિષે પણ પોતાના આશ્રિત ( સેવક ) ને લક્ષ્મી વડે પોતાની તુલ્ય ન કરે તેવા ( સ્વામિ ) વડે કરીને શુ ! અર્થાત્ કાઇજ નહિ ૧૦

ભગવદ્દર્શનનું ફળ.

**दृष्ट्वा भवंतमनिमेषविलोकनीयं,**
જોઇને તમોને, એકી નજરે જોવા યોગ્ય એવા
**नान्यत्र तोषमुपयाति जनस्य चक्षुः ॥**
ન બીજે સ્થાને, સંતોષને પામે. મનુષ્યની ચક્ષુ
**पीत्वा पयः शशिकरद्युतिदुग्धसिंधोः,**
પીને પાણીને ચદ્રના કિરણોની કાંતિ જેવા ક્ષીર સમુદ્રના
**क्षारं जलं जलनिधेरशितुं क इच्छेत् ? ॥ ११ ॥**
ખારા પાણીને લવણ સમુદ્રના પીવાને કોણ ઇચ્છે ?

અર્થ—નિમોન્મિષ (મટકુ મારવુ) રહિતપણે જોવા યોગ્ય (એકીટસે-એકી નજરે જોવા યોગ્ય) એવા તમોને જોઇને મનુષ્યની ચક્ષુ બીજે સ્થાને [ અન્ય દેવમા ] સતોષ [ આનદ ] પામતી નથી કેમકે ચંદ્રના કિરણની કાંતિ જેવા [ ઉજ્વળ ] ક્ષીર સમુદ્રના પાણીને પીને લવણ સમુદ્રના ખારા પાણીને પીવાને કોણ ઇચ્છે ? ૧૧

---

૧ ક્ષીર સમુદ્રના નિર્મળ જળ તુલ્ય જિનદેવનુ દર્શન પામીને લવણ સમુદ્રના ખારા પાણી તુલ્ય અન્ય દેવના દર્શનને કોણ વાંછે ? અર્થાત્ કોઈ ન જ ઇચ્છે

ભગવંતના રૂપનું વર્ણન.

**यैः[1] शांतरागरुचिभिः परमाणुभिस्त्वं[2],**

જે શાંતરસના ભાવની છાયાવાળા પરમાણુઓવડે તમે

**निर्मापितस्त्रिभुवनैकललामभूत[3] ! ॥**

નિર્માણ કરાયેલા છો. ત્રણ ભુવનને વિષે અદ્વિતીય તિલક સમાન!

**तावंत एव खलु तेऽप्यणवः पृथिव्यां,**

તેટલાજ (છે) નિશ્ચે તે પણ અણુઓ, જગતમાં

**यत्ते समानमपरं न हि रूपमस्ति ॥ १२ ॥**

જેથી તમારા સરખું બીજું નહિ નિશ્ચે રૂપ છે.

**અર્થઃ**—હે ત્રણ ભુવનને વિષે અદ્વિતીય તિલક [ આભરણ ] સમાન ! શાંત રસના ભાવની છાયાવાળા જે પરમાણુઓવડે તમે નિર્માણ કરાયેલા છો તે પરમાણુઓ પણ જગતમાં નિશ્ચે તેટલાજ છે, જે કારણુ માટે તમારા સમાન બીજું કોઇ રૂપ [ આ જગતમાં ] નિશ્ચે નથી. ૧૨

ભગવંતના મુખનું વર્ણન.

**वक्त्रं क्व ते सुरनरोरगनेत्रहारि,**

મુખ ક્યાં તમારૂં દેવ મનુષ્ય અને ભવનપતિના નેત્રને હરણ કરનારૂં

---

૧ “ શાંત થઇ છે રાગની છાયા ( ઇચ્છારૂપ મોહનીયકર્મ ) જે થકી એવા ” એવો અર્થ પણ થાય છે.

૨ જેની સાથે વિશેષ પ્રીતિ હોય તેને એક વચને બોલાવાય છે.

૩ મસ્તકે ધારણ કરેલી પુષ્પની માળા અથવા તિલક તે **લલામ.**

निःशेषनिर्जितजगत्रितयोपमानम् ॥
સમસ્ત પ્રકારે જીતીછે ત્રણ જગતની ઉપમા જેણે એવું
बिंबं कलंकमलिनं क्व निशाकरस्य,
બિંબ કલંકવડે મલિન ક્યાં ચંદ્રમાનુ
यद्वासरे भवति पांडुपलाशकल्पम् ॥ १३ ॥
જે દિવસે થાય છે [2]પીળાખાખરાના પાન સરખું

અર્થ—દેવ, મનુષ્ય અને ભવનપતિ ( નાગકુમાર ) દેવના નેત્રને હરણુ કરનારૂ [ મોહ પમાડનારૂ ] તથા સમસ્ત પ્રકારે જીતી છે ત્રણ જગતની ઉપમા [ કમળ ચદ્ર દર્પણ આદિ પદાર્થોની ] જેણે એવુ તમારૂ મુખ કયાં ? અને લાછન-કલક-વડે મલિન [ ગ્લાની પામેલુ ] તથા જે દિવસે પીળા ખાખરા-ના પાન સરખુ [ નિસ્તેજ ] થાય છે એવુ ચદ્રમાનુ બિબ કયા ? અર્થાત્ ચદ્ર બિબ કરતાં ભગવતના મુખનુ તેજ અ ત્યત નિર્મળ છે માટે તે ઉપમા સભવે નહિ ૧૩

ભગવંતના ગુણની વ્યાપ્તિ.

संपूर्णमंडलशशांककलाकलाप-
સંપૂર્ણ મંડળવાળો પૂર્ણિમાના ચંદ્રની કળાના સમુહ સરખા

---

૧ એ વસ્તુનો મુકાબલો કરવામા ક્વ શબ્દ મોટુ અતર સૂચવ-નારો છે

૨ ખાખરાનુ પાન પાકવાથી પીળુ પડી જાય છે તેના જેવુ નિસ્તે-જ-ફીકુ

**शुभ्रा गुणास्त्रिभुवनं तव लंघयंति ॥**

ઉજવળ ગુણો ત્રણ ભુવનને તમારા ઉલ્લંઘન કરે છે

**ये संश्रितास्त्रिजगदीश्वर ! नाथमेकं,**

જે આશ્રય કરીને રહેલા છે, ત્રણ જગતના ઈશ્વર ! નાથને એક

**कस्तान्निवारयति संचरतो यथेष्टम् ॥ १४ ॥**

કોણ તેને નિવારણ કરે, વિચરતા સ્વેચ્છાએ

**અર્થઃ**—હે ત્રણ જગતના ઇશ્વર! સંપૂર્ણ મંડળવાળા પૂર્ણિમાના ચંદ્રની કળાના સમુહ સરખા ઉજ્વળ એવા તમારા ગુણો ત્રણ ભુવનને ઉલ્લંઘન કરે છે [ ત્રણ ભુવનને વ્યાપીને રહેલા છે]. કેમકે જે એક ( અદ્વિતીય–સમર્થ ] નાથને આશ્રય કરીને રહેલા છે તેને સ્વેચ્છાએ વિચરતાં કોણ નિવારણ કરી શકે. અર્થાત્ ત્રણે ભુવન ભગવંતના ગુણ ગ્રહણ કરવામાં તત્પર હોય છે. ૧૪

**चित्रं किमत्र यदि ते त्रिदशांगनाभि–**

આશ્ચર્ય શું અહીં જો તમારૂં દેવાંગનાઓવડે

**र्नीतं मनागपि मनो न विकारमार्गम् ॥**

પામેલું કિંચિત્ માત્ર પણ મન નથી વિકારની ચેષ્ટાને

**कल्पांतकालमरुता चलिताचलेन,**

પ્રલયકાળના વાયુવડે, કંપાયમાન થયા છે પર્વતો જેનાથી એવા

**किं मंदराद्रिशिखरं चलितं कदाचित् ॥१५॥**

શું મેરૂપર્વતનું શિખર ચલાયમાન થયેલું, કયારે પણ

**અર્થઃ**—હે દેવ ! દેવાંગનાઓવડે તમારૂં મન જરા પણ વિકારની ચેષ્ટાને પામ્યું નથી તેમાં શું આશ્ચર્ય છે ? કેમકે કં-

પાયમાન થયા છે અન્ય પર્વતો જેનાથી એવા પ્રલયકાળના પવન વડે કયારે પણ મેરૂ પર્વતનુ શિખર ચલાયમાન થયેલું છે ? અર્થાત્ કલ્પાંતકાળનો પવન, અન્ય પર્વતને કંપાવી શકે છે પણ મેરૂને કંપાવી શકતો નથી, તેમ દેવાંગનાઓ હરિહરાદિ અન્યને ક્ષોભ પમાડે છે પણ તમને ક્ષોભ પમાડી શકતી નથી ૧૫

દીપકની ઉપમાની વ્યર્થતા.

**निर्धूमवर्त्तिरपवर्जिततैलपूरः,**

ધુમાડા અને વાટ રહિત, ત્યાગ કર્યો છે તેલનો પૂર જેણે

**कृत्स्नं जगत्त्रयमिदं प्रकटीकरोषि ॥**

સમગ્ર ત્રણ જગતને આ પ્રકટ કરો છો.

**[1]गम्यो न जातु मरुतां चलिताचलानां,**

જવા યોગ્ય નથી કદાપિ પવનોને ચલાયમાન થયા છે પર્વતો જે થકી એવા

**दीपोऽपरस्त्वमसि नाथ ! जगत्प्रकाशः ॥ १६ ॥**

દીપક અપૂર્વ તમે છો. હે નાથ ! જગત્ પ્રસિદ્ધ

અર્થ —હે નાથ ! દ્વેષરૂપ ધુમ્ર અને કામદશા[3] રૂપી વાટ

---

૧ પરાભવ કરવાને શક્ય-વશવર્ત્તિ

૨ લૌકિક દીપક ( દીવા ) થી અન્ય સ્વરૂપવાળો બીજો લોકોત્તર દીપક

૩ કામની દશ અવસ્થાઓ છે તે આ પ્રમાણે જાણવી-૧ કામની ઈચ્છા ૨ મેળવવાની ચિંતા. ૩ સ્મરણ ૪ ગુણ કીર્તન ૫ ઉદ્વેગ ૬ પ્રલપન-જેમ તેમ બોલવુ ૭ ઉન્માદ ૮ અંગદાહ વગેરે વ્યાધિનો સંભવ ૯ જડતા અને ૧૦ મરણ ( કામની પ્રાપ્તિ નહિ થવાથી મરવા તૈયાર થાય )

રહિત, ત્યાગ કર્યો છે સ્નેહ પ્રકાશરૂપ તેલનો પૂર (તેલનું પૂરવું) જેણે એવા, આ સમગ્ર ત્રણ જગતને કેવળજ્ઞાન રૂપ ઉદ્યોતવડે પ્રકાશ કરો છો અને ચલાયમાન થયા છે પર્વતો જે થકી એવા પવનોને કદાપિ ગમ્ય નથી (પવનવડે ઓલાય એવા નથી) એવા જગત પ્રસિદ્ધ (અથવા જગતને વિષે જ્ઞાનનો ઉ-દ્યોત છે જેનો એવા) તમે અપૂર્વ (લોકોત્તર) દીપક છો. અર્થાત લૌકિક દીપક ધુમ્ર, વાટ અને તેલ સહિત છે અને ઘરમાંજ માત્ર પ્રકાશ કરે છે તથા પવનવડે ઓલાઇ જાય છે ત્યારે આપ પૂર્વોક્ત ધુમ્ર, વાટ અને તેલ રહિત છતાં ત્રણે લોકને પ્રકાશ કરો છો અને ગમે તેવા પવનવડે આપનો જ્ઞાન પ્રકાશ ઓલાઇ જતો નથી માટે અપૂર્વ દીપક છો. ૧૬

સૂર્યની ઉપમાની વ્યર્થતા.

**नास्तं कदाचिदुपयासि न राहुगम्यः,**

નથી અસ્તને, કદાપિ, પામતા, નથી રાહુવડે ગ્રસવા યોગ્ય

**स्पष्टीकरोषि सहसा युगपज्जगंति ॥**

પ્રકાશ કરોછો. તત્કાળ સમકાલે ત્રણ જગતને

**नांभोधरोदरनिरुद्धमहाप्रभावः,**

નથી, મેઘના મધ્ય ભાગથકી ઢંકાયો છે મ્હોટો મહિમા જેનો એવા

**सूर्यातिशायिमहिमाऽसि मुनींद्र ! लोके ॥१७॥**

સૂર્યથકી અધિક મહિમાવાળા છો. હે મુનીંદ્ર ! લોકને વિષે

અર્થઃ—હે મુનીંદ્ર ! તમે જગતને વિષે સૂર્ય થકી અધિક મહિમાવાળા છો. કેમકે કદાપિ (કોઇપણ વખતે) અસ્ત પામતા નથી,

રાહુવડે ગ્રસવાયોગ્ય (પાપરૂપ રાહુવડે પરાભવ પામવા યાગ્ય) નથી, તત્કાળ સમકાળે ત્રણ જગતને પ્રકાશ કરો છો અને મેઘ (જ્ઞાનાવરણાદિ કર્મરૂપ વાદળા) ના મધ્ય ભાગવડે આચ્છાદિત થયો છે મહોટો પ્રતાપ (જ્ઞાન પ્રકાશ) જેનો એવા નથી અર્થાત્ સૂર્યની ઉપમા પણ આપને ઘટતી નથી કેમકે તેના કરતાં પણ અધિક મહિમાવાળા તમે છો ૧૭

**ચંદ્રની ઉપમાની વ્યર્થતા.**

**नित्योदयं दलितमोहमहांधकारं,**

નિરંતર ઉદય પામેલું, દલન કર્યો છે મોહરૂપ મહોટો અંધકાર જેણે એવું

**गम्यं न राहुवदनस्य न वारिदानाम् ॥**

ગ્રસવા યોગ્ય નથી રાહુના મુખને નથી વાદળાંઓના

**विभ्राजते तव मुखाब्जमनल्पकांति,**

શોભે છે. તમારૂં મુખરૂપ કમળ, ઘણી કાંતિવાળું

**विद्योतयज्जगदपूर्वशशांकबिम्बम् ॥ १८ ॥**

પ્રકાશ કરતું, ત્રણ જગતને, અપૂર્વ ચંદ્રના બિંબરૂપ

અર્થ —નિરંતર ઉદય પામેલું, દલન કર્યો છે અજ્ઞાનરૂપ (મોહનીય કર્મરૂપ) મહોટો અંધકાર જેણે એવું, રાહુ (કુતર્ક વાદીરૂપ) ના મુખને નહિ ગ્રસવા યોગ્ય, આઠ કર્મરૂપ વાદળાઓને નહિ આચ્છાદન કરવા યોગ્ય, અત્યંત કાંતિવાળું અને ત્રણ જગતને પ્રકાશ કરતું એવું તમારૂં મુખરૂપ કમળ, અપૂર્વ ચંદ્રમાના બિંબરૂપ શોભે છે અર્થાત્ ચંદ્રની ઉપમા પણ આપને ઘટતી નથી કેમકે તેના કરતા પણ આપ અધિક મહિમાવાળા છો ૧૮

किं शर्वरीषु शशिनाऽह्नि विवस्वता वा,

શું ? રાત્રીઓને વિષે ચંદ્રવડે, દિવસે સૂર્યવડે અથવા

युष्मन्मुखेंदुदलितेषु तमस्सु नाथ ! ॥

તમારા મુખરૂપચંદ્રમાવડે દલનકરાયે છતે, અંધકાર, હે નાથ !

निष्पन्नशालिवनशालिनि जीवलोके,

પાકેલા શાલીના વનવડે શોભાયમાન થયેલ, મૃત્યુલોક છતે

कार्यं कियज्जलधरैर्जलभारनम्रैः ॥ १९ ॥

પ્રયોજન, શું ? મેઘોવડે, પાણીના ભારવડે નમ્ર થયેલા

અર્થઃ—હે નાથ ! તમારા મુખરૂપ ચંદ્રમાવડે અંધકાર દલન કરાયે છતે, રાત્રીઓને વિષે ચંદ્રવડે અથવા દિવસે સૂર્યવડે શું પ્રયોજન છે ? અર્થાત્ તે કંઈ કામના નથી. કેમકે પાકેલા શાલી ( ડાંગર ) ના વનવડે શોભાયમાન થયેલ જીવલોક છતે, પાણીના ભારવડે નમ્ર થયેલા મેઘોવડે શું પ્રયોજન છે ? અર્થાત્ તમારા મુખરૂપ ચંદ્ર વિદ્યમાન છતે ચંદ્ર સૂર્યનું કાંઇ પણ પ્રયોજન નથી. ૧૯

પ્રભુના જ્ઞાનની શ્રેષ્ઠતા.

ज्ञानं यथा त्वयि विभाति कृतावकाशं,

જ્ઞાન, જેવી રીતે, તમારા વિષે, શોભે છે. અનંત ધર્માત્મક પદાર્થોને વિષે કર્યો છે પ્રકાશ જેણે એવું

नैवं तथा हरिहरादिषु नायकेषु ॥

નથી. એ પ્રકારે, તેવી રીતે, હરિહરાદિને વિષે, પોતાના શાસનના સ્વામી

**तेजः स्फुरन्मणिषु याति यथा महत्त्वं,**

પ્રકાશ દેદીપ્યમાન મણિઓને વિષે, પામે છે. જેમ મોટાઇને

**नैवं तु काचशकले किरणाकुलेऽपि ॥ २०॥**

નથી. એ પ્રકારે વળી, કાચના કકડાને વિષે, કાંતિવડે વ્યાપ્ત પણ

અર્થ—હે નાથ ! અનત ધર્માત્મક પદાર્થોને વિષે કર્યો છે પ્રકાશ જેણે એવુ જ્ઞાન ( કેવળજ્ઞાન ) જેવી રીતે તમારે વિષે શોભે છે, તેવી રીતે પોતપોતાના શાસનના નાયક એવા હરિહરાદિ દેવોને વિષે એવા પ્રકારનુ ( જ્ઞાન ) નથી શોભતું કેમકે દેદીપ્યમાન ( જાતિવત ) મણિઓને વિષે જેવી રીતે પ્રકાશ મોટાઇને પામે છે, તેવી રીતે કાતિવડે વ્યાપ્ત (ચળકતા) એવા પણ કાચના કકડાને વિષે એ પ્રકારે ( મોટાઇ ) નથી પામતું અર્થાત્ અન્ય દેવોને વિભગજ્ઞાન છે, તમારા જેવું કેવળજ્ઞાન તેમનામા નથી. ૨૦

## નિંદા સ્તુતિ.

**मन्ये [1]वरं हरिहरादय एव दृष्टा,**

માનુંછું. શ્રેષ્ઠ હરિહરાદિ નિશ્ચે જોયા

---

૧ જેમ સામાન્ય વસ્તુને જોયા પછી તેના કરતા સારી વસ્તુ જોવામા આવતા વિશેષ આનદ થાયછે, તેમ હરિહરાદિને મે પ્રથમ જોયા અને પછી તમને જોયા તેથી તમારી ઉત્તમતા મને વિશેષે દૃઢ થઇ માટે પ્રથમ હરિહરાદિને જોયા તે સારૂં થયુ એમ હું માનું છુ. તમને સર્વગુણસપન્ન જોઇને હવે રાગદ્વેષ કામક્રોધાદિ દોષવાળા અન્ય દેવોમા મારૂ મન ભવાન્તરમાં પણ સંતોષ પામશેજ નહિ

दृष्टेषु येषु हृदयं त्वयि तोषमेति॥
દીઠે છતે જેને હૃદય તમારે વિષે સંતોષ પામે છે.

किं वीक्षितेन भवता भुवि येन नान्यः
શું ? દેખેલા તમારાવડે પૃથ્વીમાં જેવડે નહિ બીજો

कश्चिन्मनो हरति नाथ ! भवांतरेऽपि ॥ २१ ॥
કોઇ મનને હરણ કરે. હે નાથ ! અન્ય ભવને વિષે પણ

અર્થઃ—હે નાથ ! હરિહરાદિ દેવો જોયા તે સારૂંજ માનુંછું. જેને દીઠે છતે હૃદય (મારૂં ચિત્ત) તમારે વિષે સંતોષ (આનંદ) ને પામે છે. દેખેલા એવા તમોવડે કરીને શું ? તોકે જે (તમારૂં દર્શન) વડે પૃથ્વીને વિષે બીજો કોઈ દેવ ભવાંતરને વિષે પણ મનને હરણ નહિ કરે. ૨૧

માતાની પ્રશંસાદ્વારા પ્રભુસ્તુતિ.

स्त्रीणां शतानि शतशो जनयंति पुत्रान्,
સ્ત્રીઓના સેંકડાઓ સેંકડો પ્રસવે છે. પુત્રોને

नान्या सुतं त्वदुपमं जननी प्रसूता ॥
નથી. બીજી પુત્રને તમારા સદૃશ માતા જન્મ આપતી

सर्वा दिशो दधति भानि सहस्ररश्मिं,
બધી દિશાઓ ધારણ કરે છે. નક્ષત્રોને સૂર્યને

प्राच्येव दिग्जनयति स्फुरदंशुजालम् ॥ २२ ॥
પૂર્વજ દિશા ઉત્પન્ન કરે છે. દેદીપ્યમાન છે કિરણોનો સમુહ જેનો એવા

અર્થ—સ્ત્રીઓના સેંકડાઓ ( સેકડો સ્ત્રીઓ ) સેકડો પુત્રોને પ્રસવે છે પરંતુ તમારા જેવા પુત્રને બીજી માતા જન્મ આપતી નથી કેમકે બધી દિશાઓ નક્ષત્રોને ધારણ કરે છે પણ દેદીપ્યમાન છે કિરણનો સમુહ જેનો એવા સૂર્યને પૂર્વ દિશાજ ઉત્પન્ન કરે છે અર્થાત્ સૂર્યને જન્મ આપનાર જેમ પૂર્વ દિશાજ છે તેમ તમારા જેવા પુત્રને જન્મ આપનાર તો તમારી માતા ( મરૂદેવા ) જ છે ૨૨

પ્રભુના પરમપુરૂષત્વનું વર્ણન.

**त्वामामनंति मुनय. परम पुमांस–**

તમોને કહે છે. મુનિઓ પરમ પુરૂષ

**मादित्यवर्णममलं तमसः पुरस्तात् ॥**

સૂર્યના જેવા વર્ણવાળા નિર્મળ, અંધકારની આગળ

**त्वामेव सम्यगुपलभ्य जयंति मृत्युं,**

તમોનેજ રૂડા પ્રકારે પામીને [1]જિતે છે. મૃત્યુને

**नान्यः शिवः शिवपदस्य मुनींद्र ! पंथाः ॥२३॥**

નથી બીજો નિરૂપદ્રવ મોક્ષપદનો હે મુનીંદ્ર ! માર્ગ

અર્થ—હે મુનીંદ્ર ! મુનિઓ, તમોને પરમ પુરૂષ (નિષ્કર્મા ), પાપરૂપ અંધકારની આગળ સૂર્ય જેવી કાંતિવાળા અને નિર્મળ ( રાગદ્વેષ રહિત ) કહે છે. તમોનેજ રૂડા પ્રકારે પામીને ( જાણીને ) મૃત્યુને જિતે છે, ને શિવાય બીજો કોઇ ઉપદ્રવ રહિત મોક્ષ પદનો માર્ગ ( રસ્તો ) નથી. ૨૩

---

૧ જન્મ મરણ ટાળે છે અર્થાત્ સિદ્દદશાને પામે છે

## સર્વ દેવના નામે જિનસ્તુતિ.

**त्वामव्ययं विभुमचिंत्यमसंख्यमाद्यं,**

તમોને અવ્યય, સમર્થ, અચિંત્ય મહિમાવાળા, અસંખ્ય ગુણ-વાળા, આદ્ય,

**ब्रह्माणमीश्वरमनंतमनंगकेतुम् ॥**

બ્રહ્મ, ઈશ્વર, અનંત, કામદેવને કેતુ તુલ્ય,

**योगीश्वरं [2]विदितयोगमनेकमेकं,**

યોગીઓના ઈશ્વર, યોગને જાણનાર, અનેક પર્યાયવાળા, અદ્વિતીય,

**ज्ञानस्वरूपममलं प्रवदंति संतः ॥ २४ ॥**

જ્ઞાન સ્વરૂપ, નિર્મળ કહે છે. સંત પુરૂષો

અર્થઃ—હે પ્રભુ ! સંત ( સાધુ–સજ્જન ) પુરૂષો તમોને અવ્યય ( નાશ ન પામે તેવા ), વિભુ ( પરમ ઐશ્વર્યવડે શોભતા–કર્મનું ઉન્મૂલન કરવામાં સમર્થ ), અચિંત્ય ( અચિન્ત્ય ગુણવાળા અથવા આધ્યાત્મિક પુરૂષોવડે કરી પણ ચિંતવન થઈ ન શકે એવું સ્વરૂપ છે જેનું એવા ) અસંખ્ય ગુણવાળા, આદ્ય ( પહેલા તીર્થંકર અથવા લોક વ્યવહારરૂપ સૃષ્ટિની શરૂઆત કરનારા અથવા પંચ પરમેષ્ઠીને વિષે આદ્ય ), બ્રહ્મ સ્વરૂપ ( પરમાનંદ સ્વરૂપ–નિવૃત્તિ રૂપ ), ઈશ્વર ( દેવના દેવ ),

---

૧ જગતનો સંહાર કરવાને પૂંછડીઓ તારો જેમ હેતુભૂત છે તેમ તમે કામદેવને હણવાને કેતુ તુલ્ય છો.

૨ वि વિશેષ પ્રકારે दितः ખંડન કર્યો છે योग કર્મનો સંબંધ જેણે એવા. એવો પણ અર્થ થાય છે.

અનંત ( અનંત જ્ઞાન દર્શનવાળા અથવા મૃત્યુરૂપ અંત વિના-ના ), અનગકેતુ ( કામદેવને નાશ કરવાને પૂંછડીયા તારા જેવા-અથવા અંગ ઔદારિકાદિ શરીર તે રૂપ કેતુ ચિન્હ જેને નથી તેવા ), યોગીઓના ઇશ્વિર ( ચાર જ્ઞાની મુનિઓ અથવા ધ્યાની પુરૂષોના ઇશ્વર ), યોગ (જ્ઞાનદર્શન ચારિત્રરૂપ) ને જાણનારા ( અથવા જણાયો છે અષ્ટાંગ યોગ જેનાથી એવા), અનેક ( જ્ઞાને કરીને સર્વ વ્યાપક હોવાથી અનેક અથવા અનેક પર્યાય વાળા ), અદ્વિતીય ( સર્વોત્તમ ), જ્ઞાન સ્વરૂપ ( કેવળ જ્ઞાનરૂપ સ્વરૂપ છે જેનુ એવા ) અને નિર્મળ ( અઢાર દોષ રહિત ) એવા કહે છે ૨૪

[1]बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्,

બુદ્ધ(છો.)તમેજ દેવતાઓએ અર્ચિત કર્યો છે બુદ્ધિનો બોધ જેનો એવા તેથી

त्वं [2]शंकरोऽसि भुवनत्रयशंकरत्वात् ॥

તમે શંકર છો. ત્રણ ભુવનને સુખ કરવાપણાથી

[3]धाताऽसि धीर ! शिवमार्गविधेर्विधानात्,

બ્રહ્મા છો. હે ધીર ! મોક્ષની વિધિને રચવાથી

---

૧ તત્ત્વને જાણે તે બુદ્ધ

૨ સુખને કરે તે શંકર

૩ શિવમાર્ગને કરે-રચે તે ધાતા-બ્રહ્મા

व्यक्तं त्वमेव भगवन्! [1]पुरुषोत्तमोऽसि ॥ २५ ॥

પ્રકટ તમેજ હે ભગવંત પુરૂષોત્તમ છો.

**અર્થ:**—હે નાથ! દેવતાઓએ અર્ચિત કર્યો છે બુદ્ધિનો બોધ જેનો એવા છો, માટે તમેજ બુદ્ધદેવ છો, ત્રણ ભુવનને સુખને કરવાપણાથકી તમેજ શંકર છો, હે ધીર! મોક્ષમાર્ગની વિધિ (રત્નત્રય રૂપ) ને રચવાથી (પ્રરૂપવા થકી) તમેજ બ્રહ્મા છો; હે ભગવંત! તમેજ પ્રકટ પુરૂષોત્તમ (કૃષ્ણ) છો. અર્થાત્ બુદ્ધ, શંકર, બ્રહ્મા અને નારાયણ એ યથાર્થ નામ પ્રમાણે ગુણવાળા નથી કેમકે બુદ્ધ કેવળજ્ઞાન રહિત, શંકર સંહાર કરનારા, બ્રહ્મા હિંસક વેદના ઉપદેશ દેનારા અને કૃષ્ણ કપટ યુક્ત છે. માટે તે નામના યથાર્થ ગુણો સર્વ આપનામાંજ છે. ૨૫

## જિન સ્તુતિ.

तुभ्यं नमस्त्रिभुवनार्त्तिहराय नाथ!

તમોને નમસ્કાર હો. ત્રિભુવનની પીડાને હરનારા, હે નાથ!

तुभ्यं नमः [2]क्षितितलामलभूषणाय ॥

તમોને નમસ્કાર હો. પૃથ્વી તલને વિષે નિર્મળ ભૂષણરૂપ

तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय,

તમોને નમસ્કાર હો. ત્રણ જગતના પરમેશ્વર

---

૧ પુરૂષો માંહે ઉત્તમ તે પુરૂષોત્તમ.

૨ ક્ષિતિ પૃથ્વી તલ પાતાળ અને અમલ સ્વર્ગ તેના મંડન તુલ્ય, એવો પણ અર્થ થઈ શકે છે.

**तुभ्यं नमो जिन ! भवोदधिशोषणाय ॥२६॥**

તમોને નમસ્કાર હો. હે જિન ! ભવસાગરને શોષણ કરનારા

અર્થ —હે નાથ ! ત્રણ ભુવનની પીડાને હરનારા તમોને નમસ્કાર હો ! પૃથ્વી તળને વિષે નિર્મળ ભૂષણ ( અલંકાર )રૂપ તમોને નમસ્કાર હો ! ત્રણ જગતના પરમેશ્વર એવા તમોને નમસ્કાર હો ! અને હે જિન ! ભવ ( ચાર ગતિના ભ્રમણરૂપ ) સમુદ્રને શોષણ કરનારા તમોને નમસ્કાર હો ! ૨૬

નિંદા સ્તુતિ

**को विस्मयोऽत्र यदि [1]नाम गुणैरशेषै-**

શું આશ્ચર્ય એમાં જો ગુણોવડે સમસ્ત

**स्त्वं संश्रितो निरवकाशतया मुनीश ! ॥**

તમે રૂડા પ્રકારે આશ્રય કરાયેલા છો, નિરંતરપણે,[2]હે મુનીશ !

**[3]दोषैरुपात्तविविधाश्रयजातगर्वैः,**

દોષોવડે, ગ્રહણ કરેલા, વિવિધ આશ્રયોવડે ઉત્પન્ન થયો છે ગર્વ જેને એના

---

૧ કોમલ આમંત્રણમાં વપરાય છે

૨ અન્ય દેવને વિષે સ્થાન નહિ મળવાથી સ્થાન રહિતપણાવડે એટલે અંતર રહિતપણે, ગુણો તમોનેજ આશ્રય કરી રહ્યા છે

૩ કામ ક્રોધાદિ

૪ ગ્રહણ કર્યા જે જાત જાતના ( અન્ય દેવના ) આશ્રયો (સ્થાનો) તે વડે ઉત્પન્ન થયો છે અહંકાર જેને એવા દોષો અર્થાત્ અન્ય દેવને વિષે રહેવાનો આશ્રય મળવાથી દોષોએ તમને સ્વપ્નાંતરમાં પણ જોયા નથી કેમકે ઇચ્છિત સ્થાન મળવાથી બીજાની વાંછા રહેતી નથી

[1]स्वप्नांतरेऽपि न कदाचिदपीक्षितोऽसि ॥ २७ ॥
સ્વપ્નાંતરમાં, પણ, નહીં કયારે પણ જોવાયેલા છો

અર્થઃ—હે મુનીશ ( મુનિઓના ઇશ્વર ) ! સમસ્ત ગુણોવડે તમે નિરંતરપણે રૂડા પ્રકારે આશ્રય કરાયેલા છો; એમાં શું આશ્ચર્ય છે ? કેમકે ગ્રહણ કરેલા વિવિધ આશ્રયોવડે ઉત્પન્ન થયો છે ગર્વ જેને એવા દોષોવડે તમે સ્વપ્નાંતરમાં કયારે પણ જોવાયેલા નથી. અર્થાત્ ગુણો તમોને આશ્રય કરી રહ્યા છે અને દોષો અન્યદેવોને આશ્રય કરી રહ્યા છે. ૨૭

અશોકવૃક્ષ નામે પ્રાતિહાર્યનું વર્ણન.

उच्चैरशोकतरु[2]संश्रितमुन्मयूख-
ઉંચા અશોકવૃક્ષને આશ્રય કરીને રહેલું, ઉંચા છે કિરણો જેનાં એવું
माभाति रूपममलं भवतो नितान्तम् ॥
શોભે છે. શરીર, નિર્મળ તમારૂં અત્યંત
स्पष्टोल्लसत्किरण-मस्ततमोवितानं,
પ્રગટ દેદીપ્યમાન છે કિરણો જેનાં એવું, નાશ કર્યો છે અંધકારનો સમુહ જેણે એવું
बिम्बं रवेरिव पयोधरपार्श्ववर्त्ति ॥ २८ ॥
બિંબ સૂર્યનું પેઠે મેઘની પાસે રહેલું

અર્થઃ—હે જિન ! ઉંચા અશોક વૃક્ષને આશ્રય કરીને રહેલું ( અશોક વૃક્ષની નીચે બેઠેલ ), ઉંચા ( અથવા અધિક ) છે કિ-

---

૧ એક સ્વપ્નમાં બીજું સ્વપ્ન આવે તે.

૨. જિનેશ્વરના શરીર કરતાં બાર ગુણો ઉંચો અશોક વૃક્ષ હોય છે.

રણો જેના એવું અને નિર્મળ (પરસેવા રહિત) એવું તમારૂં શરીર, પ્રગટ હેદીપ્યમાન છે કિરણો જેના એવુ, નાશ કર્યો છે અંધકારનો સમુહ જેણે એવુ અને મેઘ (વાદળા) ની પાસે રહેલું એવુ સૂર્યનું બિંબ હોય તેની પેઠે અત્યંત શોભે છે ૨૮

## સિંહાસન પ્રાતિહાર્ય વર્ણન.

सिंहासने 'मणिमयूखशिखाविचित्रे,

સિંહાસનને વિષે, મણિઓના કિરણોની પંક્તિવડે ચિત્ર વિચિત્ર

विभ्राजते तव वपुः कनकावदातम् ॥

વિશેષે શોભે છે. તમારૂં શરીર સુવર્ણના જેવું મનોજ્ઞ

बिम्बं वियद्विलसदंशुलतावितानं,

બિંબ આકાશને વિષે ઉદ્યોતમાન કિરણોની શાખાનો સમુહ છે જેને એવુ

तुङ्गोदयाद्रिशिरसीव सहस्ररश्मेः ॥२९॥

ઉંચા મેરૂ પર્વતના શિખર ઉપર, પેઠે, સૂર્યનુ

અર્થ —મણિઓના કિરણોની પંક્તિ (અથવા અગ્રભાગ) વડે ચિત્ર વિચિત્ર એવા સિંહાસનને વિષે સુવર્ણના જેવું મનોજ્ઞ તમારૂ શરીર, ઉંચા મેરૂ પર્વતના શિખર ઉપર આકાશને વિષે ઉધોતમાન (પ્રસરેલા) કિરણોની શાખાનો સમુહ છે જેને એવું સૂર્યનુ બિંબ હોય, તેની પેઠે વિશેષે કરીને શોભે છે ૨૯

---

૧ અહીં કિરણના સમુહ સમાન મણિના કિરણોની પંક્તિ, ઉદયાચળ પર્વત સમાન સિંહાસન અને સૂર્ય બિંબ સમાન પ્રભુનું શરીર જાણવુ

## ચામર પ્રાતિહાર્ય વર્ણન.

**कुन्दावदातचलचामरचारुशोभं,**

મોગરાના પુષ્પ જેવાં ઉજ્જવળ અને વીંજેલા ચામરોવડે મનોહર છે શોભા જેની એવું

**विभ्राजते तव वपुः कलधौतकान्तम् ॥**

વિશેષે શોભે છે. તમારૂં શરીર સુવર્ણ સરખું મનોહર

**उद्यच्छशाङ्कशुचिनिर्झरवारिधार-**

ઉદય પામેલા ચંદ્ર સરખા નિર્મળ ઝરણના પાણીની ધારા જેને વિષે છે એવું

**मुच्चैस्तटं[1] सुरगिरेरिव शातकौम्भम् ॥ ३० ॥**

ઉંચું શિખર મેરૂપર્વતનું પેઠે સુવર્ણમય

અર્થ—હે પ્રભુ ! મોગરાના પુષ્પ જેવાં શ્વેત વર્ણવાળા અને (ઇંદ્રોએ) વીંજેલા એવા ચામરોવડે મનોહર છે શોભા જેની એવું તથા સુવર્ણ સરખું મનોહર તમારૂં શરીર, ઉદય પામેલા ચંદ્ર સરખા નિર્મળ ઝરણના પાણીની ધારા જેને વિષે છે એવું અને સુવર્ણમય મેરૂ પર્વતનું ઉંચું શિખર હોય, તેની જેવું વિ-શેષે કરીને શોભે છે. ૩૦

## છત્રત્રય પ્રાતિહાર્ય વર્ણન.

**छत्रत्रयं तव विभाति शशाङ्ककान्त-**

[2]છત્રત્રય તમારૂં વિશેષે શોભે છે. ચંદ્ર સરખું મનોહર

---

૧ અહીં મેરૂ પર્વતના શિખર તુલ્ય ભગવંતનું શરીર અને પાણીની ધારા તુલ્ય વીંજાતા ચામરો જાણવા.

૨ ત્રણ છત્ર.

मुच्चैः स्थितं स्थगितभानुकरप्रतापम् ॥

ઉંચે રહેલું ઢાંકી દીધો છે સૂર્યના કિરણોનો પ્રતાપ જેણે એવું

मुक्ताफलप्रकरजालविवृद्धशोभं,

મોતીના સમુહની રચનાવડે વિશેષે વૃદ્ધિ પામી છે શોભા જેની એવું

प्रख्यापयत्त्रिजगतः [1]परमेश्वरत्वम् ॥ ३१ ॥

પ્રકર્ષે જણાવનારૂં, ત્રણ જગતના પરમેશ્વરપણાને

અર્થ —હે પ્રભુ ! ચંદ્ર સરખું મનોહર ( અથવા ઉજ્જ્વળ ), ઉંચે રહેલું ( તમારા મસ્તકે ધારણ કરાવેલું ), ઢાંકી દીધો છે સૂર્યના કિરણોનો પ્રતાપ ( તેજ અથવા સંતાપ-પીડા) જેણે એવું, મોતીના સમુહની રચનાવડે વિશેષે વૃદ્ધિ પામી છે શોભા જેની એવું અને ત્રણ જગતના પરમેશ્વરપણા ( અધિપતિપણા ) ને જાણે પ્રકર્ષે કરીને જણાવતું હોય નહિ ! તેવું તમારૂં છત્રત્રય વિશેષે શોભે છે ૩૧

---

૧ એ ત્રણ છત્ર એમ સૂચવે છે કે—આ ભગવંત ત્રણ જગતના સ્વામી છે, કેમકે અન્ય રાજા મહારાજાઓને એક છત્ર હોય છે અને ભગવંતને ત્રણ છત્ર છે આ ૩૧ મા શ્લોક પછી પુષ્પ વૃષ્ટી, દિવ્યધ્વની, ભામંડલ અને દેવદુંદુભી એ ચાર અતિશયના વર્ણનવાળા ચાર કાવ્યો સ્તોત્રકારે બનાવ્યા હતા પરંતુ તેમાં વર્ણવેલ ગુણાદિ દેવની સ્તુતિના આ કર્ષરૂપી ચક્રેશ્વરી દેવીનું આસન કંપતું હતું તેથી તે ચાર કાવ્યો ગોપવ્યાં છે અહીં દિગંબરોએ गम्भीरताररवपूरितदिग्विभाग ઇત્યાદિ ચાર કાવ્યો નવા બનાવીને ગોઠવ્યા છે

**उन्निद्रहेमनवपङ्कजपुञ्जकान्ति**[1]-

વિકસ્વર થયેલાં સુવર્ણના નવ કમળના સમૂહની કાંતિવડે

**पर्युल्लसन्नखमयूखशिखाऽभिरामौ ॥**

ચારે તરફ ઉછળતાં નખનાં કિરણોની પંક્તિવડે મનોહર

**पादौ पदानि तव यत्र जिनेन्द्र ! धत्तः,**

ચરણો ગમન સ્થાનને તમારા જ્યાં હે જિનેંદ્ર ! ધારણ કરે છે.

**पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति**[2] **॥ ३२ ॥**

કમળોને ત્યાં દેવતાઓ રચે છે.

અર્થઃ—હે જિનેંદ્ર ! વિકસ્વર થયેલાં સુવર્ણના નવ ( અથવા નવીન ) કમળનાં સમુહની કાંતિવડે ચારે તરફ ઉછ-

---

૧ અહીં કાંતિ શબ્દના इ કારને દીર્ઘ કરીને આવો અર્થ પણ કરાય છે–'વિકસિત સુવર્ણનાં નવ કમળના સમુહની કાંતિવાળા' એવા ચરણો.

૨ તીર્થંકરદેવ જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં તેમના ચરણ કમળ નીચે દેવતાઓ નવ કમળ વખતો વખત પરાવર્તન કરીને રચે છે. બે ચરણ નીચે બે કમળ રહે છે અને સાત કમળ પાછળ ચાલે છે. ભગવંત ચરણ ઉપાડે એટલે તેમાંથી બે કમળ દેવતાઓ આગળ સ્થાપે છે. કમળ એના એ હોય છે પણ દેવતાઓ તેનું પરાવર્તન કરે છે એટલે નવીન જણાય છે. અહીં કમળનો વર્ણ પીળો અને ભગવંતના નખની કાંતિ રક્ત ( રાતી ) છે તેથી બંનેના મેલાપથી ચરણ કમળનો વિચિત્ર વર્ણ થાય છે એમ કહ્યું છે.

ળતા નખના કિરણોની પંક્તિવડે મનોહર એવા તમારા બે ચરણો જ્યાં ગમન સ્થાનને ધારણ કરે છે ( ચરણ ન્યાસ કરે છે-જાય છે ) ત્યાં દેવતાઓ કમળોને રચે છે ૩૨

### અતિશય લક્ષ્મીનું વર્ણન.

इत्थं यथा तव विभूतिरभूज्जिनेन्द्र !,

એ પ્રકારની જે પ્રકારે તમારી સંપદા હતી, હે જિનેંદ્ર!

[1]धर्मोपदेशनविधौ न तथा [2]परस्य ॥

ધર્મના ઉપદેશની વિધિમા, નહોતી તે પ્રકારે અન્ય દેવોની

यादृक् प्रभा दिनकृतः प्रहतांधकारा,

જેવી કાંતિ સૂર્યની, પ્રકર્ષે કરીને હણ્યો છે અંધકાર જેણે એવી

तादृक्कुतो ग्रहगणस्य विकाशिनोऽपि ॥ ३३ ॥

તેવી ક્યાંથી ગ્રહસમુહની પ્રકાશિત થયેલા પણ

અર્થ—હે જિનેદ્ર! ધર્મના ઉપદેશની વિધિમા ( ધર્મ વ્યાખ્યાન કરતી વખતે ) એ પૂર્વોક્ત પ્રકારની તમારી અતિશય રૂપ સપદા જે પ્રકારે હોતી હવી, તે પ્રકારે અન્ય દેવોની સંપદા નહોતી. કેમકે પ્રકર્ષે કરીને હણ્યો છે અંધકાર જેણે એવી સૂર્યની કાંતિ જેવી છે તેવી કાંતિ પ્રકાશિત થયેલા પણ ગ્રહ સમુહની ક્યાંથી હોય? ૩૩

---

૧ દુર્ગતિમાં પડતા પ્રાણિઓને ધારી રાખે તે ધર્મ

૨ અન્ય હરિહરાદિ દેવોમાં સરાગપણું હોવાથી ચોત્રીસ અતિશય અને આઠ પ્રાતિહાર્ય લક્ષ્મી તેમને હોતી નથી.

ગજભયહર કાવ્ય.

**श्च्योतन्मदाविलविलोलकपोलमूल-**

ઝરતા મદવડે કરીને કલુષિત થયેલા અને ચંચળ એવા જે ગંડ-
સ્થળો તેને વિષે.

**मत्तभ्रमद्भ्रमरनादविवृद्धकोपम् ॥**

મદોન્મત થયેલા અને અહીં તહીં ભમતા એવા ભ્રમરાઓના }
ઝંકાર શબ્દવડે વિશેષે વૃદ્ધિ પામ્યો છે કોપ જેનો એવા }

**ऐरावताभमिभमुद्धतमापतन्तं,**

[1]ઐરાવત જેવી કાંતિવાળા, હસ્તિને,[2]ઉદ્ધત, સન્મુખ આવતા

**दृष्ट्वा भयं भवति नो भवदाश्रितानाम् ॥ ३४ ॥**

જોઇને ભય થતો નથી. તમારા આશ્રિતોને

અર્થઃ—ઝરતા મદવડે કરીને કલુષિત થયેલા અને ચંચળ એવા જે ગંડસ્થળો તેને વિષે મદોન્મત થયેલા અને અહીં તહીં ભમતા એવા ભ્રમરોના ઝંકાર શબ્દવડે વિશેષે વૃદ્ધિ પામ્યો છે કોપ જેનો એવા, ઐરાવત હસ્તિ સરખી છે કાંતિ જેની એવા અને ઉદ્ધત ( દુર્દાંત ) એવા હસ્તિને સન્મુખ આવતો જોઇને તમારા આશ્રિતો (ભક્તજનો)ને ભય ઉત્પન્ન થતો નથી. ૩૪

**भिन्नेभकुंभगल-दुज्वलशोणिताक्त-**

ભેદાયેલા હસ્તિના કુંભસ્થળથકી પડેલાં; ઉજ્વળ અને લોહીથી
ખરડાયેલા એવા.

---

૧ મ્હોટી કાયાવાળો હોવાથી ઐરાવત (ઇંદ્રનો હસ્તિ) સરખો કહ્યો.
૨ અંકુશાદિ શસ્ત્રના પ્રહારની પણ અવગણના કરતો.

मुक्ताफलप्रकरभूषितभूमिभागः ॥
મોતીના સમુહવડે શોભાવ્યો છે પૃથ્વીનો ભાગ જેણે એવો

बद्धक्रमः क्रमगतं हरिणाधिपोऽपि,
કીલિત છે બેપગો જેના એવો } ફાલમાં પ્રાપ્ત થયેલને, સિંહ પણ

'नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते ॥ ३५ ॥
પરાભવ કરતો નથી. ચરણયુગલરૂપ પર્વતને આશ્રિતજનને, તમારાં

અર્થ—ભેદાયેલા હસ્તિના કુંભસ્થળથકી પડેલા, ઉજ્જવળ અને લોહિથી ખરડાયેલા એવા મોતીના સમુહવડે શોભાવ્યું છે પૃથ્વીપીઠ જેણે એવો તથા કીલિત છે બે પગો જેના ( ફાળ મારતો ) એવો સિંહ પણ, તમારા ચરણ યુગલ રૂપ પર્વતને આશ્રય કરીને રહેલ મનુષ્યને ફાળમા પ્રાપ્ત થયો હોય ( પોતાની પાસેજ આવી ગયો હોય ) તો પણ પરાભવ કરતો નથી અર્થાત્ મારવાને દોડતો નથી—મારી શકતો નથી ૩૫

અગ્નિભયહર કાવ્ય

कल्पान्तकालपवनोद्धतवह्निकल्पं,
પ્રલયકાળના પવનવડે ઉદ્ધત થયેલ અગ્નિસદૃશ

दावानलं ज्वलितमुज्ज्वलमुत्स्फुलिङ्गम् ॥
દાવાનલને જાજ્વલ્યમાન, ઉજ્જવળ, ઉંચા ગયેલા છે તણખા જેનાં એવો

---

१ જેમ પર્વતનો આશ્રય લેવાથી મનુષ્યને સિંહ ભય કરી શકતો નથી તેમ તમારા નામ સ્મરણવડે તમારા ચરણનો આશ્રય કરનારો મનુષ્ય, જ્યોરા ભગવાન સિંહની ફાળમા આવી ગયો હોય તો પણ તેને સિંહ મારી શકતો નથી

विश्वं जिघत्सुमिव संमुखमापतन्तं,

જગતને ગળી જવાને ઇચ્છતો હોય તેમ, સન્મુખ આવતો.

त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम्[1] ॥ ३६ ॥

તમારા નામના કીર્તનરૂપ જળ, શાંત કરે છે. સમસ્ત.

અર્થ:—પ્રલયકાળના પવનવડે ઉદ્ધત થયેલ ( પ્રેરાયેલા ) અગ્નિસદૃશ, જાજ્વલ્યમાન, ઉજ્જવળ ( જ્વાળાથી શોભતો અથવા પ્રબલપણે સળગતો ), ઉંચા ગયેલા છે તણખા જેના એવો અને જગતને ગળી જવાને જાણે ઇચ્છતો હોય તેમ સન્મુખ આવતો એવો સમસ્ત જે દાવાનળ ( વનનો અગ્નિ ) તેને તમારા નામના કીર્તનરૂપ જળ શાંત કરે છે. ૩૬

સર્પભયહર કાવ્ય.

रक्तेक्षणं समदकोकिलकण्ठनीलं,

લાલ નેત્રવાળા, મહોન્મત્ત કોયલના કંઠ સરખા શ્યામ વર્ણવાળા.

क्रोधोद्धतं फणिनमुत्फणमापतन्तम् ॥

ક્રોધવડે ઉદ્ધત, સર્પને, ઉંચી કરી છે ફેણા જેણે એવા, આવતા.

आक्रामति क्रमयुगेन निरस्तशङ्क-

ઓળંગે ( ઉલ્લંઘન કરે છે. ) ચરણયુગલે કરીને નાશ થયો છે ભય જેનો એવો ( પુરુષ છે )

स्त्वन्नाम

તમારા નામરૂપ

नागदमनी[2] हृदि यस्य पुंसः ॥३७॥

નાગદમની હૃદયને વિષે (છે) જે પુરૂષના

1 મ્હોટી કાયાણે એવો ક્રિયાવિશેષણ અવ્યયનો અર્થ પણ લઇ શકાય.

2 અંકુશાદિ શસ્ત્ર-કરનાર ઔષધી અથવા જાંગુલી મંત્ર.

અર્થ—હે ભગવત ! તમારા નામરૂપ નાગદમની જે પુરૂષના હૃદયને વિષે વર્તે છે તે પુરૂષ, લાલ નેત્રવાળા, મદોન્મત્ત કોયલના કંઠ સરખા શ્યામ વર્ણવાળા, ક્રોધવડે ઉદ્ધત, ઉંચી કરી છે ફણા જેણે એવા અને કરડવાને સન્મુખ આવતા એવા સર્પને, નાશ થયો છે ભય જેનો એવો (નિર્ભય) છતો(પોતાના)ચરણયુગલવડે ઉલ્લંઘન કરે છે અર્થાત્ જે પુરૂષના હૃદયમાં તમારા નામરૂપ મંત્ર છે તે પુરૂષ નિર્ભયપણે ઉગ્ર સર્પને પોતાના પગવડે કરીને દોરડીની માફક સ્પર્શ કરે છે-પગવડે દૂર કરે છે-દબાવે છે ૩૭

સંગ્રામભયહર કાવ્યદ્વયમ્

वल्गत्तुरङ्गगजगर्जितभीमनाद–
યુદ્ધ કરતા ઘોડા અને હાથીઓની ગર્જનાઓવડે ભયંકર છે શબ્દો જેને વિષે એવું

माजौ बलं बलवतामपि भूपतीनाम् ॥
સંગ્રામને વિષે, સૈન્ય, અતિશય બળવાન પણ, રાજાઓનું

उद्यद्दिवाकरमयूखशिखाऽपविद्धं,
ઉદય પામેલ સૂર્યના કિરણોની શિખાઓવડે ભેદાયેલું

त्वत्कीर्तनात्तम इवाशु भिदामुपैति ॥ ૩૮॥
તમારા કીર્તન થકી અંધકાર પેઠે શીઘ્ર ભેદને પામે છે.

અર્થ—સંગ્રામને વિષે, યુદ્ધ કરતા ઘોડા અને હાથીઓની ગર્જનાવડે ભયંકર છે શબ્દો જેને વિષે એવું અતિશય બળવાન રાજાઓનું પણ સૈન્ય, તમારા કીર્તનથકી, ઉદય પામેલા સૂર્યના કિરણોની શિખાઓવડે ભેદાયેલું અંધકાર હોય તેની પેઠે શીઘ્ર

નાશને પામે છે અર્થાત્ સૂર્યના કિરણથી જેમ અંધકાર નાશ પામે છે તેમ તમારા નામ સ્મરણથી અતિશય બલવાન રાજાનું સૈન્ય નાશ પામે છે. ૩૮

कुंताग्रभिन्नगजशोणितवारिवाह–

ભાલાની અણીઓવડે ભેદાયેલા હસ્તિના રૂધિરરૂપ જળ પ્રવાહને વિષે–

वेगावतारतरणातुरयोधभीमे ॥

ઉતાવળે પ્રવેશ થકી તરવાને આતુર થયેલા યોધાઓવડે ભયંકર

युद्धे जयं विजितदुर्जयजेयपक्षा–

યુદ્ધને વિષે જયને, વિશેષ પ્રકારે જિત્યા છે દુઃખે જિતાય એવા શત્રુના પક્ષોને જેણે એવા છતા

स्त्वत्पादपङ्कजवनाश्रयिणो लभन्ते[1] ॥३९॥

તમારા ચરણરૂપ કમળવનને આશ્રય કરીને રહેલા, પામે છે.

અર્થઃ—ભાલાની અણીઓવડે ભેદાયેલા હસ્તિના રૂધિરરૂપ જળ પ્રવાહને વિષે ઉતાવળે પ્રવેશ થવાથકી તેને તરવાને આતુર (વ્યાકુળ) થયેલા યોધાઓવડે કરીને ભયંકર યુદ્ધને વિષે તમારા ચરણરૂપ કમળવનને આશ્રય કરીને રહેલા પુરૂષો, વિશેષ પ્રકારે જીત્યા છે દુઃખે જિતાય એવા શત્રુના પક્ષોને જેણે એવા છતા જયને પામે છે. અર્થાત્ તમારા ચરણકમળને આશ્રિત જનો મોટા સંગ્રામમાં જય મેળવે છે. ૩૯

---

૧ આ એ કાવ્ય ગણવાથી યુદ્ધને વિષે જય મળે છે.

જળભયહર કાવ્ય.

अम्भोनिधौ क्षुभितभीषणनक्रचक्र-

સમુદ્રને વિષે ક્ષોભ પામેલા છે ભયકર નક્ર જાતિના મત્સ્યના સમૂહો અને

पाठीनपीठभयदोल्बणवाडवाग्नौ ॥

પાઠીન પીઠ જાતિના જળજતુ તથા ભયને આપનાર અને ઉત્કટ વાડવાગ્નિ છે જેને વિષે એવા

रङ्गत्तरङ्गशिखरस्थितयानपात्रा-

ઉછળતા કલ્લોલના શિખર ઉપર રહ્યુ છે વહાણુ જેનુ એના પુરૂષો

स्त्रासं विहाय भवतः स्मरणाद् व्रजन्ति ॥४०॥

ત્રાસને ત્યાગ કરીને તમારા સ્મરણથકી (ઇચ્છિત દ્વીપે) જાય છે.

અર્થ—ક્ષોભ પામેલા છે ભયકર નક્ર જાતિના મત્સ્યના સમૂહો, પાઠીન અને પીઠ જાતિના જળજતુઓ અને ભયને આપનાર તથા ઉત્કટ(વિષમ)વાડવાગ્નિ જેને વિષે એવા સમુદ્રને વિષે, ઉછળતા કલ્લોલના શિખર ઉપર રહ્યુ છે વહાણુ જેનુ એવા પુરૂષો, તમારા નામ સ્મરણથકી ત્રાસનો ત્યાગ કરીને ઇચ્છિતસ્થાને જાય છે, અર્થાત્ તોફાની દરિયામા પણુ તમારા નામ સ્મરણવડે નિર્વિઘ્ને ઇચ્છિત સ્થાને પહોચે છે ૪૦

રોગભયહર કાવ્ય.

उद्भूतभीषणजलोदरभारभुग्नाः,

ઉત્પન્ન થયેલ ભયંકર જલોદર રોગના ભારવડે વાંકા થયેલા

---

૧ વાડવાનળ અગ્નિ સમુદ્રમાં હોય છે તે પાણીથી ઓલવાતો નથી

૨ પેટ વધવાનો રોગ

शोच्यां दशामुपगताश्च्युतजीविताशाः ॥
શોક કરવા યોગ્ય, દશાને, પ્રાપ્ત થયેલા, ત્યાગ કરી છે જીવિતની આશા જેણે એવા

त्वत्पादपङ्कजरजोऽमृतदिग्धदेहा,
તમારા ચરણ કમળની રજરૂપ અમૃતવડે લિપ્ત છે શરીર જેમનાં એવા

मर्त्या भवन्ति मकरध्वजतुल्यरूपाः ॥ ४१ ॥
મનુષ્યો થાય છે. કામદેવ સરખા રૂપવાળા

**અર્થઃ**—ઉત્પન્ન થયેલ ભયંકર જલોદર રોગના ભારવડે વાંકા વળી ગયેલા, શોચનીય દશાને પ્રાપ્ત થયેલા અને છોડી દીધી છે જીવિતની આશા જેણે એવા મનુષ્યો, તમારા ચરણ-કમળની રજરૂપ અમૃતવડે લિપ્ત ( લેપાયેલ ) છે શરીર જેમનાં એવા છતે કામદેવ સરખા ( સુંદર શરીરવાળા ) રૂપવાળા થાય છે. અર્થાત્ શરીરે અમૃત ચોપડવાથી જેમ સુંદર રૂપ થાય છે તેમ તમારા ચરણકમળની રજ શરીરે લગાડવાથી જલોદરાદિ દુઃસાધ્ય રોગવાળા મનુષ્યોના રોગો નાશ પામી સુંદર રૂપ થાય છે. ૪૧

બંધનભયહર કાવ્ય.

आपादकण्ठमुरुशृङ्खलवेष्टिताङ्गा,
પગથી માંડીને ગળા પર્યંત, મોટી સાંકળોવડે બાંધ્યાં છે અંગો જેમના એવા

गाढं बृहन्निगडकोटिनिघृष्टजङ्घाः ॥
અત્યંત મોટી બેડીઓની અણીઓવડે નિઃશેષપણે ઘસાતી છે જંઘાઓ જેમની એવા

त्वन्नाममन्त्रमनिशं मनुजाः स्मरन्तः,
તમારા નામરૂપ મત્રને નિરતર મનુષ્યો સ્મરણ કરનારા
सद्यः स्वयं विगतबन्धभया भवन्ति ॥४२॥
તત્કાળ પોતાની મેળે, વિશેષે ગયું છે બધન તુ ભય જેનુ એવા થાય છે.

અર્થ—પગથી માંડીને ગળાપર્યંત મોટી સાકળોવડે બાંધ્યા છે અંગો જેમના એવા અને અત્યત મોટી બેડીઓની અણીઓ વડે નિશેષપણે ઘસાતી છે જંઘાઓ જેમની એવા પણ તમારા નામરૂપ મત્ર ( ऋषभाय नम ) ને નિરતર સ્મરણ કરનારા મનુષ્યો, તત્કાળ પોતાની મેળે વિશેષે ગયુ છે બધનનું ભય જેનુ એવા થાય છે અર્થાત્ તમારા નામ સ્મરણથી આકરૂ બંધન ભય તત્કાળ નાશ પામે છે ૪૨

ઉપસંહાર-સ્તોત્ર માહાત્મ્ય.

मत्तद्विपेन्द्रमृगराजदवानलाहि-
મહોન્મત્ત હસ્તિ, સિંહ, દાવાનળ, સર્પ,
सङ्ग्रामवारिधिमहोदरबन्धनोत्थम् ॥
સંગ્રામ, મહાસાગર, જળોદર અને બંધન થકી ઉત્પન્ન થયેલ
तस्याशु नाशमुपयाति भयं भियेव,
તેનો શીઘ્ર નાશને પામે છે. ભય, બીકે કરીને જેમ હોય નહિ તેમ
यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ ४३ ॥
જે તમારા સ્તવનને આ બુદ્ધિમાન ભણે છે,

**અર્થઃ**—હે ભગવંત ! જે બુદ્ધિમાન પુરૂષ તમારા આ (ભક્તામર નામના) સ્તવનને ભણે છે તે પુરૂષનો, મદોન્મત હસ્તિ, સિંહ, દાવાનળ, સર્પ, સંગ્રામ, મહાસાગર, જળોદર અને બંધનથકી ઉત્પન્ન થયેલ ભય, બીકે કરીને જેમ હોય નહિ તેમ શીઘ્ર નાશ પામે છે, અર્થાત્ તમારા સ્તોત્રના પઠનથકી ઉપર કહેલા આઠ જાતના ભયો ભય પામ્યા હોય તેમ નાશ પામે છે. ૪૩

**स्तोत्रस्रजं तव जिनेन्द्र ! गुणैर्निबद्धां,**

સ્તોત્રરૂપ માળાને તમારી હે જિનેંદ્ર ! ગુણોરૂપ દોરાવડે ગુંથેલી

**भक्त्या मया रुचिरवर्णविचित्रपुष्पाम् ॥**

ભક્તિરૂપ રચનાવડે મેં મનોહર અક્ષરરૂપ ચિત્રવિચિત્ર પુષ્પોવાળી

**धत्ते जनो य इह कण्ठगतामजस्रं,**

ધારણ કરે છે. મનુષ્ય જે અહીં કંઠને વિષે નિરંતર

**तं [illegible]नतुङ्गमवशा समुपैति [1]लक्ष्मीः ॥ ४४ ॥**

તેને [illegible] છે. ૪૧ [illegible]ન્નત અસ્વતંત્ર પ્રાપ્ત થાય છે. લક્ષ્મી

---

૧ રાજ[illegible] અને સત્કાવ્ય કરવાની શક્તિરૂપ. અહિં જિનેશ્વરના સ્તોત્રને પુ[illegible]ળાની ઉપમા આપી છે. ભગવંતના ગુણરૂપ દોરો, ભક્તિરૂપી રચના [illegible] જુદા અક્ષરો રૂપ રંગ બેરંગી પુષ્પો જાણવા. આ સ્તોત્રમાં છેવટ પુ[illegible]ળા શબ્દ વાપર્યો છે તે મહા આનંદ હેતુ છે અને લક્ષ્મી શબ્દ મંગળવાચી છે તેથી કરીને આ સ્તોત્રને ભણનારા, સાંભળનારા અને તેનું વ્યાખ્યાન કરનારા પુરૂષોને કલ્યાણની પરંપરા થાય છે એવો ભાવ સૂચવે છે.

અર્થ—હે જિનેંદ્ર ! મેં ભક્તિરૂપ રચનાવડે અને જ્ઞાનાદિ ગુણોરૂપ દોરાવડે ગુંથેલી ( રચેલી ) અને મનોહર અક્ષરરૂપ ચિત્રવિચિત્ર પુષ્પોવાળી તમારી સ્તોત્રરૂપ માળાને જે પુરૂષ આ લોકને વિષે નિરંતર કંઠને વિષે ધારણ કરે છે ( ગણે છે), તે માનવડે ઉન્નત પુરૂષ ( અથવા માનતુંગસૂરિ ) ને અસ્વતંત્ર ( પોતાને તાબે રહેનારી ) લક્ષ્મી પ્રાપ્ત થાય છે અર્થાત્ તમારા સ્તોત્રને નિરંતર ગણનારાને તાબેદાર લક્ષ્મી પ્રાપ્ત થાય છે ૪૪

॥ ઇતિ ભક્તામરસ્તોત્રમ્ સમ્પૂર્ણમ્ ॥



## ॥ अथ श्रीकल्याणमन्दिरस्तोत्रं* प्रारभ्यते ॥

### ॥ वसन्ततिलकावृत्तम् ॥

મંગળ અને અભિધેય.

**कल्याणमन्दिरमुदारमवद्यभेदि,**

કલ્યાણનું ઘર, ઉદાર, પાપને ભેદનારૂં

**भीताभयप्रदमनिन्दितमङ्घ्रिपद्मम् ॥**

**ભય પામેલાને અભયને આપનારૂં, પ્રશસ્ય, ચરણ કમળને**

---

* આ કલ્યાણમંદિર સ્તોત્ર **સિદ્ધસેન દિવાકર** સૂરિએ રચ્યું છે. તેની ઉત્પત્તિ આ પ્રમાણે જાણવી–ઉજજયિની નગરીને વિષે રહેનારો વિક્રમ રાજાના પુરોહિતનો પુત્ર અને દેવસિરૂા નામની માતાની કુક્ષિ થકી ઉત્પન્ન થયેલ મુકુંદ નામનો પંડિત ભૃગુકચ્છ ( ભરૂચ ) નગરે વાદ કરવા જતો હતો. રસ્તામાં **વૃદ્ધવાદી સૂરિ** મળ્યા. તેમની સાથે વાદ કર્યો અને ગોવાળોને સાક્ષી રાખ્યા તેમાં તે હાર્યો. પછી રાજસભામાં વાદ કરતાં પણ વૃદ્ધવાદી જીત્યા તેથી તે તેમનો શિષ્ય થયો. ગુરૂએ **કુમુદચંદ્ર** નામ આપ્યું અને સૂરિપદ આપ્યું ત્યારે **સિદ્ધસેન દિવાકર** એવું નામ આપ્યું. તેણે એકદા વાદ માટે આવેલા ભટ્ટને સંભળાવવા માટે નવકારને બદલે **नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः** એ પ્રકારનું ચૌદ પૂર્વનું પહેલું સંસ્કૃત વાક્ય કહ્યું, વળી એક વખત ગુરૂ મહારાજને કહ્યું કે આ સઘળા પ્રાકૃત સિદ્ધાંતો છે તેના હું સંસ્કૃત બનાવું ત્યારે ગુરૂએ કહ્યું કે–બાળ, સ્ત્રી, મંદબુદ્ધિવાન અને મૂર્ખ એવા ચારિત્રની ઇચ્છાવાળા મનુષ્યોના હિતને માટે તત્ત્વજ્ઞોએ પ્રાકૃતમાં સિદ્ધાંત રચ્યા છે, માટે એ પ્રકારે બોલવાથી તમને મોટું પ્રાયશ્ચિત લાગ્યું; એમ કહી તેને ગચ્છ બાહાર કર્યા. સંઘે વિનંતિ કરી કે આ મહા પ્રભાવક છે માટે ગચ્છ બહાર કરવા યોગ્ય નથી. એવો સંઘનો અત્યાગ્રહ થવાથી ગુરૂએ કહ્યું કે અઢાર રાજા

संसारसागरनिमज्जदशेषजन्तु-

સંસારરૂપ સમુદ્રને વિષે બૂડતા સમગ્ર પ્રાણીઓને

पोतायमानमभिनम्य जिनेश्वरस्य ॥ १ ॥

વહાણ તુલ્ય નમસ્કાર કરીને જિનેશ્વરના

---

ઓને પ્રતિબોધીને જૈન કરશે તો ગચ્છમા લઇશુ તેથી સિદ્ધસેનજી ઉજ્જ-યિનીને વિષે ગયા ત્યા વિક્રમ રાજા ઘોડા ખેલાવવા જતા હતા, તેણે રથ પાસેથી નીકળતા સિદ્ધસેન દિવાકરજીને પૂછ્યુ કે તમે કોણ છો ? આચાર્યે કહ્યુ કે સર્વજ્ઞપુત્ર છુ તેથી રાજાએ મનમા નમસ્કાર કર્યો એટલે આ ચાર્યે ધર્મલાભ આપ્યો રાજાએ પૂછ્યુ કોને ધર્મલાભ આપો છો ? આ-ચાર્યે કહ્યુ કે જેણે મનથી નમસ્કાર કર્યો તેને આથી રાજાએ સ તોષ પામી ક્રોડ સોનૈયા આપવા માડ્યા તે આચાર્યે નહિ લેતા ધર્મ કાર્યમા વપરા-વ્યા વળી એક વખત ચાર શ્લોક લઇને રાજ્યદ્વારે ગયા ત્યા રાજાને પૂ-છાવ્યુ કે તમને મળવા માટે એક ભીક્ષુ હાથમા ચાર શ્લોક લઇને આવ્યો છે તે આવે કે જાય ? રાજાએ કહેવરાવ્યુ કે દશલાખ સોનામહોર અને ચૌદ હાથી આપતા છતા તેને આવવુ હોય તો ભલે આવે અગર પાછો જાય પછી આચાર્યે રાજા પાસે જઇ અનુક્રમે ચાર શ્લોક કહ્યા તેથી ખુશી થઇને રાજાએ અનુક્રમે એકેક દિશાનુ રાજ્ય આપવાનો સ કલ્પ કર્યો પણ આચાર્યે તે નહિ લેતા "હુ જ્યારે આવુ ત્યારે મારો ધર્મોપદેશ સાભળવો," એટલુજ માગી લીધુ એકદા તે આચાર્ય મહાકાળના મ દિરમા શીવપિંડિકા ઉપર પગ રાખીને સૂતા ત્યા ઘણા લોકોએ ઉઠાડ્યા છતા ન ઉઠ્યા તેથી લોકોએ રાજા પાસે જઇ હકીકત નિવેદન કરી રાજાએ બ-ળાત્કારે હાકી કાઢવાને ફરમાવ્યુ, તેથી રાજ્પુરૂષો તેમને ચાબુકના પ્રહાર મારવા લાગ્યા, પર તુ તે પ્રહાર તેમને નહિ લાગતા રાજાની રાણીઓને લાગવા માડ્યા અત્યત કોલાહળ થવાથી રાજા આશ્ચર્ય પામી મહાકાળના

**यस्य स्वयं सुरगुरुर्गरिमाम्बुराशेः,**

જેના પોતે બૃહસ્પતિ, મહિમારૂપી મહાસાગરનું

**स्तोत्रं सुविस्तृतमतिर्न विभुर्विधातुम् ॥**

સ્તવન, વિસ્તાર પામેલી છે બુદ્ધિ જેની એવો } નથી. સમર્થ કરવાને

---

મંદિરમાં આવ્યો. ત્યાં આચાર્યને ઓળખ્યા અને પૂછ્યું કે મહાદેવ પૂજ્ય છે છતાં તેના મસ્તકે પગ તમે કેમ રાખ્યા? આચાર્યે કહ્યું કે **મહાદેવ** તો બીજાજ છે જેની હું સ્તુતિ કરીશ, તે તમે સાવધાન પણે સાંભળો. એમ કહી **કલ્યાણમંદિર** સ્તોત્ર કરવા માંડ્યું. અગ્યારમો શ્લોક બોલતાં પૃથ્વીકંપ થયો, ધુમાડો નીકળ્યો અને શિવલિંગ ફાટીને ધરણેંદ્ર સહિત પાર્શ્વનાથ મહારાજની તેજસ્વી પ્રતિમા પ્રગટ થઇ. આચાર્યે સ્તોત્ર સંપૂર્ણ કરીને પછી કહ્યું કે અહીં **ભદ્રા** શેઠાણીનો પુત્ર **અવંતિ સુકુમાળ** અનશન કરી, કાયોત્સર્ગમાં રહી, ચ્યવીને નલિનીગુલ્મવિમાનને વિષે ગયેલ છે, તે સ્થાને પિતાની યાદગીરીમાં તેના પુત્રે **મહાકાલ** નામનું નવિન ચૈત્ય બંધાવી પાર્શ્વ પ્રભુની પ્રતિષ્ઠા કરી હતી. કેટલેક કાળે મિથ્યાદ્રષ્ટિઓએ તેના ઉપર મહાદેવનું લિંગ પધરાવી પ્રતિમાને ઢાંકી દીધી; તે મારી સ્તુતિવડે હમણા પાર્શ્વપ્રભુ પ્રકટ થયા છે. તે સાંભળી રાજાએ હર્ષ પામી તે મંદિરના ખર્ચ માટે સો ગામ આપ્યા અને પોતે સમ્યક્ત્વ અંગીકાર કર્યું. તે પછી સિદ્ધસેનસૂરિએ વિક્રમના અનુયાયી બીજા અઢાર રાજાઓને પ્રતિબોધ્યા. તેના ગુણથી રંજન થઇ વિક્રમ રાજાએ સુખાસન આપ્યું, જેમાં બેસીને હમેશા રાજસભામાં જવા લાગ્યા. સિદ્ધસેન ૧૮ રાજાને પ્રતિબોધવાને ગયેલા તે આરંભમાં મગ્ન થયેલ છે એમ જાણીને વૃદ્ધવાદી ગુરૂ તેને પ્રતિબોધવા શ્રી ઉજ્જયિની આવ્યા. ત્યાં ભોઇ ( સુખાસન ઉપાડનાર) નું રૂપ ધારણ કરીને દ્વારમાં ઉભા રહ્યા. જ્યારે સિદ્ધસેનસૂરિ સુખાસનમાં બેસી રાજદ્વારે જતા હતા ત્યારે વૃદ્ધવાદીએ એક ભોઇને ઠેકાણે રહી

तीर्थेश्वरस्य [1]कमठस्मयधूमकेतो–
तीर्थंकरनुं  કમઠના અહંકારને[2]ધૂમકેતુ સમાન
स्तस्याहमेष किल संस्तवनं करिष्ये ॥२॥ युग्मम्॥
तेनुं हुं प्रत्यक्ष  निश्चे  स्तवन  करीश.

અર્થ—કલ્યાણનુ ઘર, ઉદાર ( મહોટું અથવા ભવ્યજનોને વાંછિત આપે તેથી દાતાર ), પાપને ભેદન કરનાર, ભય પામેલાને અભય ( નિર્ભયતા અથવા મોક્ષ ) આપનાર, પ્રશસ્ય ( જરા પણ દોષરહિત ) અને સંસારરૂપ સમુદ્રને વિષે બૂડતા સમગ્ર પ્રાણીઓને વહાણ તુલ્ય એવા જિનેશ્વરના ચરણ

---

પાલખી ઉપાડી લીધી, વૃદ્ધ હોવાથી ધીમે ધીમે ચાલવા લાગ્યા ત્યારે સિદ્ધસેન મુનિએ કહ્યું કે-भूरिभारभराक्रान्त स्कन्ध किं तव बाधति ? અહિં આત્મને પદને સ્થાને बाधति પરસ્મૈપદનો પ્રયોગ વાપર્યો તેથી વૃદ્ધવાદી બોલ્યા કે न तथा बाधते स्कन्धो यथा बाधति बाधते । એ સાભળી પોતાની ભૂલ જાણી ચમત્કાર પામ્યા અને ભૂલ કાઢનારને પોતાના ગુરૂ જાણી પાલખીમાંથી ઉતરી નમસ્કાર કર્યો. ગુરૂએ પ્રતિબોધી સંઘમાં લીધા તે મહાન્ કવિ થયા છે તેના જેવા બીજા કોઈ કવિ ત્યાર પછી થયા નથી

૧ કમઠના ભવથી દશ ભવનું બંધાયેલું છે વૈર જેને એવો અસુરકુમાર નિકાયનો મેઘમાલી દેવ

૨ પૂછડાવાળો અગર ચોટલીવાળો ગ્રહ ઉદય પામે છે, તેથી ઉપદ્રવ અગર નાશ થાય છે, તેમ આ પાર્શ્વનાથ પ્રભુ પણ કમઠના ગર્વનો નાશ કરનારા છે

કમળને નમસ્કાર કરીને, કમઠના અહંકારને ધૂમકેતુ સમાન એવા જે તીર્થંકર ( પાર્શ્વપ્રભુ ) ના મહિમારૂપી મહાસાગરનું સંસ્તવન કરવાને વિસ્તાર પામેલી છે બુદ્ધિ જેની એવો બૃહસ્પતિ પોતે સમર્થ નથી તે તીર્થંકરનું સ્તવન, પ્રત્યક્ષ (મૂર્ખ) એવો હું નિશ્ચે કરીશ. ૧-૨

સ્તુતિ કરવાની અશક્યતાનું વર્ણન.

**सामान्यतोऽपि तव वर्णयितुं स्वरूप,–**

સામાન્યપણે પણ તમારું વર્ણન કરવાને સ્વરૂપ

**मस्मादृशाः कथमधीश ! भवन्त्यधीशाः ॥**

મારા સરખા, કેવીરીતે હેસ્વામી ! થાય ? સમર્થ

**धृष्टोऽपि कौशिकशिशुर्यदिवा दिवान्धो,**

ધૃષ્ટ પણ ઘૂડનો બાળક અથવા દિવસે આંધળો

**रूपं प्ररूपयति किं किल घर्मरश्मेः ? ॥३॥**

સ્વરૂપને કહી શકે છે ? શું નિશ્ચે સૂર્યના

અર્થ:—હે સ્વામી ! મારા સરખા મંદ બુદ્ધિવાળા પુરૂષો, સામાન્યપણે પણ તમારૂં સ્વરૂપ વર્ણવવાને કેવી રીતે સમર્થ થાય ? અથવા ધૃષ્ટ ( ધીઠો–દ્રઢ પ્રયત્નવડે પ્રગલ્ભ ) પણ દિવસે આંધળો એવો ઘૂડનો બાળક નિશ્ચે સૂર્યના સ્વરૂપને શું કહી શકે છે ? અર્થાત્ ગમે તેવો વાચાળ અને બુદ્ધિશાળી ઘૂડ હમેશા દિવસે અંધ હોવાથી સૂર્યનું સ્વરૂપ વર્ણવી શકે નહિ તેમ હું મંદબુદ્ધિ હોવાથી તમારૂં સ્વરૂપ વર્ણવી શકું તેમ નથી. અહીં કવિ પોતાની લઘુતા સૂચવે છે. ૩

मोहक्षयादनुभवन्नपि नाथ ! मर्त्यो,

મોહનીયકર્મના નાશથી અનુભવકરતો[1] પણ હે નાથ ! મનુષ્ય

नूनं गुणान् गणयितुं न तव क्षमेत् ॥

નિશ્ચે ગુણોને ગણવાને ન તમારા સમર્થ થાય

कल्पान्तवान्तपयसः प्रकटोऽपि यस्मान्,

કલ્પાતકાળને વિષે ફેંકી દીધું છે પાણી જેણે એના, } પ્રત્યક્ષ પણ જે કારણ માટે

मीयेत केन जलधेर्ननु रत्नराशिः ? ॥ ४ ॥

મપાય છે કોઇવડે સમુદ્રનો નિશ્ચે રત્નનો સમૂહ

અર્થ —હે નાથ ! મોહનીયાદિ કર્મનો ક્ષય થવાથી ( અથવા અજ્ઞાનના ક્ષયથી ) ગુણોને અનુભવતો ( ભોગવતો ) એવો મનુષ્ય પણ તમારા ગુણોને ગણવાને નિશ્ચે સમર્થ થતો નથી જે કારણ માટે કલ્પાત કાળને વિષે ફેંકી દીધું છે પાણી જેણે એવા સમુદ્રનો પ્રત્યક્ષ પણ રત્નનો સમૂહ નિશ્ચે શુ કોઇવડે માપી શકાય છે ? અર્થાત્ પાણી ઉછળી જવાથી પ્રકટ દેખાતો રત્ન સમૂહ જેમ માપી શકાતો નથી તેમ મોહનીયાદિ કર્મના ક્ષયથી પ્રગટપણે તે ગુણોને જાણતા એવા કેવળી પણ તેની ગણતરી કરી શકતા નથી. ૪

---

૧ ગુણોને અનુભવતા-કેવળી, અહી એ સમજવાનુ છે કે કેવળી પોતે તે તમામ ગુણોને અનુભવે છે, જાણે છે પણ આયુષ્ય અલ્પ અને ગુણો ઘણા તેથી ગણતરી કરી શકે નહિ ( કહી શકે નહી )

### સ્તોત્ર કરવાનો હેતુ.

**अभ्युद्यतोऽस्मि तव नाथ! जडाशयोऽपि,**

સાવધાન થયેલ હું છું. તમારૂં હે નાથ! જડ બુદ્ધિવાળો પણ

**कर्तुं स्तवं लसदसंख्यगुणाकरस्य ॥**

કરવાને સ્તવ દેદિપ્યમાન અસંખ્ય ગુણના સ્થાન એવા

**बालोऽपि किं न निजबाहुयुगं वितत्य,**

બાળક પણ શું નથી પોતાના બે હાથને પહોળા કરીને

**विस्तीर्णतां कथयति स्वधियाऽम्बुराशेः? ॥ ५ ॥**

વિસ્તારને કહેતો? પોતાની બુદ્ધિએ સમુદ્રના

અર્થઃ—હે નાથ! હું જડબુદ્ધિવાળો (મૂર્ખ) છું તો પણ દેદિપ્યમાન અસંખ્ય ગુણના સ્થાન એવા તમારૂં સ્તવન કરવાને હું સાવધાન (ઉદ્યમવંત) થયેલ છું. બાળક પણ પોતાના બે હાથને પહોળા કરીને પોતાની બુદ્ધિવડે સમુદ્રના વિસ્તારને શું નથી કહેતો? અર્થાત્ બાળક જેમ પોતાના હાથ પહોળા કરી સમુદ્રનો વિસ્તાર બતાવે છે તેમ હું પણ મારી શક્તિ અનુસારે આવડે એવી સ્તુતિ કરવાને ઉદ્યુક્ત થયો છું. ૫

**ये योगिनामपि न यान्ति गुणास्तवेश!,**

જે [1]યોગિઓને પણ નથી પ્રાપ્ત થતા. ગુણો તમારા હે પ્રભુ!

**वक्तुं कथं भवति तेषु ममावकाशः? ॥**

કહેવાને કેમ હોય? તેને વિષે મારી શક્તિ

---

૧ દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ રત્નત્રયના આરાધનવડે ઉત્પન્ન થયું છે જ્ઞાન જેને એવા મહર્ષિઓ.

जाता तदेवमसमीक्षितकारितेयं,
થયું. તે માટે એ પ્રકારે અવિચારી કાર્ય
जल्पन्ति वा निजगिरा ननु पक्षिणोऽपि ॥ ६ ॥
બોલે છે. અથવા પોતાની ભાષાવડે નિશ્ચે પક્ષીઓ પણ

અર્થ—હે પ્રભુ! તમારા જે ગુણો યોગીઓને પણ કહેવાને પ્રાપ્ત થતા નથી (વચન ગોચર થતા નથી), તેને વિષે (તે ગુણો કહેવાને) મારી શક્તિ કેમ હોય? તે માટે એ પ્રકારે આ (સ્તુતિ કરવાનો આરંભ) અવિચારી કાર્ય થયું. અથવા પક્ષીઓ પણ નિશ્ચે પોતાની ભાષાવડે બોલે છે અર્થાત્ મનુષ્ય ભાષા ન આવડવાથી પક્ષીઓ જેમ પોતાની ભાષામા બોલે છે તેમ હુ પણ સુંદર અર્થગર્ભિત સ્તુતિ કરવાને અસમર્થ છતો શક્તિઅનુસાર સ્તુતિ કરૂ છુ ૬

ભગવન્નામગ્રહણ માહાત્મ્ય.

आस्तामचिन्त्यमहिमा जिन! संस्तवस्ते,
દૂર રહો. અચિંત્ય મહિમાવાળું, હે જિનેશ્વર! સ્તવ તમારૂ
नामापि पाति भवतो भवतो जगन्ति ॥
નામ પણ રક્ષણ કરે છે તમારૂ ભવથકી ત્રણ જગતને
तीव्रातपोपहतपान्थजनान्निदाघे,
પ્રચંડ તાપવડે પીડાતા પંથી જનોને ગ્રીષ્મકાળમા
प्रीणाति पद्मसरसः सरसोऽनिलोऽपि ॥७॥
ખુશી કરે છે. કમળવાળા સરોવરનો, જળકણ સહિત પવન પણ

**અર્થઃ**—હે જિનેશ્વર ! અચિંત્ય મહિમાવાળું તમારૂં સ્તવન દૂર રહો. તમારૂં નામ પણ ( ગ્રહણ કર્યું છતું ) ત્રણ જગતનું ભવ ( સંસાર ભ્રમણ ) થકી રક્ષણ કરે છે. ગ્રીષ્મઋતુમાં પ્રચંડ ( અસહ્ય ) તાપવડે પીડાયેલા ( આકુળ વ્યાકુળ થયેલા ) પંથીજનો ( મુસાફરો ) ને કમળવાળા સરોવરનો સૂક્ષ્મ જળકણ સહિત ( ઠંડો ) પવન પણ ખુશી કરે છે. અર્થાત્ ઠંડો પવન મુસાફરોને ખુશી કરે તો પછી પાણીની શી વાત ? તમારૂં નામ માત્ર ભવભ્રમણ મટાડે તો પછી સ્તવનના મા તો શું વર્ણવવો ? મતલબ કે તમારૂં સ્તોત્ર ઘણા વાળું છે. ७ ॥ ५ ॥

ધ્યાન માહાત્મ્ય.

हृद्वर्तिनि त्वयि विभो ! शिथिलीभवंति,

હૃદયમાંવર્તતેછતે તમે હે સ્વામી ! શિથિલ થઈ જાય છે.

जन्तोः क्षणेन निबिडा अपि कर्मबन्धाः ॥

પ્રાણીના ક્ષણમાં દ્રઢ પણ કર્મના બંધનો

सद्यो भुजङ्गममया इव मध्यभाग-

તુરત સર્પમયબંધન પેઠે મધ્યભાગે

मभ्यागते वनशिखण्डिनि चंदनस्य ॥ ८ ॥

આવ્યેછતે વનનો મોર ચંદન વૃક્ષનાં

**અર્થઃ**—હે સ્વામી ! તમે હૃદયને વિષે વર્તતે છતે પ્રાણીના દ્રઢ પણ કર્મબંધનો, જેમ વનનો મોર વનના મધ્ય ભાગે આવ્યે છતે ચંદન વૃક્ષના સર્પમય બંધનો તત્કાળ શિથિલ

( ઢીલા ) થઇ જાય છે તેમ, ક્ષણવારમા શિથિલ થાય છે અ-
ર્થાત્ મોરના આવવાથી સુગધને લીધે ચદન (સુખડ) વૃક્ષને
વીટાઇ રહેલા સર્પો જેમ ખસી જાય છે તેમ તમો ભવ્ય પ્રાણિ-
ના હૃદયમા વસવાથી (તમારૂ ધ્યાન કર્યે છતે) આકરા કર્મ હોય
તે ઢીલા થઇ જાય છે ૮

## દર્શન માહાત્મ્ય.

હેવાને ,
( તે ગુણે) एव मनुजाः सहसा जिनेन्द्र !
પ્રકારે આ ( શ્રે મનુષ્યો તત્કાળ હે જિનેદ્ર '
અથ
रुपद्रवशतैस्त्वयि वीक्षितेऽपि ॥
ભયંકર ઉપદ્રવના સેંકડાવડે તમો જોનાયે છતે પણ
[1]गोस्वामिनि [2]स्फुरिततेजसि दृष्टमात्रे,
કિરણોનોસ્વામી સ્ફુરાયમાન તેજવાળો જોનાયેથકે
चौरैरिवाशु पशवः प्रपलायमानैः ॥ ९ ॥
ચોરોવડે પેઠે શીઘ્ર પશુઓ પલાયન કરતા

---

૧ કિરણોનો સ્વામી એટલે સૂર્ય, પૃથ્વીનો સ્વામી એટલે રાજા અને ગાયોનો સ્વામી એટલે ગોવાળ એવા ત્રણ અર્થ થાય છે માટે ત્રણ પ્રકારે અર્થ લેવો

૨ સૂર્ય પક્ષે પ્રભાતકાળે જગતને પ્રકાશ કરવાથી વિસ્તૃત તેજવાળો, રાજાપક્ષે અખડિત પ્રતાપવાળો અને ગોવાળપક્ષ સ્ફુરિત બળવાળો એમ અર્થ લેવા

**અર્થ:**—હે જિનેંદ્ર ! તમો જોવાયે છતે (તમારા દર્શન થયાથી) મનુષ્યો ભયંકર ઉપદ્રવના સેંકડો ( સેંકડો ઉપદ્રવો ) વડે, જેમ સ્ફુરાયમાન તેજ ( પ્રતાપ–બળ ) વાળો સૂર્ય ( અથવા રાજા અગર ગોવાળ ) જોવાયે થકે પલાયન કરતા (નાશી જતા ) ચોરો વડે પશુઓ શીઘ્ર મૂકાઇ જાય છે, તેમ શીઘ્રપણે મૂકાઇ જાય છે. અર્થાત્ તમારા દર્શનથી સેંકડો ઉપદ્રવો તત્કાળ નાશ પામે છે. ૯

ધ્યાન માહાત્મ્ય.

**त्वं तारको जिन ! कथं ? भविनां त एव,**
તમે તારનાર હે જિનેંદ્ર ! કેમ[1] ? પ્રાણિઓના તેઓજ
**त्वामुद्वहन्ति हृदयेन यदुत्तरन्तः ।**
તમોને વહન કરે છે. હૃદયવડે, જે કારણ માટે સંસાર સમુદ્રને ઉતરતા
**यद्वा दृतिस्तरति यज्जलमेष नून-**
ચુક્ત છે. મસક તરે છે જે કારણ માટે, પાણીને, આ, નિશ્ચે
**मन्तर्गतस्य मरुतः स किलानुभावः ॥१०॥**
અંદર રહેલ પવનનો તે નિશ્ચે પ્રભાવ છે

૧ સંસારસમુદ્રને ઉતરતા છતા પ્રાણિઓ તમોને હૃદયમાં ધારણ કરે છે તેથી તમે તારનાર કેવી રીતે હોઇ શકો ? કેમકે વાહ્ય ( વહનથનાર ) વાહક ( વહન કરનાર ) માં વાહક હોય તે તારક છે એટલે નાવમાં બેઠેલા માણસને નાવ તારનાર છે પણ કાંઇ નાવમાં બેઠેલ પુરૂષ નાવનો તારક નથી. આ પ્રમાણે શંકા કરીને સ્તોત્રકાર પોતેજ સામધાન કરે છે કે પાણીની મસકમાં રહેલ વાયુ જેમ મસકને તારે છે તેમ તમે પ્રાણિઓના હૃદયમાં વહન કરાયે છતે ( ધ્યાન કરાયે છતે ) તેઓને તારો છો.

અર્થ—હે જિનેદ્ર! તમે પ્રાણિઓના તારનારા કેવી રીતે છો? જે કારણ માટે સસાર સમુદ્રને ઉતરતા એવા તેઓ ( પ્રાણિઓ ) જ તમોને હૃદયવડે વહન કરે છે અથવા તે યુક્ત છે ચામડાની મસક નિશ્ચે પાણીને તરે છે તે આ પ્રત્યક્ષ અદર રહેલ વાયુનોજ નિશ્ચે પ્રભાવ છે ૧૦

यस्मिन् हरप्रभृतयोऽपि हतप्रभावाः,

જે કામદેવમાં હરિહર વગેરે પણ હણાયો છે પ્રભાવ જેનો એવા

सोऽपि त्वया रतिपतिः क्षपितः क्षणेन ॥

તે પણ તારાવડે કામદેવ ક્ષયપામ્યો ક્ષણવારમાં

विध्यापिता हुतभुजः पयसाथ येन,

બુઝાવી નાખ્યા છે અગ્નિઓને પાણીવડે હવે જે

पीतं न किं तदपि दुर्द्धरवाडवेन ? ॥ ११ ॥

પીધુ? નથી શુ તે પણ દુસહવડવાનળે

અર્થ—જે કામદેવને વિષે હરિહરાદિ દેવો પણ હણાયો છે પ્રભાવ જેનો એવા થયા છે તે કામદેવ પણ તારાવડે ક્ષણવારમાં ક્ષય પામ્યો છે હવે તેનુ દ્રષ્ટાત કહે છે-જે પાણીવડે અગ્નિઓને બુઝાવી નાખ્યા છે તે ( પાણી ) પણ દુસહ વડવાનળે ( સમુદ્રનો અગ્નિ ) શુ નથી પીધુ-નથી શોષણ કર્યું ? અર્થાત

૧ અથશબ્દ દષ્ટાત કહેવાને માટે મૂકેલ છે

બીજા અગ્નિને બુઝાવી નાખનાર પાણીને જેમ વડવાનળ શોષી જાય છે તેમ હરિહરાદિ દેવોને પણ તાબે કરનાર એવા કામદેવને તમે જીત્યો છે. ૧૧

**स्वामिन्ननल्पगरिमाणमपि प्रपन्ना–**

હે સ્વામી ! ઘણી પ્રૌઢતાવાળા પણ પ્રાપ્ત થયેલા

**स्त्वां जन्तवः कथमहो हृदये दधानाः ? ।**

તમોને પ્રાણીઓ કેવી રીતે ? આશ્ચર્ય છે હૃદયમાં ધારણ કરનારા

**जन्मोदधिं लघु तरन्त्यति–लाघवेन,**

ભવસાગરને શીઘ્રપણે તરેછે. અત્યંત હલકાપણાએ કરીને

**चिन्त्यो न हन्त महतां [1]यदि वा प्रभावः ॥१२॥**

વિચારવાયોગ્ય નથી નિશ્ચે મહાનપુરૂષોનો અથવા પ્રભાવ

**અર્થઃ**—હે સ્વામી ! તમોને સ્વામીપણાએ પ્રાપ્ત થયેલા પ્રાણીઓ, ઘણી પ્રૌઢતાવાળા એવા પણ તમોને હૃદયમાં ધારણ કરતા છતા અત્યંત હલકાપણાએ કરીને ( બીલકુલ ભાર ન હોય તેમ ) ભવસાગરને શીઘ્રપણે હોય તેમ કેવી રીતે તરે છે એ આશ્ચર્ય છે. અથવા નિશ્ચે મહાન્ ( ત્રણ જગતને વિષે ઉત્તમ ) પુરૂષોનો પ્રભાવ ચિંતવવા યોગ્ય નથી. અર્થાત્ તમે અતિગરિષ્ઠ એટલે ઘણા ભારવાળા છતાં બીલકુલ ભાર વિનાના હલકા હોય તેમ તમોને હૃદયમાં ધારણ કરીને ભવસમુદ્રને તમારા આશ્રિતો જલદીથી તરી જાય છે એ આશ્ચર્ય છેઃ કેમકે વધારે ભાર હોય તે તરવાને અસમર્થ થાય, આ પ્રમાણે શંકા કરીને

---

[1] यदि સમાધાન અર્થમાં વપરાય છે આ પ્રમાણે દરેક ઠેકાણે સમજવું.

તેનુ સમાધાન કરે છે કે-મહાન્ પુરૂષોનો પ્રભાવ છે તે મન-
વડે પણ ચિંતવવા યોગ્ય નથી કેમકે તે ઘણા ભારવાળાને પણ
પોતાના પ્રભાવથી સર્વથા ભાર રહિત હોય તેમ તારે છે ૧૨

क्रोधस्त्वया यदि विभो! प्रथमं निरस्तो,

ક્રોધ તમારાવડે જો હે પ્રભુ! પ્રથમજ નાશ કરેલો છે

ध्वस्तास्तदा वत कथं किल कर्मचौराः?॥

હણાયા? ત્યારે આશ્ચર્ય છે કેમ નિશ્ચે કર્મરૂપી ચોરો

प्लोषत्यमुत्र यदि वा शिशिराऽपि लोके,

બાળે છે. આ અથવા શીતળ પણ લોકને વિષે

नीलद्रुमाणि विपिनानि न किं [1]हिमानी॥ १३ ॥

લીલાં વૃક્ષોવાળા વનખંડોને ન શું હિમસમૂહ

અર્થ —હે પ્રભુ! તમારા વડે જો ક્રોધ પ્રથમજ નાશ
થયેલો છે તો આશ્ચર્ય છે કે કર્મરૂપી ચોરો નિશ્ચે કેવી રીતે
હણાયા? અથવા આ લોકને વિષે શીતળ પણ હિમસમૂહ,
નીલા વૃક્ષવાળા વનખંડોને શું નથી બાળતો? અર્થાત્ ક્રોધ
વિના કર્મરૂપ ચોરને તમે હણ્યા તે મોટું આશ્ચર્ય છે એમ
શંકા કરીને સમાધાન કરે છે કે-હરો હિમ જેમ વૃક્ષોને બાળે
છે તેમ તમે ક્રોધ વિના પણ કર્મરૂપ ચોરને બાળો છો
તે યુક્ત છે ૧૩

---

१ महद्रुद्रिम हिमानी।

**त्वां योगिनो जिन ! सदा परमात्मरूप-**

તમોને યોગીઓ હે જિન ! નિરંતર સિદ્ધસ્વરૂપી

**मन्वेषयन्ति हृदयाम्बुजकोशदेशे ॥**

જોવે છે. હૃદયરૂપ કમળના ડોડાના મધ્યભાગે

**पूतस्य निर्मलरुचेर्यदि वा किमन्य-**

પવિત્ર નિર્મળ કાંતિવાળા અથવા શું બીજું

**दक्षस्य [1]सम्भवि पदं ननु कर्णिकायाः ॥ १४ ॥**

કમળબીજનું સંભવે ? સ્થાન નિશ્ચે કર્ણિકાથકી

**અર્થ**—હે જિન ! મહર્ષિઓ હૃદય રૂપ કમળના ડોડાના મધ્ય ભાગને વિષે સિદ્ધસ્વરૂપી એવા તમોને નિરંતર જ્ઞાન ચક્ષુ વડે જોવે છે. અથવા નિશ્ચે પવિત્ર અને નિર્મળ કાંતિવાળા કમળના બીજનું કર્ણિકા થકી બીજું સ્થાન શું સંભવે ? અ-ર્થાત્ કમળના બીજનું સ્થાન જેમ કર્ણિકા છે તેમ તમે પણ કર્મ મલનો નાશ થવાથી પવિત્ર એટલે ચિદાનંદ સ્વરૂપે પ્રકટ થયેલા હોવાથી નિર્મળ કાંતિવાળા છો માટે યોગીંદ્રના હૃદય કમળના મધ્ય ભાગરૂપ કર્ણિકા એજ તમારૂં યોગ્ય સ્થાન છે. ૧૪

**ध्यानाज्जिनेश ! भवतो भविनः क्षणेन,**

ધ્યાનવડે હે જિનેશ્વર ! તમારા પ્રાણીઓ ક્ષણવારમાં

---

१ संभवतीति संभवि

देहं विहाय [1]परमात्मदशां व्रजन्ति ॥
શરીરને ત્યાગકરીને પરમાત્મદશાને પામે છે.

तीव्रानलादुपलभावमपास्य लोके,
પ્રબલઅગ્નિવડે પાષાણભાવને ત્યાગ કરીને લોકને વિષે

चामीकरत्वमचिरादिव धातुभेदाः ॥ १५ ॥
સુવર્ણપણાને તત્કાળ પેઠે માટી પાષાણ વગેરે

અર્થ—હે જિનેશ્વર ! લોકને વિષે ધાતુભેદ ( માટી પાષાણમા મળેલ ધાતુ ) પ્રબળ અગ્નિવડે પાષાણપણાને ત્યાગ કરીને તત્કાળ સુવર્ણપણાને જેમ પામે છે તેની પેઠે તમારા ધ્યાન થકી ભવ્ય પ્રાણીઓ ક્ષણવારમા શરીરનો ત્યાગ કરીને પરમાત્મ દશાને પામે છે અર્થાત્ તમારૂ ધ્યાન કરવાથી પ્રાણિઓ તમારા જેવા બને છે. ૧૫

अन्तः सदैव जिन ! यस्य विभाव्यसे त्वं,
હૃદયમાં નિરંતર હે જિન ! જેનાં વિશેષ ચિંતવન થાઓ છે, તમે

भव्यैः कथं तदपि नाशयसे शरीरम् ? ॥
ભવ્યોવડે કેમ તોપણ નાશ કરો છો ? શરીરને

---

૧ ભમરીથી ભીરુ પામેલી ઇયળ ભમરીનુ ધ્યાન કરતી છતી ભમરીરૂપ જેમ થાય છે તેમ વીતરાગનુ ધ્યાન કરનાર નર વીતરાગ સ્વરૂપ થાય છે અર્થાત્ જે જેનુ ધ્યાન કરે તે તેવો થાય છે

**एतत्स्वरूपमथ [1]मध्यविवर्त्तिनो हि,**

એવું સ્વરૂપ છે, હવે મધ્યસ્થ પુરૂષનું નિશ્ચે

**[2]यद्विग्रहं प्रशमयन्ति महानुभावाः ॥१६॥**

જે કારણ માટે, કલેશને, ઉપશમાવે છે. મ્હોટા પ્રભાવવાળા

અર્થ—હે જિન ! જે (શરીર) નાં હૃદયને વિષે ભવ્ય પ્રાણિઓવડે તમે નિરંતર વિશેષે ચિંતવન થાઓ છો તો પણ તે ( ભવ્યોનાં ) શરીરને તમે કેમ નાશ કરો છો ? હવે દૃષ્ટાંત કહે છે કે—મધ્યસ્થ પુરૂષનું નિશ્ચે એવુંજ સ્વરૂપ છે. જે કારણ માટે મ્હોટા પ્રભાવવાળા પુરૂષો કલેશને ઉપશમાવે છે. અર્થાત્ તમે મધ્યસ્થ હોવાથી શરીર અને જીવનો પરસ્પરનો અનાદિ કાળનો વિગ્રહ હતો તે મટાડવા શરીરને નાશ કરો છો અને જીવને મોક્ષ પમાડો છો. ૧૬

**आत्मा मनीषिभिरयं [3]त्वदभेदबुद्ध्या,**

આત્મા પંડિતોવડે આ તમારે વિષે અભેદ: બુદ્ધિવડે

**ध्यातो जिनेन्द्र ! भवतीह भवत्प्रभावः ॥**

ધ્યાન કરાયો છતો, હે જિનેંદ્ર! થાય છે અહીં, તમારા સરખા પ્રભાવવાળો

---

૧ શરીરના મધ્યભાગે રહેનારનું અથવા વિવાદમાં બંને પક્ષ જેને સમાન હોય એવા પક્ષપાત રહિત મધ્યસ્થ પુરૂષનું.

૨ विग्रह કે૦ શરીર અથવા કલેશ.

૩ હું અને પરમાત્મા એકજ સ્વરૂપ છીએ. એવા પ્રકારની એકાગ્રતા તે અભેદબુદ્ધિ.

पानीयमप्यमृतमित्यनुचिन्त्यमानं,

પાણી, પણ, અમૃત, એ પ્રકારે, ચિંતવન કરાયું છતુ

किं नाम नो विषविकारमपाकरोति ॥ १७ ॥

શું આમંત્રણે નહિ વિષવિકારને દૂર કરે છે.

અર્થ —હે જિનેંદ્ર ! પંડિતોવડે તમારે વિષે અભેદ બુદ્ધિએ કરીને ધ્યાન કરાયો છતો આ આત્મા આ જગતને વિષે તમારા સરખા પ્રભાવવાળો થાય છે પાણી પણ અમૃતપણે એ પ્રકારે ચિંતવન કરાયું છતુ ( અથવા મણિમંત્રાદિવડે સંસ્કારિત કર્યું છતુ ) ઝેરના વિકારને શું નથી દૂર કરતુ ? અર્થાત્ અમૃત બુદ્ધિએ ચિંતવેલું અથવા મંત્રિત કરેલુ પાણી જેમ ઝેર ઉતારે છે તેમ તમારી સાથે અભેદ ભાવે ધ્યાન કરવાથી કર્મમળરૂપ ઝેર ઉતારીને આ આત્મા પરમાત્મા થાય છે ૧૭

त्वामेव वीततमसं परवादिनोऽपि,

તમોનેજ તમોગુણ રહિત પરતીર્થીઓ પણ

नूनं विभो ! हरिहरादिधिया प्रपन्नाः ॥

નિશ્ચે હે પ્રભુ ! હરિહરાદિની બુદ્ધિએ આશ્રય કરી રહેલા છે.

किं काचकामलिभिरीश ! सितोऽपि शंखो,

શું કાચકામલિવાળાજનોવડે, પ્રભુ ! શ્વેત પણ શંખ

नो गृह्यते विविधवर्णविपर्ययेण ॥ १८ ॥

નથી ગ્રહણ કરાતો ? વિવિધ રંગના પરાવર્તે કરીને

અર્થ:—હે પ્રભુ ! પરતીર્થીઓ ( અન્ય દર્શનીઓ ) પણ હરિહરાદિ દેવોની બુદ્ધિવડે કરીને રાગદ્વેષરૂપ તમોગુણ રહિત એવા તમોનેજ નિશ્ચે આશ્રય કરીને રહેલા છે. કાચકામલી ( કમળો ) ના રોગવાળા જનોવડે શ્વેત એવો પણ શંખ વિવિધ રંગના પરાવર્તે કરીને શું નથી ગ્રહણ કરાતો? અર્થાત્ પીત્ત કમળીના રોગવાળો મનુષ્ય ધોળા શંખને પીળો શંખ લીલો શંખ એ પ્રકારે જુદા જુદા રંગે દેખે છે તેમ અન્ય દર્શનીઓ પણ તમારૂં આ હરિ છે, હર છે, બ્રહ્મા છે, એવી બુદ્ધિથી આરાધન કરે છે. ૧૮

અશોકવૃક્ષપ્રાતિહાર્ય.

**धर्मोपदेशसमये सविधानुभावा-**
ધર્મના ઉપદેશ વખતે સમીપપણાના પ્રભાવથકી

**दास्तां जनो भवति ते तरुरप्यशोकः ॥**
દૂરરહો, મનુષ્ય થાય છે. તમારા વૃક્ષપણ શોકરહિત

**अभ्युद्गते दिनपतौ समहीरुहोऽपि,**
ઉદય પામે છતે સૂર્ય વૃક્ષોવડે સહિતપણ

**किं वा विबोधमुपयाति न जीवलोकः?॥ १९ ॥**
શું અથવા વિકાશપણાને પામે છે? નહિ આખું જગત્

અર્થ:—હે સ્વામીન્! ધર્મના ઉપદેશ વખતે તમારા સમીપપણાના પ્રભાવ થકી ચેતનવાળા મનુષ્ય તો દૂર રહો, પરંતુ અવ્યક્ત ચેતનાવાળા વૃક્ષ પણ શોક રહિત ( અશોક ) થાય છે. અથવા સૂર્ય ઉદય પામે છતે વૃક્ષોવડે સહિત પણ

આખુ જગત શું વિકાશપણાને નથી પામતું ? અર્થાત્ સૂર્યોદય થયે છતે કેવળ લોકજ નિદ્રાનો ત્યાગ કરીને જાગૃત થાય છે એટલુજ નહિ પરંતુ વૃક્ષો પણ પત્રસંકોચાદિ લક્ષણ નિદ્રા છોડીને વિકસ્વર થાય છે, તેમ તમારા પ્રભાવથી મનુષ્યો શોક રહિત થાય છે એટલુજ નહિ પણ વૃક્ષ પણ શોક રહિત થાય છે-નામથી અશોક થાય છે તે યુક્ત છે ૧૯

### સુરપુષ્પવૃષ્ટિ પ્રાતિહાર્ય

**चित्रं विभो! कथमवाङ्मुखवृन्तमेव,**

આશ્ચર્ય છે. હે પ્રભુ ! કેમ નીચુ મુખ છે જેનુ એના બીંટ હોય તેમજ

**विष्वक् पतत्यविरला सुरपुष्पवृष्टिः ? ॥**

ચારે તરફ, પડે છે, સઘન, દેવોએ કરેલ ફુલની વૃષ્ટિ

**त्वद्गोचरे [1]सुमनसां यदि वा [2]मुनीश !,**

તમો પ્રત્યક્ષ છતે, સુંદર ચિત્તવાળાના, અથવા હે મુનીશ !

**गच्छन्ति नूनमधएव हि वन्धनानि ॥२० ॥**

જાય છે. નિશ્ચે નીચેજ જે કારણ માટે બંધનો

---

૧ પુષ્પ, દેવતા અને સુંદર ચિત્તવાળા એવા ત્રણ અર્થ થાય છે
૨ તત્ત્વને જાણે તે મુનિ તેના સ્વામી તે મુનીશ

**અર્થ:**—હે પ્રભુ ! સઘન એવી દેવોએ કરેલ પુષ્પની વૃષ્ટિ ચારે તરફ નીચું છે મુખ જેનું એવા બીંટ હોય તેમજ કેમ પડે છે એ આશ્ચર્ય છે ! અથવા હે મુનીશ ! તમો પ્રત્યક્ષ છતે સુંદર ચિત્તવાળા ( ભવ્ય જનો )નાં બંધનો ( કર્મના અભ્યંતર બંધન અને બેડી વગેરે બાહ્ય બંધન ) જે કારણ માટે નીચેજ જાય છે ( નાશ પામે છે. ) અર્થાત્ પુષ્પના બીંટ નીચે જાય છે તે એમ સૂચવે છે કે ભગવંતના સમીપપણાથી જેમ અમારા બીંટ ( બંધન ) નીચે રહે છે તેમ ભવ્ય પ્રાણિ અગર દેવતાના બંધનો પણ નીચે જશે એટલે તુટીને નીચે પડશે.૨૦

## દિવ્યધ્વની પ્રાતિહાર્ય.

**स्थाने गभीरहृदयोदधिसंभवायाः,**

સુક્ત છે. ગંભીર હૃદયરૂપ સમુદ્રથકી ઉત્પન્ન થયેલી

**पीयूषतां तव गिरः समुदीरयन्ति ॥**

અમૃતપણાને તમારી વાણીના કહે છે.

**पीत्वा यतः परमसंमदसङ्गभाजो,**

પાન કરીને જે કારણ માટે ઉત્કૃષ્ટ હર્ષના સંયોગને ભજનારા

**भव्या व्रजन्ति तरसाऽप्यजरामरत्वं ॥ २१ ॥**

ભવ્યો પામે છે. શીઘ્રપણ અજરામરપણાને

---

૧ અમૃતની ઉત્પત્તિ સમુદ્રથકી ગણાય છે માટે વાણીની ઉત્પત્તિ હૃદય સમુદ્ર થકી કહી છે.

અર્થ —હે સ્વામિન્! ગંભીર હૃદય રૂપ સમુદ્ર થકી ઉત્પન્ન થયેલી એવી તમારી વાણીના અમૃતપણાને શ્રોતાઓ કહે છે તે યુક્ત છે, જે કારણ માટે ઉત્કૃષ્ટ હર્ષના સંયોગને ભજનારા ભવ્યજનો તમારી વાણીનું પાન કરીને (અત્યંત આદરવડે સાભળીને) શીઘ્ર પણ અજરામરપણાને પામે છે અર્થાત્ જે કોઇ અમૃતને પીવે છે તે અજરામર થાય છે તેમ તમારી વાણીનુ પાન કરનારા ભવ્યો ચિદાનંદ સ્વરૂપ થઈ અજરામર (મોક્ષ) સ્થાનને પામે છે માટે તમારી વાણીને અમૃત તુલ્ય કહે છે તે યુક્ત છે ૨૧

## ચામર પ્રાતિહાર્ય.

स्वामिन्! सुदूरमवनम्य समुत्पतन्तो,

હે સ્વામી અત્યંત નીચા નમીને, ઉડે પ્રકારે ઉંચે ઉછળતા છતા

मन्ये वदन्ति शुचयः सुरचामरौघाः ॥

માનુ છુ. કહે છે, પવિત્ર દેવોએ વિંજેલા ચામરોના સમૂહો

येऽस्मै नतिं विदधते मुनिपुङ्गवाय,

જેઓ આ નમસ્કાર કરે છે. મુનિઓને વિષે શ્રેષ્ઠને

ते नूनमूर्ध्वगतयः खलु[1] शुद्धभावाः ॥ २२ ॥

તેઓ નિશ્ચે ઉંચી ગતિવાળા નિશ્ચે શુદ્ધભાવવાળા

અર્થ —હે સ્વામિન્! હું એમ માનુ છુ કે-પવિત્ર એવા દેવોએ વિંજેલા ચામરોના સમૂહો, અત્યંત નીચા નમીને પછી

---

१ वाक्यालङ्कारे

રૂડે પ્રકારે ઉંચે ઉછળતા છતા આ પ્રકારે કહે છે–" જે મનુષ્યો આ પ્રત્યક્ષ મુનિઓને વિષે શ્રેષ્ઠ ( પાર્શ્વનાથ પ્રભુ ) ને નમસ્કાર કરે છે તે શુદ્ધ ભાવવાળા મનુષ્યો નિશ્ચે ઉંચી ગતિવાળા થાય છે. " અર્થાત્ ચામરો એમ સૂચવે છે કે જેમ અમે નીચા નમવાથી ઉંચે ચડીએ છીએ તેમ જે કોઇ આ જિનેશ્વરને નમશે તે ઉંચી ગતિ (મોક્ષ ગતિ) ને પામશે. ૨૨

## સિંહાસન પ્રાતિહાર્ય.

**[1]श्यामं गभीरगिरमुज्ज्वलहेमरत्न–**

નીલાવર્ણવાળા, ગંભીર વાણીવાળા, નિર્મળ સુવર્ણ મિશ્રીત રત્નના બનાવેલા

**सिंहासन[2]स्थमिह भव्यशिखण्डिनस्त्वाम् ।**

સિંહાસનને વિષે બેઠેલા અહીં, ભવ્ય પ્રાણીરૂપ મોર, તમોને

**आलोकयन्ति रभसेन नदन्तमुच्चै–**

જોવે છે. ઉત્સુકતાવડે ગર્જના કરતો અત્યંત

**श्चामीकराद्रिशिरसीव नवाम्बुवाहम् ॥ २३ ॥**

મેરૂ પર્વતના મસ્તક ઉપર, પેઠે, નવિન મેઘને

---

૧ શ્યામ અને નીલવર્ણની એકતા હોવાથી અહીં શ્યામ ( કાળો ) નો અર્થ નીલો લીધેલ છે કેમકે પ્રભુનો વર્ણ નીલો છે.

૨ અહીં મેરૂના શિખરને સ્થાને સિંહાસન, મેઘને સ્થાને પ્રભુનું શ્યામ શરીર, ગર્જનાને સ્થાને પ્રભુની ગંભીર વાણી અને મોરને સ્થાને ભવ્ય જનો જાણવા.

અર્થઃ—હે પ્રભુ ! અહીં ( સમવસરણને વિષે ) નીલા વર્ણવાળા, ગંભીર વાણીવાળા અને નિર્મળ ( ઉજ્વળ-દેદિપ્યમાન ) સુવર્ણ મિશ્રીત રત્નના બનાવેલા સિંહાસનને વિષે બેઠેલા એવા તમોને ભવ્ય પ્રાણીરૂપી મયૂરો, મેરૂ પર્વતના શિખર ઉપર અત્યંત ગર્જના કરતા નવીન મેઘને જેમ ઉત્સુકતા ( આતુરતા ) વડે જોતા હોય તેની પેઠે જુવે છે ૨૩

ભામંડળ પ્રાતિહાર્ય.

**उद्गच्छता तव शितिद्युतिमण्डलेन,**

ઉંચે જતા તમારા નીલકાંતિના મંડળવડે

**लुप्तच्छदच्छविरशोकतरुर्बभूव ॥**

આચ્છાદન થઈ છે પાંદડાની કાંતિ જેની એવો, અશોકવૃક્ષ, હોતો હવો.

**सान्निध्यतोऽपि यदि वा तव वीतराग !,**

સમીપપણા થકી પણ અથવા તમારા હે વીતરાગ !

**नीरागतां व्रजति को न सचेतनोऽपि ॥ २४ ॥**

વૈરાગ્યને પામે છે કોણ નહિ ચેતનાસહિત એવોપણ

અર્થ—હે પ્રભુ ! ઉંચે જતા (પ્રસરતા) એવા તમારા નીલકાંતિના મંડળ ( ભામંડળ ) વડે આચ્છાદન થઇ છે પાંદડાની

૧ તમારૂ વચન શ્રવણ અને રૂપદર્શન તો દૂર રહો, પરંતુ તમારા સમીપપણા થકીજ અચેતન અશોક વૃક્ષ તો દૂર રહો પરંતુ સચેતન એવો પણ કોણ વૈરાગ્ય ન પામે ? અર્થાત્ પામેજ

કાંતિ જેની એવો અશોક વૃક્ષ હોતો હવો. અથવા હે વીતરાગ! તમારા સમીપપણા થકી ચેતનાસહિત એવો પણ કયો પુરૂષ નિર્મમત્વને ન પામે ? અર્થાત્ તમારા સમીપપણાથી સચેતન (પ્રગટ ચેતનાવાળા ) વૈરાગ્યને પામે છે તો અચેતન ( અપ્રગટ ચેતનાવાળો ) અશોકવૃક્ષ નીરાગતા ( નિસ્તેજપણું ) ને પામે તે યુક્ત જ છે, કેમકે અચેતનને તો ગમે તે ફેરવી શકે પણ સચેતનને તો જ્ઞાનવાન હોય તેજ પ્રતિબોધી શકે. ૨૪

દેવદુંદુભિ પ્રાતિહાર્ય.

भो भोः प्रमादमवधूय भजध्वमेन-
હે હે જનો ! આળસને ત્યાગ કરીને ભજો ! આ

मागत्य निर्वृतिपुरिं प्रति सार्थवाहम् ॥
આવીને મોક્ષનગરી પ્રત્યે સાર્થવાહને

एतन्निवे[illegible]यति देव ! जगत्त्रयाय,
આ પ્રકારે [illegible]નિવેદન કરે છે. હે દેવ ! ત્રણ જગતને

मन्ये नद[illegible]न्निनन्नः सुरदुंदुभिस्ते॥२५॥
માનું છું. શબ્દ [illegible]રતો, આકાશને વ્યાપીને, દેવદુંદુભિ તમારો [illegible]હું એમ માનું છું કે—આકાશને વ્યાપીને શબ્દ

અર્થ—હે દેવ ! [illegible] દેવ દુંદુભિ ત્રણ જગતને આ પ્રકારે નિવેદન કરે છે ( ઉદ્‌ઘોષણ[illegible] અહિં આવીને મોક્ષનગરી પ્રત્યે સાર્થવાહ કરતો એવો તમારો [illegible]ના કરે છે ) કે–હે ત્રણ જગતના લોકો ! તમે આળસને ત્યાગ કરીને [illegible]થજો ! અર્થાત્ દેવદુંદુભિ ઉદ્‌ઘોષણા કરીને સૂચવે છે કે હે લોકો [illegible]ી ! તમે પ્રમાદ દૂર કરીને આ મોતુલ્ય આ પાર્શ્વ પ્રભુને ભ[illegible] ક્ષદાયક પ્રભુને ભજો. ૨૫

છત્રત્રય પ્રાતિહાર્ય.

**उद्योतितेषु भवता भुवनेषु नाथ !,**

પ્રકાશિત થયે છતે તમારાવડે ત્રણભુવન હે નાથ !

**तारान्वितो विधुरयं विहताधिकारः ॥**

તારામંડળસહિત ચંદ્રમા આ વિશેષે હણાયો છે અધિકાર જેનો એવો

**मुक्ताकलापकलितो ऽच्छ्वसितातपत्र-**

મોતીના સમૂહવડે સહિત અને ઉલ્લસિત ત્રણ છત્રના

**व्याजात्त्रिधा धृततनुर्ध्रुवमभ्युपेतः ॥ २६ ॥**

મીશથી ત્રણ પ્રકારે, ધારણ કર્યું છે શરીર જેણે એવો, નિશ્ચે, પાસે આવેલો છે

અર્થ—હે નાથ ! તમારા વડે ત્રણ ભુવન પ્રકાશિત થયે છતે તારામંડળ સહિત એવો આ ચંદ્રમા, વિશેષે હણાયો છે અધિકાર (જગતને વિષે પ્રકાશ કરવા રૂપ) જેનો એવો છતો, મોતીના સમૂહ વડે સહિત અને ઉલ્લસિત ત્રણ છત્રના મીશથી ત્રણ પ્રકાર ધારણ કર્યું છે શરીર જેણે એવો તમારી પાસે સેવા કરવા આવેલો છે અર્થાત્ જગતને તમે પ્રકાશિત કર્યું તેથી ચંદ્રમાને પ્રકાશ કરવાનો અધિકાર રહ્યો નહિ માટે ત્રણ છત્રના મીશથી તે તમારી સેવા કરવા આવ્યો હોય એમ જણાય છે ૨૬.

---

૧ ઉચ્છ્વ્ શોભા અને સિતાતપત્ર એમ બે પદ પણ નીકળે છે

त्रण गढनुं वर्णन.

**स्वेन प्रपूरितजगत्त्रयपिण्डितेन,**

પોતાના પ્રકર્ષે કરીને પૂર્યું છે ત્રણ જગત જેણે તેથી એકત્ર થયેલા એવા

**कान्तिप्रतापयशसामिव सञ्चयेन ॥**

કાંતિ પ્રતાપ અને યશના પેઠે સમૂહવડે

**[1]माणिक्यहेमरजतप्रविनिर्मितेन,**

માણિક્ય સુવર્ણ અને રૂપાવડે પ્રકર્ષે નિર્માણ થયેલા

**[2]सालत्रयेण [3]भगवन्नभितो विभासि ॥ २७ ॥**

ત્રણગઢવડે, હે ભગવંત! ચારે તરફ વિશેષે શોભો છો.

**અર્થ:**—હે ભગવન્! પ્રકર્ષે કરીને પૂર્યું છે ત્રણ જગત જેણે તેથી એકત્ર થયેલા એવા પોતાના કાંતિ, પ્રતાપ અને યશના સમૂહ વડે કરીને જાણે હોય? તેમ ચારે તરફ નીલ-

---

૧ નીલરત્ન.

૨ નીલરત્ન, સુવર્ણ અને રૂપાના બનેલા ત્રણ ગઢ અનુક્રમે ભગવંતના સમવસરણને વિષે હોય છે. અહીં નીલ રત્નના ગઢ તુલ્ય પ્રભુના શરીરની કાંતિ ( વર્ણ ), સુવર્ણના ગઢ તુલ્ય ( પીળો ) પ્રતાપ અને રૂપાના ગઢ તુલ્ય ઉજ્વળ યશ જાણવો.

૩ સૂર્ય, જ્ઞાન, માહાત્મ્ય, યશ, વૈરાગ્ય, મુક્તિ, રૂપ, વીર્ય, પ્રયત્ન, ઇચ્છા, લક્ષ્મી, ધર્મ, ઐશ્વર્ય અને યોનિ એ ૧૪ અર્થમાં **ભગ** શબ્દ વપરાય છે તેમાં યોનિ અને સૂર્ય એ બે અર્થ વર્જિત **ભગ** શબ્દ અહીં ગ્રહણ કરવો. તે ભગ જેને હોય તે **ભગવાન્** એટલે કે-જ્ઞાનવાન્ માહાત્મ્યવાન્ ઇત્યાદિ.

રત્ન, સુવર્ણ અને રૂપા વડે પ્રકર્ષે નિર્માણ થયેલા ( રચાયેલા ) એવા ત્રણ ગઢવડે તમે વિશેષે શોભો છો. અર્થાત્ તમારા કાંતિ, પ્રતાપ અને યશ વડે ત્રણ જગત્ પુરાઇ ગયું તેથી બીજું સ્થાન ન હોવાથી તેઓ ત્રણ ગઢ રૂપે એકત્ર થઇને રહેલા છે. ૨૭

दिव्यस्रजो जिन ! नमत्रिदशाधिपाना–

મનોહર પુષ્પની માળાઓ હે જિન ! નમસ્કાર કરનારા દેવેંદ્રોના

मुत्सृज्य रत्नरचितानपि मौलिबंधान् ॥

ત્યાગ કરીને વૈડુર્યના રચેલા પણ મુકુટોને

पादौ श्रयन्ति भवतो यदि वा परत्र,

ચરણોને આશ્રય કરે છે તમારા અથવા અન્યસ્થળે

त्वत्सङ्गमे सुमनसो न रमन्त एव ॥ २८ ॥

તમારો સંગમછતે દેવતાઓ નથી રમતા નિશ્ચે

અર્થ—હે જિનેશ્વર ! મનોહર પુષ્પની માળાઓ, નમસ્કાર કરનારા દેવેંદ્રોના વૈડુર્ય રત્નના રચેલા પણ મુકુટોનો ત્યાગ કરીને તમારા ચરણયુગલનો આશ્રય કરે છે અથવા તમારો સંગમ છતે પંડિતો (દેવતાઓ) અન્ય સ્થળે રમતા નથીજ. ૨૮

त्वं नाथ ! जन्मजलधेर्विपराङ्मुखोऽपि,

તમો હે નાથ ! ભવ સમુદ્રથકી વિશેષે પરાઙ્મુખ થયા છતા પણ

यत्तारयस्य –[1]सुमतो निजपृष्ठलग्नान् ॥

જે કારણ માટે તારોછો પ્રાણીઓને પોતાની પીઠે વળગેલાને

---

૧ અસુ એટલે પ્રાણ-પ્રાણવાળા તે અસુમત્ અર્થાત્ પ્રાણી

युक्तं हि [1]पार्थिवनिपस्य सतस्तवैव,

યુક્ત છે. નિશ્ચે વિશ્વનાસ્વામી સુજ્ઞ તમોનેજ

चित्रं विभो ! यदसि कर्मविपाकशून्यः॥२९॥

આશ્ચર્ય છે. હે વિભુ ! જે કારણ માટે } કર્મના વિપાકથી રહિત
તમો છો }

અર્થઃ—હે નાથ ! તમે ભવસમુદ્રથકી વિશેષે પરાઙ્મુખ થયેલા છતાં પણ પોતાની પીઠે વળગેલા પ્રાણીઓ ( જે જ્ઞાન દર્શન ચારિત્રાદિ માર્ગવડે જિનેશ્વર મોક્ષ ગયા છે તે માર્ગને અનુસરવાવાળા ) ને જે કારણ માટે તારો છો તે વિશ્વના સ્વામી અને સુજ્ઞ એવા તમોનેજ નિશ્ચે યુક્ત છે. પરંતુ હે પ્રભુ ! અહીં આશ્ચર્ય છે કે–જે કારણ માટે તમે કર્મના વિપાક ( ફળ ) રહિત છો. ૨૯

વિરોધાલંકારગર્ભિત અચિન્ત્ય સ્વરૂપ.

विश्वेश्वरोऽपि [2]जनपालक ! [3]दुर्गतस्त्वं,

ત્રણ જગતના ઈશ્વર છો પણ હે જનપાળક ! દુઃખે કરીને જાણવા
યોગ્ય, તમે

---

૧ **पार्थिवनिप** એટલે માટીનો ઘડો એવો અર્થ થાય છે તેથી માટીનો ઉંધો રાખેલો ઘડો જેમ પોતાની પીઠે લાગેલાને સમુદ્રથકી તારે છે તેમ તમે પણ તારો છો તે યુક્ત છે. પરંતુ માટીનો ઘટ કુંભારે કરેલ પચનાદિ ક્રિયાએ યુક્ત છે અને તમે કર્મ વિપાક રહિત છો, એ અહીં આશ્ચર્ય છે.

૨ જનોનું પાલન કરે તે જનપાળક.

૩ હે **जनप** જનોને પાળનારા **अलक** કેશવડે **दुर्गतः** દરિદ્રી–રહિત છો. અર્થાત્ દીક્ષા લીધા પછી કેશ વધતા નથી; આવા પદો પણ નીકળે છે.

किंवाऽक्षरप्रकृतिरप्यलिपिस्त्वमीश ! ॥
અથવા શું નિશ્ચળ સ્વભાવવાળા છો પણ, કર્મરૂપ લેપરહિત,
તમે, હે ઈશ્વર

अज्ञानवत्यपि सदैव कथंचिदेव,
મુર્ખજનોને બોધ કર્યે છતે નિરંતર કેવી રીતે નિશ્ચે

ज्ञानं त्वयि स्फुरति विश्वविकाशहेतुः ॥ ३० ॥
જ્ઞાન તમારે વિષે સ્ફુરે છે. ત્રણ જગતને પ્રકાશ કરવાના હેતુભુત

અર્થ—હે જનપાળક! તમે વિશ્વના ઇશ્વર છો પણ દુર્ગત છો (દરિદ્રી છો) (આ વિરોધાલંકાર છે તેનો પરિહાર કરે છે કે—) તમે વિશ્વના ઇશ્વર છો તોપણ દુર્ગત કે દુખે કરીને જાણવા યોગ્ય છો. અથવા હે ઇશ્વર! શું તમે અક્ષર (વર્ણ) સ્વભાવવાળા છો તોપણ બ્રાહ્મીઆદિ લિપિ રહિત છો? (આ વિરોધાલંકાર છે તેનો પરિહાર કરે છે કે-) તમે નિશ્ચળ પ્રકૃતિવાળા (શાશ્વત અથવા મોક્ષ રૂપ સ્વભાવવાળા) છતા કર્મરૂપ લેપ રહિત છો. અજ્ઞાનવાન એવા પણ તમારે વિષે ત્રણ જગતને પ્રકાશ કરવાના હેતુ ભૂત એવુ જ્ઞાન, નિશ્ચે કેવી રીતે નિરંતર સ્ફુરે છે? (આ વિરોધાલંકાર છે તેનો પરિહાર કરે છે કે-) મૂર્ખ જનોને બોધ કર્યે છતે ત્રણ જગતને પ્રકાશ કરવાના હેતુ ભૂત એવુ જ્ઞાન નિરંતર તમારે વિષે સ્ફુરે છે. ૩૦

કમઠાસુરે કરેલ ઉપસર્ગો.

प्राग्भारसंभृतनभांसि रजांसि रोषा–
અત્યંતપણે વ્યાપ્ત કર્યું છે આકાશ જેણે એવી, ધૂળો, ક્રોધવડે

डुत्थापि तानि कमठेन शठेन यानि ॥

ઉડાડી. કમઠે મૂર્ખે જે

छायाऽपि तैस्तव न नाथ ! हता हताशो,

કાંતિપણ તેવડે તમારી ન હે નાથ ! હણાણી. હતાશ

ग्रस्तस्त्वमीभिरयमेव परं दुरात्मा ॥३१॥

વ્યાપ્ત થયો. વળી આવડે એ નિશ્ચે પરંતુ દુષ્ટાત્મા

**અર્થઃ**—હે નાથ ! મૂર્ખે કમઠાસુરે ક્રોધ થકી, અત્યંત પણે વ્યાપ્ત કર્યું છે આકાશ જેણે એવી જે રજો ( ધુળો ) તમારા તરફ ઉડાડી, તે રજોવડે તમારી છાયા ( શરીરનો પડછાયો અથવા કાંતિ ) પણ ન હણાણી, પરંતુ એ રજોવડે હતાશ ( હણાઈ છે આશા જેની એવો ) અને દુષ્ટાત્મા એવો એજ કમઠાસુર વ્યાપ્ત થયો અર્થાત્ કર્મરૂપ રજવડે વ્યાપ્ત થયો. ૩૧

[illegible] गर्जदूर्जितघनौघमदभ्रभीमं,

રણે ગર્જના કરતો પ્રબળ મેઘનો સમૂહ છે જેને વિષે એવું, ઘણું ભયંકર,

૧ ૧

ટીનો ઉંચો ...मुसलमांसलघोरधारम् ॥

છે તેમ તમે પડતી વિજળી છે જેને વિષે એવું, સાંબેલા જેવી પુષ્ટ અને બીહામણી છે ધારા જેને વિષે એવું

પચનાદિ ક્રિયાએ આશ્ચર્ય છે.

...આવડે તે પડે" એ કહેવત મુજબ જે અધમો જિને- અવજ્ઞા પોતાના અનર્થને માટે થાય છે તે એ કાવ્યમાં વર્ણવેલ છે.

दैत्येन मुक्तमथ दुस्तरवारि दध्रे,

કમઠાસુરે, વરસાવ્યુ, હવે, દુખે તરવાયોગ્ય પાણી, કરાયું.

तेनैव तस्य जिन ! दुस्तरवारिकृत्यम् ॥ ३२ ॥

તેવડેજ તેનું હે જિન ! ભૂંડીતરવારનુ કામ

અર્થ —હે જિનેશ્વર ! ગર્જના કરતો પ્રબળ મેઘનો સમૂહ છે જેને વિષે એવુ, ઘણુ ભયકર, આકાશ થકી પડતી વીજળી છે જેને વિષે એવુ અને સાબેલા જેવી પુષ્ટ અને બીહામણી છે ધારા જેને વિષે એવુ દુખે તરવા યોગ્ય (દુસહ્ય ) પાણી જે કારણ માટે કમઠાસુરે વરસાવ્યુ' ( તમને ઉપસર્ગ કરવા ) પછી તેજ પાણીવડે તે કમઠાસુરનુ ભુડી તરવારનુ કામ કરાયુ અર્થાત્ ખરાબ તરવાર તેને રાખનારનુ જ છેદન ભેદન કરે છે તેમ આ પાણી તેના વરસાવનાર કમઠનેજ સસારને વિષે છેદન ભેદનરૂપ કાર્ય કરનારૂ થયું', મતલબ કે પ્રભુને ઉપસર્ગ કરવાથી તેનો સસાર વધ્યો ૩૨

ध्वस्तोर्ध्वकेशविकृताकृतिमर्त्त्यमुण्ड–

નીચે વિખેરાયેલા ઉપરના કેશ હોવાથી વિરૂપ થયેલી આકૃતિવાળા મનુષ્યના માથાંના

प्रालम्बभृद्भयदवक्त्रविनिर्यदग्निः ॥

ઝુમણાને ધારણ કરનાર, ભયકર મુખથકી નિકળતો છે અગ્નિ જેને એવો

प्रेतव्रजः प्रतिभवन्तमपीरितो यः,

દૈત્યનો સમૂહ પ્રત્યે તમારા પણ મૂકેલો જે

**सोऽस्याभवत्प्रतिभवं भवदुःखहेतुः ॥३३॥**

તે એને હોતો હવો. ભવભવને વિષે, સંસારના દુઃખનું કારણ

અર્થઃ—હે પ્રભુ ! નીચે વિખરાયેલા ઉપરના કેશ હોવાથી વિરૂપ થયેલી છે આકૃતિ જેની એવા મનુષ્યના માથાંના ઝુંમણા ( લટકતા હારડા ) ને ધારણ કરનાર, ભયંકર મુખ થકી નિકળતો છે અગ્નિ જેને એવો જે દૈત્યનો સમૂહ પણ તમારા પ્રત્યે ( ઉપસર્ગ કરવા માટે ) કમઠાસુરે મૂક્યો, તે ( દૈત્ય સમૂહ ) એ ( કમઠાસુર ) ને ભવભવને વિષે સંસારના દુઃખનું કારણ હોતો હવો. ૩૩

**धन्यास्त एव भुवनाधिप ! ये त्रिसंध्य-**

પ્રશંસનીય તેઓ જ હે ત્રણ ભુવનના સ્વામી ! જેઓ ત્રણે કાળે

**माराधयन्ति विधिवद्विधुतान्यकृत्याः**

આરાધન કરે છે, વિધિપૂર્વક વિશેષે ટાળ્યાં છે અન્યકાર્યો જેણે એવા

**भक्त्योल्लसत्पुलकपक्ष्मलदेहदेशाः**

ભક્તિવડે ઉલ્લાસ પામતા રોમાંચવડે વ્યાપ્ત છે શરીર જેનાં એવા

**पादद्वयं तव विभो ! भुवि जन्मभाजः॥३४॥**

ચરણયુગલને તમારા હે પ્રભુ ! પૃથ્વીને વિષે પ્રાણીઓ

અર્થઃ—હે ત્રણ ભુવનના સ્વામી ! હે પ્રભુ ! વિશેષે ટાળ્યાં છે અન્ય કાર્યો જેણે એવા અને ભક્તિવડે ઉલ્લાસ પામતા રોમાંચ વડે વ્યાપ્ત છે શરીર જેનાં એવા જે પ્રાણીઓ

પૃથ્વીને વિષે તમારા ચરણ યુગલને વિધિપૂર્વક ત્રણે કાળે પૂજે છે તેઓજ ધન્ય ( પ્રશસનીય ) છે ૩૪

ગ્રંથકારે આઠ કાવ્ય વડે કરેલ વિજ્ઞપ્તિ.

अस्मिन्नपारभववारिनिधौ मुनीश !,

આ અપાર ભવસમુદ્રને વિષે હે મુનીંદ્ર !

मन्ये न मे श्रवणगोचरतां गतोऽसि ॥

માનુ છું. ન મ્હારા શ્રવણગોચરપણાને પ્રાપ્ત થયેલા છો.

आकर्णिते तु तव गोत्रपवित्रमन्त्रे,

શ્રવણ કરાયે છતે પણ તમારા નામરૂપ પવિત્ર મંત્ર

किं वा विपद्विषधरी सविधं समेति ॥ ३५ ॥

શું અથવા આપદારૂપી સર્પિણી સમીપ આવે છે?

અર્થ —હે મુનીંદ્ર ! હુ એમ માનુ છુ કે-આ અપાર ભવસમુદ્રને વિષે તમે મ્હારા શ્રવણગોચરપણાને પ્રાપ્ત થયેલા નથી કેમકે તમારા નામરૂપ પવિત્ર મંત્ર શ્રવણ કરાયે છતે પણ આપદારૂપી સર્પિણી શું સમીપ આવે ? અર્થાત્ તમારૂ નામ સાંભળવાથી આપદાઓ આવેજ નહિ પરંતુ મને સાંસારિક આપત્તિઓ આવેલી છે જેથી હુ માનુ છુ કે પૂર્વ ભવમાં મેં તમારૂ નામ પણ સાંભળ્યું જણાતુ નથી ૩૫

जन्मान्तरेऽपि तव पादयुगं न देव !,

જન્માંતરમાં પણ તમારૂં ચરણયુગલ નથી હે દેવ !

मन्ये मया महितमीहितदानदक्षम् ॥

માનુ છું, મે પૂજ્યું. વાંછિત આપવામાં ચતુર એવું

तेनेह जन्मनि मुनीश ! पराभवानां,

તેથી આ જન્મમાં હે મુનીંદ્ર ! પરાભવોનું

जातो निकेतनमहं मथिताशयानाम् ॥ ३६ ॥

થયો. સ્થાનક હું મથન કર્યો છે ચિત્તનો આશય જેણે એવા

અર્થ:—હે દેવ ! હું માનું છું કે—જન્માંતરને વિષે પણ મેં વાંચ્છિતને આપવામાં ચતુર એવું તમારૂં ચરણ યુગલ પૂજ્યું નથી. તે કારણથી જ હે મુનીશ ! આ જન્મમાં હું, મથન કર્યો છે ચિત્તનો આશય જેણે એવા પરાભવોનું સ્થાનક થયો છું અર્થાત્ તમારા ચરણ યુગલને પૂજનાર પરાભવનું સ્થાન થતોજ નથી. ૩૬

नूनं न मोहतिमिरावृतलोचनेन,

નિશ્ચે નહિ મોહરૂપ અંધકારવડે ઢંકાયા છે નેત્ર જેનાં એવો હું તેનાવડે

पूर्वं विभो ! सकृदपि प्रविलोकितोऽसि ॥

અગાઉ હે પ્રભુ ! એકવાર પણ જોવાયેલા છો.

मर्माविधो विधुरयन्ति हि मामनर्थाः,

મર્મસ્થાનને ભેદનારા ચીડ છે ? જે માટે મુજને દુઃખો

प्रोद्यत्प्रबन्धगतयः कथमन्यथैते ॥ ३७ ॥

પ્રકર્ષે ઉદય આવેલી કર્મબંધની પ્રવૃત્તિ જેને વિષે છે એવા } કેમ, નહિતર, આ

અર્થ —હે પ્રભુ! મોહરૂપ અજ્ઞાનાધકારવડે આચ્છાદન થયાં છે નેત્રો જેના એવો હું તેનાવડે તમે નિશ્ચે પ્રથમ એકવાર પણ જોવાયેલા નથી જે કારણુ માટે નહિતર ( તમને જોયા હોત તો ) મર્મસ્થાનને ભેદનારા અને પ્રકર્ષે ઉદય આવેલી કર્મબંધની પ્રવૃત્તિ છે જેને વિષે એવા આ દુઃખો મુજને કેમ પીડે ? અર્થાત્ પ્રભુનુ દર્શન કરનારને કષ્ટ પ્રાપ્ત થતુ નથી ૩૭

आकर्णितोऽपि महितोऽपि निरीक्षितोऽपि,
સાભળ્યા પણ પૂજ્યા પણ દીઠા પણ
नूनं न चेतसि मया विधृतोऽसि भक्त्या ॥
નિશ્ચે નહિ ચિત્તને વિષે મેં ધારણ કરેલા છો. ભક્તિવડે
जातोऽस्मि तेन जनबान्धव ! दुःखपात्रं,
થયેલો છુ. તે કારણ માટે હે જનહિતકારી દુ:ખનુ પાત્ર
यस्मात्क्रियाः प्रतिफलन्ति न भावशून्याः ॥ ३८ ॥
જે કારણ માટે ક્રિયાઓ, ફળ આપે છે. નહિ ભાવવડે રહિત

અર્થ —હે જનહિતકારી ! મે તમોને ( કોઇ પણ ભવને વિષે ) સાભળ્યા પણ છે, પૂજ્યા પણ છે અને દીઠા પણ છે, પરંતુ ભક્તિવડે કરીને ચિત્તને વિષે નિશ્ચે ધારણ કરેલા નથી, તે કારણ માટેજ હુ દુઃખનું ભાજન થયેલો છુ. જે કારણ માટે ભાવ રહિત ક્રિયાઓ ( શ્રવણ, પૂજન, દર્શનાદિ ) વિશિષ્ટ ફળ આપતી નથી. ૩૮

त्वं नाथ ! दुःखिजनवत्सल ! हे शरण्य !,
તમો હે નાથ ! દુ:ખીજનો ઉપર કરૂણાળુ ! હે શરણ કરવા યોગ્ય !

कारुण्यपुण्यवसते वशिनां वरेण्य ! ॥

કરૂણાપણાના પવિત્ર સ્થાન! જિતેંદ્રિયોને વિષે શ્રેષ્ઠ !

भक्त्या नते मयि महेश ! दयां विधाय,

ભક્તિવડે નમેલા મારા ઉપર હે મોટા ઈશ્વર ! દયા કરીને

दुःखाङ्कुरोद्दलनतत्परतां विधेहि ॥ ३९ ॥

દુઃખની ઉત્પત્તિના કારણના ખંડનને વિષે તત્પરપણું, કરો !

અર્થઃ—હે નાથ ! હે દુઃખીજનો ઉપર કરૂણાળુ ! હે શરણ કરવા યોગ્ય ! હે કરૂણાપણાના પવિત્ર સ્થાન ! (અથવા દયા અને ધર્મના સ્થાન) હે જિતેંદ્રિયોને વિષે શ્રેષ્ઠ ! હે મ્હોટા ઇશ્વર ! તમે ભક્તિવડે નમેલા મ્હારા ઉપર દયા કરીને દુઃખની ઉત્પત્તિનાં કારણના ખંડનને વિષે તત્પરતા કરો ! ૩૯

निःसंख्यसारशरणं शरणं शरण्य–

અસંખ્ય બળનું ઘર શરણને શરણ કરવાયોગ્ય

मासाद्य सादितरिपुप्रथितावदातम् ॥

પામીને નાશ કર્યા છે શત્રુ જેણે અને પ્રસિદ્ધ છે પ્રભાવ જેનો એવા

त्वत्पादपङ्कजमपि प्रणिधानवंध्यो[1],

તમારાં ચરણ કમળને પણ ધ્યાનવડે રહિત

---

૧ प्रणिधानवंध्यो ! वन्ध्योऽस्मि–એ પ્રકારે પાઠાંતર છે ત્યાં આ પ્રમાણે અર્થ લેવો–હે મિત્ર ! તમારા ચરણનું શરણ પામીને પણ જો હું નિષ્ફળ છું, તો હે ભુવનપાળક ! ખેદ થાય છે કે હું દુર્દૈવવડે હણાયેલો છું.

वध्योऽस्मि चेद् भुवनपावन ! हा हतोऽस्मि ॥४०॥
હણવા યોગ્ય છુ. જો હે ત્રણભુવનને પવિત્ર કરનારા ! ખેદ, હણાયેલોછુ.

અર્થ —હે ત્રણ ભુવનને પવિત્ર કરનારા ! અસંખ્ય બળનું ઘર, શરણ કરવા યોગ્ય, નાશ કર્યા છે શત્રુ જેણે એવા અને પ્રસિદ્ધ છે પ્રભાવ જેનો એવા તમારા ચરણ કમળનુ પણ શરણ પામીને જો હુ ધ્યાનવડે રહિત છુ તો ( રાગાદિ શત્રુવડે ) હણવા યોગ્ય છુ હા ઇતિ ખેદે હૂ ( દુર્દૈવવડે ) હણાયેલો છુ ૪૦

देवेन्द्रवन्द्य ! विदिताखिलवस्तुसार !,
હે દેવે દ્રોવડે વંદન કરવા યોગ્ય ! જાણ્યો છે સમસ્ત વસ્તુનો રહસ્ય જેણે એવા !

संसारतारक ! विभो ! भुवनाधिनाथ !॥
સંસાર સમુદ્રથકી તારનાર ! હે પ્રભુ ! હે ત્રણ ભુવનના નાથ !

त्रायस्व देव ! करुणाहृद ! मां पुनीहि[1],
રક્ષણ કરો હે દેવ ! કરૂણાના દ્રહ અને ! પવિત્ર કરો

सीदन्तमद्य भयदव्यसनाम्बुराशेः ॥ ४१ ॥
સીદાતા એવા હમણા ભયંકર સંકટના સમુદ્રથકી

અર્થ —હે દેવે દ્રોવડે વદન કરવા યોગ્ય ! હે જાણ્યો છે સમસ્ત વસ્તુનો રહસ્ય ( પરમાર્થ ) જેણે એવા ! હે સંસાર સમુદ્ર થકી તારનાર ! હે વિભુ ! હે ત્રણ ભુવનના નાથ ! હે દેવ ! હે કરૂણાના દ્રહ ( દયા સમુદ્ર ) ! સીદાતા ( વિષાદ

૧ प्रसध પ્રસાદ કરીને प्रसीद પ્રસાદ કરો એવા બે પાઠાન્તરો પણ છે

પામતા ) એવા મને, ભયને આપનાર એવા સંકટના સમુદ્ર થકી હમણા રક્ષણ કરો અને ( પાપનો નાશ કરીને ) પવિત્ર કરો. ૪૧

**यद्यस्ति नाथ ! भवदङ्घ्रिसरोरुहाणां,**

જો છે, હે નાથ! તમારા ચરણકમળની

**भक्तेः फलं किमपि [1]सन्ततिसंचितायाः ॥**

ભક્તિનું ફળ કંઈપણ પરંપરાના સંચયને કરવાવાળી

**तन्मे त्वदेकशरणस्य शरण्य भूयाः,**

તો મને તમારૂં એક શરણછે જેને એવા, શરણ કરવા યોગ્ય થાઓ!

**स्वामी त्वमेव भुवनेऽत्र भवान्तरेऽपि ॥ ४२ ॥**

સ્વામી તમેજ લોકમાં આ જન્માતરને વિષે પણ

અર્થ:—હે નાથ! પરંપરાના સંચયને કરવાવાળી એવી તમારા ચરણ કમળની ભક્તિનું જો કંઇ પણ ફળ હોય તો, હે શરણ કરવા યોગ્ય! તમારૂં એક શરણ છે જેને એવા ( તમારેજ શરણે આવેલા ) મને આ લોકને વિષે અને જન્માંતરને વિષે પણ તમે સ્વામી થાઓ. અર્થાત્ તમારી ભક્તિનું કાંઇ ફળ મળતું હોય તો હું એટલું માગું છું કે-ભવભવને વિષે તમે મારા સ્વામી થાઓ. ૪૨

**इत्थं समाहितधियो विधिवज्जिनेन्द्र !,**

એ પ્રકારે, સમાધિવાળી બુદ્ધિ છે જેમની એવા, વિધિપૂર્વક, હે જિનેંદ્ર!

---

૧ संततसंचितायाः એવો પાઠ હોય ત્યાં આ પ્રમાણે અર્થ લેવો-નિરંતર કરવા વડે વૃદ્ધિ પામેલી.

सान्द्रोल्लसत्पुलककञ्चुकिताङ्गभागाः ॥
અત્યંત ઉલ્લાસ પામતા રોમાંચવડે કંચુકિત છે શરીરના ભાગો જેના એવા

त्वद् बिम्बनिर्मलमुखाम्बुजबद्धलक्षा,
તમારા બિંબના નિર્મળ મુખકમળને વિષે બાંધ્યું છે લક્ષ્ય જેણે એવા

ये संस्तवं तव विभो ! रचयन्ति भव्याः ॥ ४३ ॥
જે સ્તોત્રને તમારા હે પ્રભુ ! રચે છે. ભવ્યો

जननयनकुमुदचन्द्र !
હે મનુષ્યના નેત્રરૂપ ચંદ્રવિકાશી કમળને ચંદ્રમા તુલ્ય[1]

प्रभास्वराः स्वर्गसंपदो भुक्त्वा ॥
પ્રકર્ષે દેદીપ્યમાન, સ્વર્ગ લક્ષ્મીને ભોગવીને,

ते विगलितमलनिचया,
તેઓ વિશેષે ગળી ગયોછે કર્મમલનો સમૂહ જેનો એવા

अचिरान्मोक्षं प्रपद्यन्ते ॥ युग्मम् ॥ ४४ ॥
તત્કાળ મોક્ષને પ્રાપ્ત કરે છે.

---

૧ અહીં કવિએ પોતાનું દીક્ષા અવસરે ગુરૂએ આપેલું "કુમુદચંદ્ર" નામ સૂચવ્યું છે

**અર્થઃ**—હે જિનેંદ્ર ! હે પ્રભુ! હે મનુષ્યના નેત્રરૂપ ચંદ્રવિકાશી કમળને ચંદ્રમા તુલ્ય ! સમાધિવાળી ( ધ્યાનવાળી–સ્થિર ) બુદ્ધિ છે જેમની એવા, અત્યંત ઉલ્લાસ પામતા રોમાંચવડે કંચુકિત છે શરીરના ભાગો જેના એવા, તમારા બિંબના નિર્મળ મુખ-કમળને વિષે બાંધ્યું છે લક્ષ્ય જેણે એવા અને વિશેષે ગળી ગયો છે કર્મમળનો સમૂહ જેનો એવા છતા જે ભવ્ય પ્રાણીઓ, એ પૂર્વોક્ત પ્રકારે વિધિપૂર્વક તમારા સ્તોત્રને રચે છે (કરે છે) તેઓ પ્રકર્ષે દેદીપ્યમાન સ્વર્ગલક્ષ્મીને ભોગવીને તત્કાળ (દેવ થઇને મનુષ્યભવ પામીને ) મોક્ષને પ્રાપ્ત કરે છે. ૪૩–૪૪

॥ ઇતિ શ્રીકલ્યાણમન્દિર*સમ્પૂર્ણમ્ ॥



---

* આ સ્તોત્રમાં દરેક ગાથાના મંત્રો છે તે ગુરૂગમથી જાણી લેવા.

# ॥ *अथ म्होटी शांति ॥

भो भो भव्याः ! शृणुत वचनं प्रस्तुतं सर्व्वमेतद्,
હે ભવ્ય લોકો ! સાભળો વચનને અવસરઉચિત સર્વ આ
ये यात्रायां त्रिभुवनगुरोरार्हता भक्तिभाजः;
જેઓ યાત્રાનેવિષે ત્રિભુવનગુરૂની હે શ્રાવકો ! ભક્તિ યુક્ત (છો)

---

* આ મ્હોટી શાતિના કર્તાએ ગ્રથને અ તે પોતાનુ નામ જણાવ્યુ નથી તો પણ अह निस्थयरमाया सिवादेवीo એ ગાથાની ટીકા લખતા ટીકાકાર શ્રીહર્ષકીર્તિસૂરિ લખે છે કે—શ્રી નેમિનાથની માતા શિવાદેવી કહે છે કે-હુ તીર્થંકરની માતા શિવાદેવી નામની તમારા નગરને વિષે રહેનારી છુ, ઇત્યાદિ તે ઉપરથી શિવાદેવી માતાએ દેવીપણાની અવસ્થામા આ શાતિ રચી છે એમ નિર્ણય થાય છે તીર્થંકરનો જન્મ થાય ત્યારે ચોસઠ ઇંદ્રો પ્રભુના જન્મસ્થાને આવે અને જે દિશાના ક્ષેત્રમા જન્મ થયો હોય તે દિશાના નાયક ઇંદ્ર ( સૌધર્મ અથવા ઈશાન ) સર્વને અવસ્વાપિની નિદ્રા મૂકી ભગવતનુ પ્રતિબિબ ભગવતની માતા આગળ સ્થાપીને પોતે પાંચ રૂપ કરીને પ્રભુને ગ્રહણ કરી મેરૂપર્વત ઉપર પાડુક વનમા આવેલી શીલાના ઉપર સિહાસનને વિષે પ્રભુને સ્થાપીને ઉત્તમ ઔષધી મિશ્રીત જળના મોટા એક ક્રોડ અને સાઠ લાખ કળશોવડે પ્રભુને ન્હરાવે છે અને ઉત્તમ દ્રવ્યવડે પૂજે છે અને પછી સર્વને શાતિ થાય તે માટે શાતિપાઠ ભણે છે એ પ્રકારે ઇંદ્રાદિક દેવો પ્રભુની જે પ્રકારે ભક્તિ કરે છે તેનું અનુકરણ કરવાના બ્હાને આપણે પણ પ્રભુભક્તિ અવશ્ય કરવી ( જે સ્નાત્રમ્હોત્સવ આપણે કરીએ છીએ તે ) જોઇએ તે કેવી રીતે કરવી એ વગેરે હકીકત આ સ્તવને વિષે આવે છે

૧ મુક્તિ ગમન યોગ્ય જીવો
૨ અર્હત્ ( વીતરાગ ) છે દેવ જેના તે, એટલે અરિહંત દેવના ભક્તો.

**तेषां शांतिर्भवतु भवता-मर्हदादिप्रभावा-**

તેઓને શાંતિ થાઓ તમોને અરિહંતાદિ પંચપરમેષ્ટીના માહાત્મ્ય થકી

**दारोग्यश्रीधृतिमतिकरी क्लेशविध्वंसहेतुः[2] ॥ १ ॥**

આરોગ્યતા, લક્ષ્મી, સંતોષ અને વિશિષ્ટ બુદ્ધિને કરનારી } રાગદ્વેષાદિના નાશની કારણભૂત

**અર્થઃ**—તીર્થંકરનું સ્નાત્ર કરનારા શ્રાવકો માંહેથી વિશિષ્ટ ગુણવાન શ્રાવક હોય તે ઉભો થઇને નીચે પ્રમાણે કહેછે—

અહો અર્હદ્‌શાસનમાં રક્ત એવા ભવ્ય લોકો ! આ અવસર ઉચિત સર્વ વચન તમે સાંભળો. જે ( તમો ) ત્રણ ભુવનના ગુરૂ ( વીતરાગ )ની યાત્રા (જન્મ મહોત્સવ) ને વિષે ભક્તિ વડે યુક્ત છો તે તમોને અરિહંતાદિ પંચ પરમેષ્ઠીના માહાત્મ્ય (પ્રસાદ ) થકી આરોગ્યતા, લક્ષ્મી, સંતોષ અને વિશિષ્ટ બુદ્ધિને કરનારી તથા રાગદ્વેષાદિના નાશની કારણભૂત એવી શાંતિ (દુઃખ, પાપ અને ઉપસર્ગના ઉપશમ રૂપ અથવા કલ્યાણ) થાઓ.૧

**भो!भो! भव्यलोका!इह हि भरतैरावतविदेहसंभवानां**

હે ભવ્યલોકો ! અહીં, જે કારણ માટે, ભરત ઐરાવત અને મહાવિદેહ ક્ષેત્રને વિષે ઉત્પન્ન થયેલા

---

૧ અવિદ્યાથી ઉત્પન્ન થયેલ કદાગ્રહ અથવા રાગદ્વેષાદિ કષાય.

૨ નપુંસકલિંગ અથવા સ્ત્રીલિંગ વિશેષ્ય હોય તો પણ હેતુશબ્દ પુંલિંગમાંજ વપરાય છે.

समस्ततीर्थकृतां जन्मन्यासनप्रकपानंतरमवधिना

સમગ્ર તીર્થંકરોના જન્મ સમયે, આસન ચલાયમાન થયા પછી, અવધિજ્ઞાને,

विज्ञाय, सौधर्माधिपतिः सुघोषाघण्टाचालनानन्तरं

જાણીને સૌધર્મેંદ્ર સુઘોષા નામની ઘંટાને વગાડ્યા પછી

सकलसुरासुरेन्द्रैः सह समागत्य,

સર્વ સુર અસુર અને ઇંદ્રોની સાથે રૂડા પ્રકારે આવીને

सविनयमर्हद्भट्टारकं गृहीत्वा गत्वा कनकाद्रिशृङ्गे,

પરમ વિનય સહિત, અર્હંતરૂપ ભટ્ટારકને } ગ્રહણ કરીને, જઈને, મેરૂપર્વતના શિખર ઉપર

विहितजन्माभिषेकः, शांतिमुद्घोषयति

કર્યો છે જન્મસ્નાત્ર મહોત્સવ જેણે એવો, શાંતિને મહોટા શબ્દે ભણે છે.

यथा, ततोऽहं कृतानुकारमितिकृत्वा,

જેમ તેથી હું કરેલનું અનુકરણ થાય તેમ કરીને

महाजनो येन गतः स पंथा,

મહાનજનો જે માર્ગે ગયા તેજ રસ્તો પ્રમાણ

इति भव्यजनैः सह समेत्य,स्नात्रपीठे

એ કારણથી ભવ્ય પ્રાણીઓ સાથે આવીને સ્નાત્ર પીઠિકા ઉપર,

**स्नात्रं विधाय, शान्तिमुद्घोषयामि,**

સ્નાત્ર, કરીને    શાંતિની ઉદ્ઘોષણા કરૂં છું.

**तत्पूजायात्रास्नात्रादिमहोत्सवानंतर-मितिकृत्वा**

તે પૂજા,યાત્રા અને સ્નાત્ર વગેરે મહોત્સવ કર્યા પછી, એ પ્રકારે કરીને

**कर्णं दत्वा निशम्यतां [1]निशम्यतां [2]स्वाहा-**

કાન દઇને    સાંભળો    સાંભળો    સ્વાહા

**અર્થઃ**—હે ભવ્ય પ્રાણીઓ ! જે કારણ માટે અહીં (આ જગતમાં) ભરત, ઐરાવત અને મહાવિદેહ ક્ષેત્રને વિષે ઉત્પન્ન થયેલા સમગ્ર તીર્થંકરોના જન્મ સમયે સૌધર્મ દેવલોકનો ઇંદ્ર, પોતાનું આસન ચલાયમાન થયા પછી અવધિજ્ઞાને (જિન જન્મને) જાણીને સુઘોષા નામની ઘંટાને વગાડ્યા પછી સર્વ સુર ( વૈમાનિકદેવ ) અસુર ( ભવનપત્યાદિ દેવ ) અને તેના ઇંદ્રોની સાથે (જિન-જન્મસ્થાને ) આવીને પરમ વિનય સહિત અર્હદ્રૂપ ભટ્ટારક (પૂજ્ય ) ને કરસંપુટમાં ગ્રહણ કરીને મેરૂ પર્વતના શિખર ઉપર જઇને, કર્યો છે જિનજન્મમહોત્સવ જેણે એવો તે (સ્નાત્ર મહોત્સવને અંતે ) શાંતિની ઉદ્ઘોષણા કરે છે (વૃદ્ધ્વ-નીની જેમ મોટા શબ્દે બોલે છે.) તે કારણ માટે હું પણ કરેલનું અનુકરણ જેમ થાય તેમ કરીને (વિચારીને) વળી મહાન્ જન(ઇંદ્રાદિદેવ સમૂહ ) જે માર્ગે ગયો ( પ્રવર્ત્યો ) તેજ માર્ગ

---

૧ અહીં અત્યંત આદર જણાવવા માટે આ શબ્દ બે વખત વાપર્યોછે.

૨ सुष्ठु आह स्वाहा સારી રીતે કહેવું તે સ્વાહા, આ પદ દેવોને બલિદાન આપતાં અને મંત્ર પદને અંતે બોલાય છે.

પ્રમાણ ( અર્થાત્ ઇદ્રાદિ દેવોએ જેમ કર્યું તેમ આપણે પણ કરવુ ), એ કારણથી ભવ્ય પ્રાણીઓ સાથે ( જિનાલયે ) રૂડે પ્રકારે આવીને સ્નાત્રપીઠિકા ઉપર જિનસ્નાત્ર કરીને હુ મ્હોટા શબ્દે જે શાતિ પાઠ કરૂ છુ, તે પૂજા યાત્રા અને સ્નાત્ર વગેરે મહોત્સવ કર્યા પછી-એ પ્રકારે કરીને કાન દઇને ( સાભળવા માટે કાનને સાવધાન કરીને ) તમે સાભળો, સાભળો ! સ્વાહા—

[1]ॐ पुण्याहं पुण्याहं प्रीयंतां प्रीयंतां भगवंतोऽर्हंतः

ॐ ઉત્તમ દિવસ છે, ઉત્તમ દિવસ છે, સતુષ્ટ થાઓ, સતુષ્ટ થાઓ, ભગવન્ત તીર્થંકરો

सर्वज्ञाः सर्वदर्शिनस्त्रिलोकनाथास्त्रिलोकमहिता-

સર્વને જાણનારા, સર્વને જોનાર, ત્રણ લોકના નાથ, ત્રણ લોકવડે પૂજાયેલા,

त्रिलोकपूज्यास्त्रिलोकेश्वरास्त्रिलोकोद्योतकराः ॥

ત્રણ લોકના પૂજ્ય, ત્રણ લોકના ઇશ્વર, ત્રણ લોકને પ્રકાશ કરનારા

---

૧ ॐ મગલવાચક છે अवति इति ॐ રક્ષા કરે તે, અર્થાત્ પરમાત્મા આ પદ પચપરમેષ્ઠીના અર્થ વાચક છે તે આ પ્રકારે-અરિહતનો अ, સિદ્ધ એટલે અપુનર્ભવનો अ, આચાર્યનો आ, એ ત્રણની સધિ કરતા आ થયો, તેમા ઉપાધ્યાયના उ ની સધિ કરતા ओ થયો અને મુનિનો म् જોડ્યો એટલે ॐ પદ સિદ્ધ થયુ અથવા અરિહતના अ પછી સિદ્ધનો स् પછી આચાર્યનો आ તેની સધી કરતા स ને વિસર્ગ થઈ લોપ થાય, લોપ થયે સધિ ન થાય પરતુ વેદાદિમા થાય છે એ અપવાદ નિયમે સધિ કરતા आ થયો તેમા उ અને म् મેળવી સધિ કરતા ओं થાય છે

અર્થ—ૐ એ પદ શરૂઆતમાં બોલીને કહે છે કે આજ ઉત્તમ દિવસ છે, ઉત્તમ દિવસ છે (આજનો દિવસ ધન્ય છે). કેવળજ્ઞાનવડે સર્વને જાણનારા, કેવળદર્શનવડે સર્વને જોનારા, ત્રણ લોકના સ્વામી, ત્રણ લોકવડે ( ત્રિભુવનવાસી જીવો વડે ) પુષ્પાદિકે પૂજાયેલા, ત્રણ લોકના પૂજ્ય ( પૂજવા યોગ્ય ), ત્રણ લોકના ઇશ્વર અને ત્રણ લોકને ( અજ્ઞાન રૂપ અંધકારનો નાશ કરવા વડે) પ્રકાશ કરનારા એવા ઐશ્વર્યાદિ યુક્ત ( ચોવીશ ) તીર્થંકરો અત્યંત સંતુષ્ટ થાઓ, સંતુષ્ટ થાઓ.

**ॐ ऋषभ-अजित-संभव-अभिनंदन-सुमति-पद्मप्रभ-**

ૐ ઋષભદેવ, અજિતનાથ, સંભવનાથ, અભિનંદન સ્વામી, સુમતિનાથ, પદ્મપ્રભુ,

**सुपार्श्व-चंद्रप्रभ-सुविधि-शीतल-श्रेयांस-**

સુપાર્શ્વનાથ, ચંદ્રપ્રભુ, સુવિધિનાથ, શીતળનાથ, શ્રેયાંસનાથ,

**वासुपूज्य-विमल-अनंत-धर्म्म-शांति-कुंथु-अर-मल्लि-**

વાસુપૂજ્ય સ્વામી, વિમળનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાંતિનાથ, કુંથુનાથ, અરનાથ મલ્લિનાથ,

**मुनिसुव्रत-नमि-नेमि-पार्श्व-वर्द्धमानांता जिनाः**

મુનિસુવ્રતસ્વામી, નમિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને વર્દ્ધમાન પર્યંત } જિનેશ્વરો

**शांताः शांतिकरा भवन्तु, स्वाहा ॥**

ઉપશાંત થયેલા શાંતિને કરનારા થાઓ. સ્વાહા

ॐ मुनयो मुनिप्रवरा रिपुविजयदुर्भिक्षकांतारेषु

ૐ મુનિઓ, મુનિઓમાં શ્રેષ્ઠ, શત્રુએ કરેલ પરાભવ, દુષ્કાળ અને મહા અટવીને વિષે,

[1]दुर्गमार्गेषु रक्षन्तु वो नित्यं स्वाहा॥

વિકટ માર્ગોનેવિષે, રક્ષણ કરો તમોને નિરંતર સ્વાહા.

ૐ ઋષભદેવ, અજિતનાથ, સંભવનાથ, અભિનંદન સ્વામી, સુમતિનાથ, પદ્મપ્રભુ, સુપાર્શ્વનાથ, ચંદ્રપ્રભુ, સુવિધિનાથ, શીતળ નાથ, શ્રેયાંસનાથ, વાસુપૂજ્યસ્વામી, વિમળનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાંતિનાથ, કુંથુનાથ, અરનાથ, મલ્લીનાથ, મુનિસુવ્રત સ્વામી, નમિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને વર્ધમાનસ્વામી પર્યંત ઉપશાંત થયેલા (ચોવીશ) જિનેશ્વરો, કષાયોદયના ઉપશમ રૂપ શાંતિને કરનારા થાઓ, સ્વાહા વળી મુનિઓમાં શ્રેષ્ઠ મુનિઓ ( તત્ત્વજ્ઞ), શત્રુએ કરેલ પરાભવ, દુષ્કાળ અને મહા અટવીને વિષે તથા વિકટ માર્ગોને વિષે તમોને નિરંતર રક્ષણ કરો સ્વાહા

ॐ ह्रीं श्रीं धृति–मति–कीर्त्ति–कांति–बुद्धि–

ૐ હ્રીં, શ્રીં, સંતોષ, બુદ્ધિ, યશ, શોભા, વર્તમાનકાળે ઉપજતી મતિ,

लक्ष्मी–मेधा–[2]विद्यासाधन–प्रवेश–निवेशनेषु

સંપત્તિ, ધારણ કરવાની બુદ્ધિ, વિદ્યાનું સાધન, નગરાદિ પ્રવેશ અને નિવાસસ્થાનને વિષે

---

૧ વિદ્યાના અતિશયરૂપ લબ્ધિવાળા ગણધરાદિ સાધુઓ

૨ વર્દ્ધમાનાદિ વિદ્યાઓનું સાધન અથવા નવી વિદ્યાનું પઠન

**सुगृहीतनामानो जयन्तु ते जिनेंद्राः ॥**

રૂડે પ્રકારે ગ્રહણ કરાયાં છે નામો જેનાં એવા } જયવંતવર્તો તે જિનેશ્વરો

ॐ ( પ્રણવ બીજ) હ્રૉં ( માયા બીજ–વશ કરનાર) અને શ્રૉં ( લક્ષ્મી બીજ–લક્ષ્મીનું કારણ ) પૂર્વક સંતોષ, મતિ (દીર્ઘ દ્રષ્ટી ), યશ, શોભા, બુદ્ધિ (વર્તમાન કાળે ઉપજતી બુદ્ધિ ), ધનાદિ સંપત્તિ, ધારણ કરવાની બુદ્ધિ, વિદ્યાનું સાધન, નગરાદિ પ્રવેશ અને નિવાસસ્થાનને વિષે રૂડે પ્રકારે ગ્રહણ કરાયાં છે નામો જેનાં એવા તે જિનેશ્વરો જયવંત વર્તો— સાનિધ્ય કરવાવાળા થાઓ.

[1]**ॐरोहिणी-[2]प्रज्ञप्ति-वज्रशृंखला-वज्रांकुशी-अप्रतिचक्रा**

ॐ રોહિણી, પ્રજ્ઞપ્તી, વજ્રશૃંખલા, વજ્રાંકુશી, ચક્રેશ્વરી,

**पुरुषदत्ता–काली–महाकाली–**

નરદત્તા, કાલી, મહાકાલી,

**गौरी–गांधारी–सर्वास्त्रामहाज्वाला--**

ગૌરી, ગાંધારી, સર્વ અસ્ત્રવાળી મહાજ્વાળા,

**मानवी–वैरोट्या–अच्छुप्ता–मानसी–महामानसी**

માનવી, વૈરોટ્યા, અચ્છુપ્તા, માનસી, મહામાનસી,

---

૧ મંત્રપદની આદિમાં ॐ અને અંતે स्वाहा એ પ્રકારે પદો બોલવા એવો વૃદ્ધ આમ્નાય છે તે પ્રકારે અહીં સર્વત્ર સમજી લેવું.

૨. આ વિદ્યાદેવીઓ છે, સંતિકર સ્તવ અને તિજયપહુત્ત એ બે સ્મરણોમાં પણ ૧૬ વિદ્યાદેવીઓનાં નામો આવે છે તે અને આ બધ એકજ સમજવા.

षोडश विद्यादेव्यो रक्षंतु वो नित्यं स्वाहा ॥

એ સોળ વિદ્યાદેવીઓ રક્ષણ કરો તમોને હમેશા સ્વાહા

ૐ રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા, વજ્રાંકુશી, અપ્રતિચક્રા ( ચક્રેશ્વરી ), નરદત્તા, કાળી, મહાકાળી, ગૌરી, ગાંધારી, સર્વ અસ્ત્ર-વાળી મહાજ્વાલા, માનવી, વૈરોટયા, અચ્છુપ્તા, માનસી, મહા માનસી એ સોળ વિદ્યા દેવીઓ તમોને હમેશા રક્ષણ કરો સ્વાહા

ॐ आचार्योपाध्यायप्रभृतिचातुर्वर्ण्यस्य

ૐ આચાર્ય ઉપાધ્યાય વગેરે ચાર પ્રકારો છે જેને વિષે એવા

श्रीश्रमणसंघस्य शांतिर्भवतु तुष्टिर्भवतु पुष्टिर्भवतु ॥

શ્રી[1]મહાવીર પ્રભુના સંઘને, શાંતિ થાઓ.સંતોષ થાઓ, પુષ્ટિ થાઓ,

ૐ આચાર્ય ઉપાધ્યાય પ્રમુખ ચાર પ્રકારો (સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા ) છે જેને વિષે એવા શ્રી મહાવીર પ્રભુના સંઘને શાંતિ (અથવા કલ્યાણ) થાઓ, સંતોષ થાઓ, ધર્મની પુષ્ટિ થાઓ

ॐ ग्रहाश्चंद्रसूर्यांगारकबुधबृहस्पति-

ૐનવ ગ્રહો—ચંદ્ર સૂર્ય મંગળ બુદ્ધ બૃહસ્પતિ

शुक्रशनैश्चरराहुकेतुसहिताः सलोकपालाः

શુક્ર શનૈશ્ચર રાહુ અને કેતુ સહિત, લોકપાળોએસહિત,

---

૧ વર્તમાનકાળે શ્રી વીર પ્રભુનું શાસન વર્તે છે, માટે તેમનો સંઘ

सोमयमवरुणकुबेरवासवादित्यस्कंदविनायकोपेताः
સોમ યમ વરૂણ કુબેર ઇંદ્ર સૂર્ય કાર્તિકેય અને ગણેશ સહિત

ये चान्येऽपि ग्रामनगरक्षेत्रदेवतादय[2]·
જે વળી બીજા પણ, ગામ નગર અને ક્ષેત્રના અધિષ્ઠાયક દેવતાઓ વગેરે

स्ते सर्वे प्रीयंतां प्रीयंतां,
તેઓ સર્વે પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ.

अक्षीणकोशकोष्टागारा नरपतयश्च भवन्तु स्वाहा ॥
અક્ષય ભંડાર અને ધાન્યના કોઠારોવાળા, રાજાઓ અને થાઓ સ્વાહા

ૐ નવ ગ્રહો તે ચંદ્ર, સૂર્ય, મંગળ, બુધ, બૃહસ્પતિ (ગુરૂ), શુક્ર, શનૈશ્ચર, રાહુ અને કેતુ (પૂંછડીયો તારો) સહિત (સર્વ પરસ્પર મળેલા). તથા સોમ, યમ, વરૂણ અને કુબેર એ ચાર લોકપાલોએ સહિત; વળી ઇંદ્ર, સૂર્ય, કાર્તિકેય અને ગણેશ સહિત; વળી બીજા પણ જે ગ્રામ નગર અને ક્ષેત્રના અધિષ્ઠાયક દેવતાઓ વગેરે છે તે સર્વ પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ અને રાજાઓ, ક્ષય પામે નહિ તેવા ભંડારો અને ધાન્યના કોઠારો છે જેઓને એવા થાઓ. સ્વાહા.

---

૧ બાર પ્રકારના સૂર્ય એટલે બાર સંક્રાંતિના સૂર્ય.

૨ આદિ શબ્દે ભુવનપત્યાદિ દેવો લેવા.

ॐ पुत्र-[1]मित्र-भ्रातृ-कलत्र-[2]सुहृत्-
ॐ પુત્ર, હિતકારી[3], સહોદર, સ્ત્રી, મિત્ર,

स्वजन-[4]संबंधि-बंधुवर्गसहिता
જ્ઞાતિજન, સગા અને સગોત્રીઓ સહિત

नित्यं [5]चामोदप्रमोदकारिणः[6] ।
નિરંતર અને આમોદ પ્રમોદને કરવાવાળા

अस्मिँश्च भूमंडलायतननिवासि-
અહીં વળી પૃથ્વી ઉપર પોતાના સ્થાનકોને વિષે વસનારા

साधुसाध्वीश्रावकश्राविकाणां
સાધુ સાધ્વી શ્રાવક અને શ્રાવિકાઓના

[7]रोगोपसर्ग[8]व्याधि[9]दुःखदुर्भिक्ष-
રોગ, ઉપદ્રવ, વ્યાધિ, દુઃખ, દુર્ભિક્ષ,

---

१ भ्रातृमित्र इति वा पाठ

૨ છાની વાત કહેવા અને પૂછવા યોગ્ય હોય તેવા મિત્ર

૩ સમાન વયવાળા મિત્ર

૪ પુત્ર અને પુત્રિઓ વગેરેના શ્વસુર પક્ષવાળા

૫ સમસ્ત પ્રકારે હર્ષ તે આમોદ અને પ્રકર્ષે હર્ષ તે પ્રમોદ એ બને શબ્દ હર્ષ વાચક છે તોપણ અધિક આનંદ દેખાડવાને માટે બને શબ્દ વાપર્યા છે

६ सतु इति शेष

૭ થોડો વખત રહેવાવાળા તાવ વગેરે

૮ ઘણા કાળ રહેવાવાળા કોઢ વગેરે રોગ

૯ પ્રતિકુલ વિપાક-અરતિ

[1]दौर्मनस्योपशमनाय शांतिर्भवतु ॥

અને દુર્મનપણાના ઉપશમનને માટે, શાંતિ થાઓ.

ૐ પુત્ર, મિત્ર, સહોદર, સ્ત્રી, દોસ્ત, જ્ઞાતિજન, સગા અને સગોત્રીઓ (પિત્રાઇઓ) એ સર્વ નિરંતર આમોદ પ્રમોદને કરનારા થાઓ અર્થાત્ સર્વે વિશેષે કરીને પરસ્પર આનંદને કરવાવાળા થાઓ. વળી આ લોકને વિષે પૃથ્વી ઉપર પોતાના સ્થાનકોને વિષે વસનારા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓના રોગ, ઉપદ્રવ, વ્યાધિ, દુઃખ, દુષ્કાળ અને ચિત્તની અસ્વસ્થતાના ઉપશમનને માટે ( નિવારણમાટે ) શાંતિ થાઓ.

ॐ तुष्टि[2]पुष्टि[3]ऋद्धिवृद्धिमांगल्योत्सवाः[4] ॥

ૐ સંતોષ, પુષ્ટિ, દોલત, વંશ વૃદ્ધિ, કલ્યાણ અને [5]ઉત્સવો થાઓ

सदा प्रादुर्भूतानि पापानि शाम्यंतु[6] दुरितानि,

નિરંતર ઉદયમાં આવેલાં પાપો શાંત થાઓ અશુભ કર્મફળ

शत्रवः पराङ्मुखा भवन्तु स्वाहा ॥

શત્રુઓ અવળા મુખવાળા થાઓ, સ્વાહા

---

૧ ચિત્તની અસ્વસ્થતા.

૨ શરીરાદિની પુષ્ટિ અથવા પુરૂષાર્થ સાધવાનું સામર્થ્ય.

૩ પુત્ર પૌત્રાદિ પરિવારનો વિસ્તાર અથવા શુભ વસ્તુની વૃદ્ધિ.

૪ भवन्तु इतिशेषः

૫ પુત્રના જન્મ વિવાહાદિ મહોત્સવ અને ધર્મકાર્યના મહોત્સવ.

૬ ડમરૂકમણિ ન્યાયે કરીને આ ક્રિયાપદ બંને બાજુ જોડવું.

ॐ ચિત્તનો સંતોષ, પુષ્ટિ, દોલત, વંશવૃદ્ધિ, કલ્યાણ અને ઉત્સવો થાઓ. ઉદયમાં આવેલા પાપો નિરંતર શાંત થાઓ (નાશ પામો), અશુભ કર્મફળો શાંત થાઓ શત્રુઓ અવળામુખવાળા થાઓ સ્વાહા

[1]श्रीमते शांतिनाथाय, नमः शांतिविधायिने।
શ્રીમાન્ શાંતિનાથને નમસ્કાર થાઓ શાંતિને કરનાર

त्रैलोक्यस्यामराधीश–मुकुटाभ्यर्चितांघ्रये[2] ॥ १ ॥
ત્રણ લોકની, દેવેંદ્રોના મુકુટવડે પૂજાયેલ છે ચરણકમળ જેનાં એવા

અર્થ —શ્રીમાન્, ત્રણ લોકની શાંતિને કરનારા, દેવેંદ્રોના મુકુટો વડે પૂજાયેલ છે ચરણ કમળ જેમના એવા શ્રીશાંતિનાથને નમસ્કાર થાઓ ૧

शांतिः शांतिकरः श्रीमान्, शांतिं दिशतु मे गुरुः।
શાંતિનાથ શાંતિને કરનાર શ્રીમાન્ શાંતિને આપો મને તત્ત્વોપદેશા

शांतिरेव सदा तेषां, येषां शांतिर्गृहे गृहे ॥२॥
શાંતિજ હોય નિરંતર તેઓના, જેઓના શાંતિનાથ ઘરે ઘરે

અર્થ —શાંતિને કરનારા, તત્ત્વોપદેશા અને શ્રીમાન્ એવા શાંતિનાથ પ્રભુ મને શાંતિને આપો જેઓના ઘરને વિષે શાંતિનાથ પ્રભુ પૂજાય છે તેઓના ઘરે નિરંતર શાંતિજ થાય છે ૨

---

૧ સમવસરણાદિ પ્રશસ્ત ઋદ્ધિવાળા અથવા શોભા–કાંતિવાળા

૨ પ્રણામ કરતી વખતે ઇંદ્રોના મુકુટોનુ પ્રતિબિંબ ભગવંતના ચરણમાં પડે છે માટે મુકુટવડે પૂજાયેલા

**उन्मृष्टरिष्टदुष्ट–ग्रहगतिदुःस्वप्नदुर्निमित्तादि¹ ।**

દૂર કર્યા છે ઉપદ્રવ, દુષ્ટ ગ્રહની ગતિ, ખરાબ સ્વપ્ન અને દુષ્ટ નિમિત્ત વગેરે જેણે એવું

**संपादितहितसंप–न्नामग्रहणं जयति शांतेः ॥३॥**

સંપાદન કરી છે શુભ લક્ષ્મી જેણે એવું, } નામગ્રહણ જયવંત વર્તે છે. } શાંતિનાથનું

**અર્થઃ**—દૂર કર્યા છે ઉપદ્રવ, દુષ્ટ ગ્રહની ગતિ ( ખરાબ સ્થાને ગ્રહનું સંક્રમવું), ખરાબ સ્વપ્ન (ઉંટ, મહિષનું આરોહણ વગેરેનું સ્વપ્નમાં દેખવું ), અને દુષ્ટ નિમિત્ત ( ખરાબ અંગનું ફરકવું ) વગેરે જેણે એવું અને સંપાદન કરી છે શુભ લક્ષ્મી જેણે એવું શાંતિનાથ પ્રભુનું નામગ્રહણ ( નામોચ્ચારણ ) જયવંત વર્તે છે અર્થાત્ ભક્તજનોને સુખ અને શ્રેયને કરનારૂં છે. ૩

**²श्रीसंघजगज्जनपद–राजाधिपराजसन्निवेशानां ।**

શ્રી સંઘ, જગત, દેશ, રાજારૂપ અધિપતિ અને રાજાના રહેવાના સ્થાનોના

**गोष्ठिकपुरमुख्याणां, व्याहरणैर्व्याहरेच्छांतिं ॥ ४ ॥**

ધર્મ સભાના સભ્યો અને નગરના મ્હોટા પુરૂષોના } નામ ગ્રહણ કરીને, ઉદ્ઘોષણા કરવી, શાંતિને

**અર્થઃ**—શ્રી સંઘ, જગત, દેશ, રાજારૂપ અધિપતિઓ અને રાજાના રહેવાના સ્થાનોના તેમજ ધર્મસભાના સભ્યો અને નગરના મ્હોટા પુરૂષોનાં નામ ગ્રહણ કરીને શાંતિની ઉદ્ઘોષણા કરવી. ૪

---

૧ આદિ શબ્દે અશુભ શુકન લેવાં.

૨ श्री संघपौरजनपद इति वा पाठः

श्रीश्रमणसंघस्य शांतिर्भवतु,
શ્રી શ્રમણસંઘની શાંતિ થાઓ,

श्रीजनपदानां शांतिर्भवतु,
દેશોની શાંતિ થાઓ,

श्रीराजाधिपानां शांतिर्भवतु,
રાજારૂપ અધિપતિઓની શાંતિ થાઓ,

श्रीराजसन्निवेशानां शांतिर्भवतु,
રાજાના સારા રહેવાના સ્થાનોની શાંતિ થાઓ,

श्रीगोष्ठिकानां शांतिर्भवतु,
ધર્મસભાના સભ્યોની શાંતિ થાઓ,

श्रीपौरमुख्याणां[1] शांतिर्भवतु,
નગરનામ્હોટાજનોની શાંતિ થાઓ,

श्रीपौरजनस्य शांतिर्भवतु,
નગરના લોકોની શાંતિ થાઓ,

श्रीब्रह्मलोकस्य शांतिर्भवतु,
સમસ્તજીવલોકની શાંતિ થાઓ,

---

૧ पुरमुख्याणा इति पाठान्तरे. આ પદ પછી " श्री गच्छाधिपाना शान्तिर्भवतु ગચ્છા અધિપતિ ( આચાર્યો ) ની શાંતિ થાઓ" એ પદ ટીકામા આપેલ છે श्री परिवारस्य शान्तिर्भवतु એ પદ પણ ટીકામાં છે

ॐ स्वाहा ॐ स्वाहा ॐ श्रीपार्श्वनाथाय[1] स्वाहा ।

ઓં સ્વાહા ઓં સ્વાહા ઓં શ્રીપાર્શ્વનાથને સ્વાહા

શ્રી શ્રમણ સંઘને શાંતિ થાઓ, દેશોને શાંતિ થાઓ, રાજારૂપ અધિપતિઓને શાંતિ થાઓ, રાજાના રહેવાના સારા સ્થાનોને શાંતિ થાઓ, ધર્મસભાના સભ્ય જનોને શાંતિ થાઓ, નગરના મુખ્ય જનોને શાંતિ થાઓ, નગરના લોકોને શાંતિ થાઓ, સમસ્ત જીવલોકને શાંતિ થાઓ. ૐ સ્વાહા ૐ સ્વાહા. ૐ શ્રી પાર્શ્વનાથ પ્રભુને સ્વાહા એટલે આ કુંકુમ, ચંદન, વિલેપન, પુષ્પ, અક્ષત, ધુપ અને દીપ વગેરે પૂજાના સાહિત્યો શ્રી પાર્શ્વ પ્રભુને સંતોષને માટે હો.

एषा शांतिः प्रतिष्ठायात्रास्नात्राद्यवसानेषु[2][3]।

આ શાંતિપાઠ પ્રતિષ્ઠા, યાત્રા અને સ્નાત્રાદિને અંતે ભણવો.

शांतिकलशं गृहीत्वा,

શાંતિકળશ ગ્રહણ કરીને

---

૧ અહીં સ્નાત્રના આરંભને વિષેજ જે પ્રભુનું સ્નાત્ર કરવાનું હોય તેનું નામ લેવું જોઇએ પરંતુ તેમ નહિ કરતાં અહીં નામ સૂચવ્યું છે. વળી લોકોમાં પાર્શ્વ પ્રભુ વિશેષ પ્રભાવિક હોવાથી તેમનું નામ ગ્રહણ કર્યું છે.

૨ આદિ શબ્દે પખ્ખી, ચોમાસી અને સંવત્સરી પ્રતિક્રમણને અંતે અને સર્વ ધર્મકાર્યની સમાપ્તિને વિષે મંગળિકને માટે અવશ્ય ભણવો.

૩ पठनीया इति शेषः

कुंकुमचंदनकर्पूरागुरुधूपवासकुसुमांजलिसमेतः,
કેસર, સુખડ,બરાસ,અગુરૂ, ધૂપવાસ અને કુસુમાંજલિસહિતછતો

स्नात्रचतुष्किकायां
સ્નાત્રમંડપને વિષે

श्रीसंघसमेतः, शुचिशुचिवपुः
શ્રીસંઘસહિતછતો પવિત્રછેશરીરજેનુંએવો

पुष्पवस्त्रचंदनाभरणालंकृतः,
પુષ્પ, વસ્ત્ર, ચંદન અને અલંકારવડે સુશોભિત છતો

पुष्पमालां कंठे कृत्वा, शांतिमुद्घोषयित्वा
ફુલનીમાળાને કંઠનેવિષે ધારણકરીને શાંતિપાઠનેઉદ્ઘોષણાકરીને

शांतिपानीयं मस्तके दातव्यमिति[2] ॥
શાંતિ કળશના જળને માથે નાખવું એ પ્રકારે.

આ શાંતિપાઠ તીર્થંકરોની પ્રતિષ્ઠા, યાત્રા અને સ્નાત્રાદિને અંતે ભણવો આ શાંતિની ઉદ્ઘોષણા કેવી રીતે કરવી તે કહે છે કે–કોઇ વિશિષ્ટ ગુણવાન શ્રાવક ઉભો થઈને શાંતિ કળશ ( શાંતિને માટે શુદ્ધ જળથી ભરેલ કળશ ) ને ગ્રહણ

---

૧ शुचिशुचिवस्त्रचंदनाभरणालंकृत એવો પાઠ હોય ત્યાં અર્થ આ પ્રમાણે લેવો–બાહ્યાભ્યંતર મળ રહિત ( પવિત્ર ) શરીર, પવિત્ર ( દેવપૂજા યોગ્ય ) વસ્ત્ર, ચંદનાદિ વિલેપન અને બાજુ બંધ વિંટી વગેરે ઘરેણા વડે સુશોભિત થયો છતો

૨ સમાપ્તિના અર્થમાં ઇતિ વપરાયેલ છે

કરીને ( ડાબા હાથમાં ધારણ કરી જમણો હાથ તેના ઉપર ઢાંકી ) કેસર, સુખડ, બરાસ, અગુરૂ, ધુપવાસ ( અગ્નિમાં ધુપ નાંખવાથી નીકળતી સુગંધી અથવા કેસર ચંદનાદિના ઘસવાથી નીકળતો સુગંધી પરિમલ ), અને કુસુમાંજલિ ( પુષ્પથી ભરેલ અંજલિ–ખોબો ) સહિત છતો; સ્નાત્રમંડપને વિષે શ્રી સંઘ સહિત છતો; પવિત્ર છે શરીર જેનું એવો; પુષ્પ, વસ્ત્ર, ચંદન અને અલંકાર ( ઘરેણા ) વડે સુશોભિત છતો; પુષ્પની માળાને ગળામાં ધારણ કરીને શાંતિપાઠની ઉદ્‌ઘોષણા કરીને શાંતિકળશનું પાણી ( સર્વ જનોએ પોતાના ) મસ્તકે નાંખવું.

**नृत्यंति नृत्यं मणिपुष्पवर्षं, सृजंति गायंति च मंगलानि।**

કરેછે, નાટક રત્ન મોતી અને ( પુષ્પની વૃષ્ટિ ) કરેછે. ગાયછે. વળી મંગળકારી ગીતો

**स्तोत्राणि गोत्राणि पठंति *मंत्रान्,**

સ્તોત્રો વંશનાનામો બોલેછે. મંત્રોને

**कल्याणभाजो हि जिनाभिषेके ॥ १ ॥**

કલ્યાણનેભજનારા નિશ્ચે જિનસ્નાત્ર મહોત્સવે

---

* અહીં મંત્રો આ પ્રમાણે જાણવા—

ॐ नमो भगवउ अरहउ संतिजिणस्स सिज्झउ मे भगवइ महइ महाविज्जा संति पसंति उवसंति सव्वं पावं पसमेउ तउ सव्वसत्ताणं दुपयाणं चउप्पयाणं देसगामागरपट्टणखेडे सुपुरिसाणं इत्थीणं नपुंसगाणं वा स्वाहा ॥इति शांतिनाथविद्यामंत्रः॥

આ તથા પાર્શ્વનાથનો અને મહાવીર પ્રભુનો વર્ધમાન વિદ્યાનો મંત્ર વગેરે ગુરૂ આમ્નાય વડે જાણી લેવા.

અર્થ—કલ્યાણ યુક્ત ભવ્ય પ્રાણીઓ જિનેશ્વરના સ્નાત્ર મહોત્સવને અંતે નિશ્ચે નાટક કરે છે, ( જિનેશ્વર ઉપર ) રત્ન મોતી અને પુષ્પની વૃષ્ટિ કરે છે, મંગળકારી ગીતો ગાય છે, સ્તોત્રો ( જિનસ્તુતિરૂપ ) અને તીર્થંકરના નામો બોલે છે ( અથવા તીર્થંકરના વંશો વર્ણવે છે ) અને મંત્રો ( અથવા મંત્ર ગર્ભિત સ્તવો ) ભણે છે ૧

**शिवमस्तु सर्व्वजगतः,परहितनिरता भवंतुभूतगणाः**

કલ્યાણ હો સર્વ જગતનુ પરહિતકરવામાંતત્પર. થાઓ. પ્રાણી સમુદાય

**दोषाः प्रयांतु नाशं,सर्वत्र सुखीभवतु लोकः ॥ २ ॥**

દોષો વિશેષે પામો નાશને, સર્વ ઠેકાણે સુખી થાઓ. જીવલોક

અર્થ—સર્વ જગતનુ કલ્યાણ થાઓ, પ્રાણી સમુદાય પારકાનુ હિત કરવામા તત્પર થાઓ, દોષો ( વ્યાધિ, દુખ અને દુર્મનપણુ વગેરે ) વિશેષે નાશ પામો અને જીવલોક સર્વ ઠેકાણે ( સર્વ કાર્યમા ) સુખી થાઓ ૨

अहम् तीर्थङ्करमाता शिवादेवी युष्मत् नगरनिवासिनी

**अहं तित्थयरमाया,[2]सिवादेवी तुम्ह नयरनिवासिनी**

હું નેમિનાથપ્રભુની માતા શિવાદેવી તમારા નગરને વિષે રહેનારી

---

१ भवतु लोका इति पाठान्तरम्.

૨ અહી ટીકાકાર નાગપુરીય ગચ્છી શ્રી ચંદ્રકીર્તિ સૂરિના શિષ્ય હર્ષકીર્તિસૂરિ લખે છે કે-આ નેમિનાથ તીર્થંકરની માતા શિવાદેવી કહે છે કે-હું તીર્થંકરની માતા શિવાદેવી વગેરે આ ઉપરથી આ શાંતિ સ્તવ નેમિનાથ પ્રભુની માતા શિવાદેવી જે માહેંદ્ર દેવલોકે ગયેલા છે તેમણે રચ્યુ એમ સમજાવે છે

अस्माकं शिवं युष्माकं शिवं अशिवोपशमं शिवं भवतु स्वाहा

**अम्ह सिवंतुम्ह सिवं, असिवोवसमं सिवं भवतु स्वाहा ॥३॥**

અમારૂં કલ્યાણ તમારૂં કલ્યાણ વિઘ્નનોનાશ કલ્યાણ થાઓ સ્વાહા

અર્થ—હું નેમિનાથ તીર્થંકરની માતા શિવાદેવી તમારા નગરને વિષે વસનારી છું ( તમારા નગરને સાન્નિધ્ય કરવાવાળી છું ), તેથી મારૂં કલ્યાણ થાઓ અને ( શિવાદેવી નામોચ્ચારણવડે ) તમારૂં પણ કલ્યાણ થાઓ. વિઘ્નનો નાશ અને કલ્યાણ થાઓ. ૩

**उपसर्गाः क्षयं यांति, छिद्यंते विघ्नवल्लयः ।**

ઉપસર્ગો ક્ષય પામેછે, છેદાયછે, વિઘ્નની વેલો

**मनः प्रसन्नतामेति, पूज्यमाने जिनेश्वरे ॥ ४ ॥**

મન પ્રસન્નતા પામેછે. પૂજ્યેછતે જિનેશ્વરને

અર્થઃ—જિનેશ્વર પૂજ્યે છતે ઉપસર્ગો ક્ષય પામે છે, વિઘ્નની વેલડીઓ છેદાય છે અને મન પ્રસન્નતાને પામે છે. ૪

**सर्वमंगलमांगल्यं, सर्वकल्याणकारणं ।**

સર્વ મંગળને વિષે મંગળિક સર્વ કલ્યાણનું કારણ

**प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनम् ॥ ५ ॥**

શ્રેષ્ઠ સર્વ ધર્મોને વિષે જૈન જયવંત વર્તેછે. શાસન

અર્થ—સર્વ મંગળિકોને વિષે મંગળકારી, સર્વ કલ્યાણનું કારણ અને સર્વ ધર્મોને વિષે શ્રેષ્ઠ એવું જૈન (જિનેશ્વરનું પ્રવર્તાવેલું) શાસન જયવંત વર્તે છે. ૫

ઇતિશ્રીબૃહચ્છાંતિસ્તવ સંપૂર્ણમ્

# अथ संथारापोरिसि*

नैषेधिकी नैषेधिकी नैषेधिकी नमः क्षमाश्रमणेभ्यो

**निसीहि निसीहि निसीहि, नमो खमासमणाणं**

પાપ વ્યાપારનો ત્યાગ કરીને ( ૩ વાર લેવો ) નમસ્કાર થાઓ, ક્ષમાશ્રમણોને

गौतमादिभ्यः महामुनिभ्य

**गोयमाईणं महामुणीणं[1] ॥**

ગૌતમ સ્વામી વગેરે મ્હોટા મુનિઓ

અર્થ—પાપ વ્યાપારનો ત્યાગ કરીને ( વાર ત્રણ ) મ્હોટા મુનિઓ એવા ગૌતમ સ્વામી વગેરે ક્ષમા શ્રમણોને નમસ્કાર થાઓ.

अनुजानीत ज्येष्ठार्याः ! अनुजानीत परमगुरवः !

**अणुजाणह जिट्ठि(ट)ज्जा ! अणुजाणह परमगुरू !**

આજ્ઞા આપો, હે વૃદ્ધ સાધુઓ ! આજ્ઞા આપો ! હે શ્રેષ્ઠ ગુરૂઓ !

---

* સાધુ અને રાત્રી પોસહ કરનાર શ્રાવક રાત્રીની પહેલી પોરિસિમા સ્વાધ્યાય કરીને પોરિસિ પૂર્ણ થયે સંથારો કરવા માટે ( શયન માટે ) ગુરૂ મહારાજ સન્મુખ આજ્ઞા માગવાને અર્થે આવે છે તે વખતે કરવાનો વિધિ આ સૂત્રમા વર્ણવેલ છે

૧ આ પાઠ પછી એક નવકાર તથા કરેમિભંતે સૂત્ર એ પ્રમાણે અનુક્રમે ત્રણવાર બોલવાનું છે

गुरुगुणरत्नैः मंडितशरीराः !

गुरुगुणरयणेहिँ मंडियसरीरा ।

મ્હોટા ગુણરૂપ રત્નોવડે શોભિત છે શરીર જેના

वहुमतिपूर्णा पौरुषी रात्रिकसंस्तारकं करोमि

वहुपडिपुन्ना पोरिसि, राइयसंथारए ठामि ॥ १ ॥

ઘણી સંપૂર્ણ થઈ પોરિસી, રાત્રીસંબંધી સંથારાને હું કરૂં છું.

અર્થ—હે વૃદ્ધ (વડિલ) સાધુઓ ! આજ્ઞા આપો. મ્હોટા ગુણ રૂપ રત્નો વડે સુશોભિત છે શરીર જેના એવા હે શ્રેષ્ઠ ગુરૂઓ ! આજ્ઞા આપો ! પોરિસી બરાબર સંપૂર્ણ થઇ છે હું રાત્રી સંબંધી સંથારો કરૂં છું. ૧

अनुजानीत संस्तारं बाहूपधानेन वामपार्श्वेन

अणुजाणह संथारं, वाहुवहाणेण वामपासेणं ।

આજ્ઞા આપો સંથારાની હાથના ઓશીકાવડે ડાબા પડખે

[१]कुर्कुटीपादप्रसारणं अशक्नुवन् प्रमार्जयति भूमिं(प्रमार्ज्य स्थापयति)

कुक्कुडिपायपसारण,अतरंत पमज्जए भूमिं ॥ २ ॥

કુકડીની પેઠે આકાશમાં પગ પ્રસારવાનેઅસમર્થ છતો પુંજે જમીનને

---

૧ જેમ કુકડી ઉંચા પગ રાખીને સુવે છે તે માફક સાધુને સુઇ રહેવું જોઇએ અને તેમ સુવાને અસમર્થ હોય તો પછી જમીન પુંજીને પગ નીચે રાખે.

संकुच्य संदंशकान् उद्वर्तने च कायप्रतिलेखनं

**संकोइअ संडासा, उवट्टंते अ कायपडिलेहा ।**

સંકોચીને ઢીંચણો પાસું ફેરવતાં અને શરીરનું પડિલેહણ કરે

( जागरणे च )—

द्रव्याद्युपयोगं[1] उच्छ्वासनिरुंभणालोके ( निद्रोच्छेदायालोकदर्शनं )

**दव्वाईउवओगं, ऊसासनिरुंभणालोए[2] ॥ ३ ॥**

દ્રવ્યાદિનો ઉપયોગ કરે, શ્વાસોચ્છ્વાસ રૂંધીને જૂએ.

---

૧ દ્રવ્યાદિનો ઉપયોગ આપે એટલે દ્રવ્ય થકી, હું કોણ છું—સાધુ કે ગૃહસ્થ ? એમ વિચારે ક્ષેત્ર થકી, હું ઉપર છું કે નીચે ? એમ વિચારે કાળથકી, રાત્રિ છે કે દિવસ ? એમ વિચારે ભાવ થકી, મને લઘુશંકા વગેરેની બાધા છે કે નહિ ? એમ વિચારે

૨ નિદ્રા દૂર થયા પછી લઘુશંકાદિ બાધા ટાળવા હાર પુંજીને બહાર જાય ત્યા ચોરાદિનો ભય હોય તો એક સાથે બે જાય, તેમાં એક બારણામા ઉભો રહે અને બીજો લઘુશંકાદિ બાધા ટાળે શીકારી જનાવરોનો ભય હોય તો એક સાથે ત્રણ જાય, તેમા એક બારણામા ઉભો રહે, બીજો શરીરની બાધા ટાળે અને ત્રીજો તેની પાસે રક્ષપાળ તરિકે ઉભો રહે જો લઘુશંકાદિ બાધા ટાળનારને વધારે વાર થાય તો બારણામાં ઉભો રહેલ સાધુ પોતાને સ્થાને બીજા સાધુને ઉભો રાખીને પોતે તે બાધા ટાળનાર પાસે જઈને જગાડીને તેડી લાવે. પછી ઇર્યાવહિ. પ્રતિક્રમીને સૂક્ષ્મ આનપ્રાણ લબ્ધિવાળા જે મુનિ હોય તે ચૌદ પૂર્વ સુધીનો પાઠ કરે તેવી શક્તિના અભાવે શક્તિ મુજબ ઓછુ ઓછુ ગણે, ઓછામા ઓછી ત્રણ ગાથા ગણે તેટલી પણ ગણવાને અશક્ત હોય તો પછી સુઇ રહે —ओघनिर्युक्ती.

**અર્થ**-સંથારાની આજ્ઞા આપો ! ( ગુરૂ મહારાજ આજ્ઞા આપે એટલે ) હાથને ઓશીકું કરીને ડાબા પડખે, કુકડીની પેઠે આકાશમાં પગ પ્રસારવાને અસમર્થ છતો જમીનને પુંજે ( પુંજીને ત્યાં પગ રાખે છે ) અને ઢીંચણો સંકોચીને સૂવે અને પાસુ ફેરવતાં શરીરનું પડિલેહણ કરે. વળી ( જાગવું હોય ત્યારે ) દ્રવ્યાદિનો ઉપયોગ કરે ( તેમ છતાં નિદ્રા ઉડે નહિ તો) શ્વાસોશ્વાસ રૂંધીને (નિદ્રા દૂર કરવાને જતા આવતા લોકોને ) જૂએ છે. ૨-૩

[1]यदि मे भवेत् प्रमादः अस्य देहस्य अस्यां रजन्यां

**जइ मे हुज्ज पमाओ, इमस्स देहस्सिमाइ रयणीए।**

જો મારા થાય મરણ આ શરીરનું આ રાત્રીને વિષે

आहारउपधिदेहः (इत्यादि)सर्व्वं त्रिविधेन व्युत्सृष्टम्

**आहारमुवहिदेहं, सव्वं तिविहेण वोसिरिअं ॥४॥**

આહાર ઉપકરણ અને શરીર વગેરે સર્વ ત્રિવિધે વોસરાવ્યું છે.

**અર્થ**-જો આ રાત્રીને વિષે મારા આ શરીરનું મરણ થાય તો આહાર, ઉપકરણ અને શરીર વગેરે સર્વ ત્રિવિધે કરીને ( મન, વચન અને કાયાવડે ) વોસરાવ્યું છે. ૪

चत्वारो मंगलानि–अर्हन्तः मंगलं सिद्धाः मंगलं

**चत्तारि मंगलं–अरिहंता मंगलं, सिद्धा मंगलं;**

ચાર મંગળ છે—અરિહંતો માંગળિક, સિદ્ધો માંગળિક,

---

૧ અહીંથી ૧૭ ગાથા પર્યંતની હકીકત રાત્રે સુતી વખતે વિચારવાની છે.

[1]साधवः मंगलं केवलिप्रज्ञप्तो धर्मो मंगलं
साहू मंगलं, केवलिपन्नत्तो धम्मो मंगलं ॥ ५॥
સાધુઓ માંગળિક, કેવળિએ પ્રરૂપેલ ધર્મ માંગળિક.

અર્થ-ચાર મંગળરૂપ છે—અરિહંતો માગળિક છે, સિદ્ધો માગળિક છે, સાધુઓ માગળિક છે અને કેવળિએ પ્રરૂપેલ ધર્મ ( શ્રુત અને ચારિત્રરૂપ ) માગળિક છે ૫

चत्वारः लोकोत्तमाः—अर्हन्तः लोकोत्तमाः सिद्धा लोकोत्तमा
चत्तारि लोगुत्तमा-अरिहंता लोगुत्तमा, सिद्धा लोगुत्तमा।
ચાર લોકને વિષે ઉત્તમ છે—અરિહંતો લોકમા ઉત્તમ, સિદ્ધો લોકમા ઉત્તમ,

साधवः लोकोत्तमाः केवलिप्रज्ञप्तो धर्मो लोकोत्तमः
साहू लोगुत्तमा, केवलिपन्नत्तो धम्मो लोगुत्तमो॥६॥
સાધુઓ લોકમાં ઉત્તમ, કેવળિએપ્રરૂપેલ ધર્મ લોકમાં ઉત્તમ છે.

અર્થ-ચાર લોકને વિષે ઉત્તમ છે—અરિહંતો લોકમા ઉત્તમ છે, સિદ્ધો લોકમા ઉત્તમ છે, સાધુઓ[1] લોકમા ઉત્તમ છે અને કેવળિએ પ્રરૂપેલ ધર્મ લોકમા ઉત્તમ છે ૬

चत्वारः शरणं प्रपद्ये अर्हतः शरणं प्रपद्ये
चत्तारि सरणं पवज्जामि-अरिहंते सरणं पवज्जामि,
ચારને શરણુ અંગીકાર કરૂં છુ-અરિહંતોને શરણુ અંગીકાર કરૂં છું,

---

૧ સમ્યક્ જ્ઞાન અને ક્રિયાવડે મોક્ષ માર્ગને સાધે તે સાધુ

सिद्धान् शरणं प्रपद्ये साधून् शरणं प्रपद्ये
सिद्धे सरणं पवज्जामि। साहू सरणं पवज्जामि,
સિદ્ધોને શરણુ અંગીકાર કરૂં છું, સાધુઓને શરણુ અંગીકાર કરૂં છું,

केवलिप्रज्ञप्तं धर्मं शरणं प्रपद्ये
केवलिपण्णत्तं धम्मं सरणं पवज्जामि ॥७॥
કેવળિએ પ્રરૂપેલ ધર્મને શરણુ અંગીકાર કરૂં છું.

અર્થ—હું ચારને શરણુ તરિકે અંગીકાર કરૂં છું—અરિહંતોને શરણુ અંગીકાર કરૂં છું, સિદ્ધોને શરણુ અંગીકાર કરૂં છું, સાધુઓને શરણુ અંગીકાર કરૂં છું અને કેવળિએ પ્રરૂપેલ ધ-ર્મને શરણુ અંગીકાર કરૂં છું. ૭

प्राणातिपातोऽलिकं चौर्यं मैथुनं द्रव्यमूर्च्छा
पाणाइवायमलिअं, चोरिक्कं मेहुणं दविणमुच्छं।
પ્રાણાતિપાત મૃષાવાદ ચોરી મૈથુન દ્રવ્યની મૂર્છા

क्रोधो मानं माया लोभः प्रेम तथा द्वेषः
कोहं माणं मायं, लोभं पिज्जं तहा दोसं ॥ ८ ॥
ક્રોધ માન માયા લોભ રાગ તેમજ દ્વેષ

क्लेशः अभ्याख्यानं पैशून्यं रतिअरतिसमायुक्तं
कलहं अब्भक्खाणं, पेसुन्नं रइअरइसमाउत्तं।
ક્લેશ અભ્યાખ્યાન ચાડી રતિ અરતિ વડે યુક્ત

परपरिवादः माया-मृषा मिथ्यात्वशल्यं च

परपरिवायं माया-मोसं मिच्छत्तसल्लं च ॥ ९ ॥

પર પરિવાદ માયા મૃષાવાદ મિથ્યાત્વ શલ્ય અને

અર્થ—પ્રાણાતિપાત (હિંસા), મૃષાવાદ, ચોરી, મૈથુન ( સ્ત્રી સેવન ), દ્રવ્ય ( ધન-ધાન્યાદિ પુદ્ગલિક વસ્તુ )ની મૂર્છા, ક્રોધ, માન, માયા, લોભ, રાગ તેમજ દ્વેષ, કલેશ, અભ્યાખ્યાન ( પરને આળ દેવુ ), ચાડી અને રતિ અરતિવડે યુક્ત, પરપરિવાદ, માયામૃષાવાદ અને મિથ્યાત્વશલ્ય ૮-૯

व्युत्सृज इमानि मोक्षमार्गसंसर्गविघ्नभूतानि

वोसिरिसु इमाइं, मुखमग्गसंसग्गविग्घभूआइं।

વોસરાવ આ, મોક્ષમાર્ગના ગમનને વિષે અંતરાય કરનાર

दुर्गतिनिबंधनानि अष्टादश पापस्थानानि

दुग्गइनिबंधणाइं, अट्ठारस पावठाणाइं ॥ १० ॥

માઠી ગતિના કારણભૂત, અઢાર પાપસ્થાનોને

અર્થ—મોક્ષ માર્ગના ગમનને વિષે અંતરાય કરનારા અને માઠી ગતિના કારણભૂત એવા એ પૂર્વોક્ત અઢાર પાપસ્થાનોને ( હે આત્મા ! ) તું વોસરાવ ( ત્યાગ કર ) ૧૦

एकोऽहं नास्ति मे कोपि(कश्चित्) नाहमन्यस्य कस्यचित्

एगोहं नत्थि मे कोई, नाहमन्नस्स कस्सई।

એક છું હું નથી મારું કોઈ, નથી હું અન્ય કોઇનો

एवं अदीनमनाः आत्मानमनुशासति

**एवं अदीणमणसो अप्पाणमणुसासई ॥११॥**

એ પ્રકારે અગ્લાન ચિત્તવાળો, આત્માને શીખામણ આપે

**અર્થ**:—હું એકલો છું, મ્હારૂં કોઈ નથી, હું અન્ય કોઇ પણનો નથી; એ પ્રકારે અગ્લાન ચિત્તવાળો ( સાવધાન ચિત્તવાળો ) આત્માને શીખામણ આપે. ૧૧

एको मे शाश्वत् आत्मा ज्ञानदर्शनसंयुतः

**एगो मे सासओ अप्पा, नाणदंसणसंजुओ ।**

એક મારો શાશ્વતો આત્મા જ્ઞાન દર્શન યુક્ત

शेषाः मे बाह्या भावाः सर्वे संयोगलक्षणाः[1]

**सेसा मे बाहिरा भावा, सव्वे संजोगलक्खणा ॥१२॥**

બાકીના મારાથી બાહ્ય ભાવો, સર્વે સંયોગ લક્ષણવાળા

**અર્થ**:—શાસ્વતો ( સદાકાળ રહેનારો–નિત્ય ) અને જ્ઞાન દર્શન યુક્ત, એક મારો આત્મા છે. બાકીના સંયોગ લક્ષણવાળા સર્વે ભાવો મારાથી બાહ્ય છે. અર્થાત્ મારાથી જૂદા છે. ૧૨

संयोगमूला जीवेन प्राप्ता दुःखपरंपरा

**संजोगमूला जिवेण, पत्ता दुक्खपरंपरा ।**

સંયોગ છે મૂળ કારણ જેનું એવી, જીવે, પ્રાપ્ત કરી, દુઃખની શ્રેણી

तस्मात् संयोग संबंधः सर्वः त्रिविधेन व्युत्सृष्टः

**तम्हा संजोगसंबंधं, सव्वं तिविहेण वोसिरिअं १३**

તે માટે સંયોગ સંબંધ સર્વ ત્રિવિધે વોસિરાવ્યો.

---

૧ દ્રવ્યથકી–ધન, ધાન્ય, કુટુંબાદિના મેલાપ અને ભાવથકી વિષય કષાયાદિના મેલાપ.

અર્થ—સંયોગ (ધન કુટુંબાદિક) છે મૂળ કારણ જેનું એવી દુઃખની શ્રેણી જીવે પ્રાપ્ત કરી છે તે માટે સંયોગનો સંબંધ મેં ત્રિવિધે (મન, વચન, કાયાએ) વોસિરાવ્યો છે.૧૩

अर्हन् मम देवो यावज्जीवं [1]सुसाधवो गुरवः

## अरिहंतो मह देवो, जावज्जीवं सुसाहुणो गुरुणो ।

અરિહંત મ્હારા દેવ જાવજીવ સુધી સુસાધુઓ ગુરૂ

जिनप्रज्ञप्तं [2]तत्त्वं इति सम्यक्त्वं मया गृहीतं

## जिणपण्णत्तं तत्तं, इअ सम्मत्तं मए गहिअं॥१४॥

વીતરાગદેવે પ્રરૂપેલ તત્ત્વ, એ પ્રકારે સમ્યકત્વને મે ગ્રહણ કર્યું

અર્થ—યાવજ્જીવ સુધી અરિહંત મ્હારા દેવ છે, સુસાધુઓ મ્હારા ગુરૂ છે, વીતરાગ દેવે પ્રરૂપેલ તત્ત્વ મને માન્ય છે, એ પ્રકારે સમ્યક્ત્વને મેં ગ્રહણ કર્યું છે ૧૪

क्षमयित्वा क्षामयित्वा मयि क्षमयित्वा ( तदपराधान् विस्मृत्य स्वयं ) सर्व्वान् जीवनिकायान्

## खमिअ खमाविअ मइ खमिअ[3] सव्वह जीवनिकाय

ખમાવીને ખામીને મારે વિષે ખમાવીને સર્વ જીવનિકાયોને

सिद्धसाक्षिका आलोचना मम वैरभावा न (केनचिदपि)

## सिद्धह साख आलोयणह, मुज्झह वइर न भाव॥१५॥

સિદ્ધની સાક્ષિપૂર્વક આલોચના મારે વૈરભાવ નથી કોઇ સાથે

---

૧ સમ્યગ્ જ્ઞાન અને ક્રિયાવાળા આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ

૨ દયા મૂળ અને વિનય મૂળ તત્ત્વ અથવા જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપરૂપ તત્ત્વ

३ खमह इति पाठान्तर.

અર્થઃ—સર્વ જીવ નિકાયોને ખમાવીને અને ખામીને મારે વિષે સર્વ અપરાધો ખમો. સિદ્ધની સાક્ષી પૂર્વક હું આ-લોચના કરૂં છું, મારે કોઇની સાથે વૈરભાવ નથી. ૧૫

सर्वे जीवाः कर्मवशात् चतुर्दशरज्जुमध्ये ( लोके ) भ्राम्यंति

**सव्वे जीवा कम्मवस, चउदहराज भमंत ।**

સર્વ જીવો કર્મવશથકી ચૌદ રજ્જુવાત્મક લોકને વિષે ભમેછે.

ते मया सर्वे क्षमिताः ममाऽपि ते क्षमन्ताम्

**ते मे सव्व खमाविआ, मुज्झवि तेह खमंत ॥१६॥**

તેઓ મેં સર્વ ખમાવ્યા અને પણ તેઓ ખમો.

અર્થઃ—સર્વ જીવો કર્મવશથકી ચૌદ રાજલોકને વિષે ભમે છે તે સર્વને મેં ખમાવ્યા છે. મને પણ તેઓ ખમો. ૧૬

यद्यत् मनसा बद्धं यद्यत् वाचा भाषितं पापं

**जं जं मणेण बद्धं, जं जं वाएण भासियं पावं ।**

જે જે મનવડે બાંધ્યું જે જે વચનવડે બોલાયું પાપ

यद्यत् कायेन कृतं मिथ्या मे दुष्कृतं तस्य

**जं जं काएण कयं, मिच्छामि दुक्कडं तस्स ॥१७**

જે જે કાયાવડે કરાયું, ફોગટ થાઓ મારૂં પાપ તે

અર્થઃ—જે જે પાપ મનવડે બંધાયું, જે જે પાપ વ-ચન વડે બોલાયું અને જે જે પાપ કાયાવડે કરાયું છે તે મારૂં પાપ ફોગટ થાઓ અર્થાત્ તે પાપનો મિચ્છામિ દુક્કડ દઉં છું.૧૭

ઇતિ સંસ્તારક વિધિ સંપૂર્ણમ્

---

# ॥ अथ श्रीरत्नाकरपञ्चविंशिका* प्रारम्भः ॥

उपजातिछन्दः

**श्रेयः श्रियां मङ्गलकेलिसद्म !,**

મોક્ષરૂપ લક્ષ્મીના માંગલિક ક્રીડા ગૃહ સમાન !

**नरेन्द्रदेवेन्द्रनताङ्घ्रिपद्म !**

રાજાઓ અને દેવેન્દ્રોવડે નમસ્કાર કરાયા છે ચરણ કમળ જેના એવા !

**सर्वज्ञ ! सर्वातिशयप्रधान !,**

હે સર્વજ્ઞ ! સર્વ અતિશયો વડે શ્રેષ્ઠ !

**चिरं जय ज्ञानकलानिधान ! ॥ १ ॥**

ચિરકાળ જય પામો. હે કેવળજ્ઞાન અને કળાના નિધાન !

અર્થ—મોક્ષરૂપ લક્ષ્મીના માંગલિક ક્રીડાના ગૃહ (ઘર) સમાન ! રાજાઓ અને દેવેંદ્રોવડે નમસ્કાર કરાયા છે ચરણ-કમળ જેના એવા ! સર્વ ( ચોત્રીશ ) અતિશયોવડે કરીને શ્રેષ્ઠ ! કેવળજ્ઞાન અને કળાના ભંડાર ! એવા હે સર્વજ્ઞ પ્રભુ ! તમે ચિરકાળ જય પામો. ૧

---

* આ વીતરાગ દેવની સ્તુતિરૂપ પચ્ચીશી શ્રી રત્નાકરસૂરિએ બનાવેલી હોવાથી તેનું નામ રત્નાકરપચ્ચીશિકા કહેવાય છે. શ્રી રત્નાકરસૂરિ ચૌદમા સૈકામાં થઈ ગયા છે. તેઓ દીક્ષા લીધા બાદ પરિગ્રહધારી હતા પણ પાછળથી પરિગ્રહ ત્યાગ કરીને શુદ્ધ નિર્ગ્રંથ થયા ત્યારે પોતાના દોષોનો નિખાલસપણે પશ્ચાત્તાપ કરવા માટે આત્મનિંદા ગર્ભિત આ સ્તુતિ રચી એવી કિંવદંતી ચાલે છે. આ ગ્રંથની સંસ્કૃત ટીકા અમારા તરફથી પ્રસિદ્ધ થયેલ " સ્તુતિસંદોહમાનચૂર્ણિ " ગ્રંથમાં છપાયેલ છે.

जगत्त्रयाधार ! कृपावतार !,
ત્રણ જગતના આધારભૂત! કરૂણાના અવતાર !

दुर्वारसंसारविकारवैद्य ! ।
દુઃખે નિવારી શકાય એવા સંસારના વિકારોનો નાશ કરવામાં વૈદ્ય સમાન !

श्रीवीतराग ! त्वयि मुग्धभावा-
શ્રી વીતરાગ! તમારા વિષે ભોળા ભાવથી

द्विज्ञ ! प्रभो[2] ! विज्ञपयामि किञ्चित् ॥ २ ॥
જ્ઞાનવંત ! પ્રભુ! વિનંતિ કરૂં છું. કાંઈક

અર્થઃ—ત્રણ જગત્‌ના આધારભૂત ! કરૂણાના અવતાર ! દુઃખે નિવારણ કરી શકાય એવા સંસારના વિકારો ( સંસારરૂપ રોગ ) ને નાશ કરવામાં વૈદ્ય સમાન ! વિશેષ જ્ઞાનવંત ! એવા હે શ્રી વીતરાગ પ્રભુ ! તમારે વિષે (તમોને) હું ભોળાભાવ ( અજ્ઞાનભાવ ) થકી કાંઇક વિનંતિ કરૂં છું. ૨

किं बाललीलाकलितो न बालः,
શું બાળકની ક્રિડાએ યુક્ત નહિ બાળક

पित्रोः पुरो जल्पति निर्विकल्पः? ।
માબાપની પાસે બોલે છે? વિકલ્પ રહિત

तथा यथार्थं कथयामि नाथ !,
તેમ સત્યરીતે કહું છું. હે નાથ !

---

૧ રાગદ્વેષ રહિત. ૨ સમર્થ.

निजाशयं सानुशयस्तवाग्रे ॥ ३ ॥
પોતાના અભિપ્રાયને, પશ્ચાત્તાપ સહિત છતો, તમારી આગળ

અર્થ—બાળકની ક્રિડાએ કરીને યુક્ત અને વિકલ્પરહિત એવો બાળક માબાપની પાસે શુ ( સત્યવચન ) નથી બોલતો ? અર્થાત્ બોલે છે જ તેવી રીતે હે નાથ ! પશ્ચાત્તાપે કરી સહિત છતો હુ તમારી આગળ મારા–પોતાના અભિપ્રાયને સત્ય રીતે કહુ છું ૩

दत्तं न दानं परिशीलितं च,
દીધું ન દાનને પાળ્યુ વળી

न शालि शीलं न तपोऽभितप्तं ।
નહિ સુંદર શીયલવ્રત, ન, તપ તપ્યું.

शुभो न भावोऽप्यभवद्भवेऽस्मिन्,
ઉત્તમ ન ભાવ પણ થયો ભવને વિષે આ,

विभो ! मया भ्रान्तमहोमुधैव ॥ ४ ॥
હે પ્રભુ ! મે ભ્રમણ કર્યું. અહો ! ફોગટજ

અર્થ–હે પ્રભુ ! મે દાન દીધુ નથી, વળી સુંદર શીયલવ્રત પાળ્યુ નથી, તપ તપ્યુ (કર્યું) નથી અને ઉત્તમ ભાવ પણ થયો નથી અહો ઇતિ આશ્ચર્યે ! આ ભવ ( જન્મ ) ને વિષે મે ફોગટ જ ભ્રમણ કર્યું ૪

दग्धोऽग्निना क्रोधमयेन दष्टो,
બળેલો અગ્નિરૂપ ક્રોધરૂપી ડંખાયેલો

दुष्टेन लोभाख्यमहोरगेण ।
દુષ્ટ લોભ નામના મોટા સર્પવડે

ग्रस्तो[२]ऽभिमानाजगरेण माया,–
ગળાયેલો, અભિમાન રૂપી અજગરવડે, માયારૂપ

जालेन बद्धोऽस्मि कथं भजे त्वाम् ? ॥ ५ ॥
જાળવડે બંધાયેલો છું. શી રીતે ભજું ? તમોને

અર્થઃ–ક્રોધરૂપ અગ્નિવડે હું બળેલો છું, દુષ્ટ(ક્રુર)લોભ નામના મોટા સર્પવડે હું ડંખાયેલો (ડસેલો) છું, અભિમાનરૂપી અજગરવડે હું ગળાયેલો છું અને માયારૂપી જાળ (પાશ) વડે હું બંધાયેલો છું; તેથી તમોને હું શી રીતે ભજું ? ૫

कृतं मयाऽमुत्रहितं न चेह,
કર્યું મેં પરલોકમાં હિત ન અને આ

लोकेऽपि लोकेश ! सुखं न मेऽभूत् ।
લોકમાં પણ હે લોકના ઈશ ! સુખ ન મને થયું.

अस्मादृशां केवलमेव जन्म,
મારા જેવાનો ફક્ત નિશ્ચે જન્મ

जिनेश ! जज्ञे भवपूरणाय ॥ ६ ॥
હે જિનેશ્વર ! થયો. ભવોને પૂર્ણ કરવા માટે

---

२ ग्रस्तोऽस्मि मानाजगरेण इति पाठान्तरे.

અર્થ—હે લોકના ઇશ ! મે પરભવમા હિતકારી કાય ન કર્યું વળી આ લોકમા પણ મને સુખ ન થયુ, તો હે જિનેશ્વર ! અમારા જેવાનો જન્મ ફક્ત ભવોને પૂર્ણ કરવા માટે જ થયો અર્થાત્ ભવની સખ્યાની ગણતરી માટે જ અમે જન્મ ધારણ કર્યો. ૬

मन्ये मनो यन्न मनोज्ञवृत्त !,
માનુછું, મન, જે કારણ માટે, ન, હે સુદર આચરણવાળા!

त्वदास्यपीयूषमयूखलाभात् ।
તમારા મુખ રૂપી ચદ્રના લાભ થકી

द्रुतं महानन्दरसं कठोर,–
દ્રવ્યુ, મ્હોટા આનંદરસને કઠોર છે

मस्मादृशां देव ! तदश्मतोऽपि ॥ ७ ॥
અમારા જેવાનુ હે દેવ ! તે કારણ માટે, પત્થર થકી પણ

અર્થ—હે સુદર (મનને આનદદાયક) આચરણવાળા ! હે દેવ ! જે કારણ માટે અમારા જેવાનુ મન, તમારા મુખ રૂપી ચદ્રના લાભ થકી મ્હોટા આનંદના રસને ન દ્રવ્યુ (મ્હોટા આનદવડે રસરૂપ ન થયું) તે કારણ માટે (અમારા જેવા પુરૂષોનુ મન) પત્થર થકી પણ કઠોર છે એમ હું માનુ છુ ૭

त्वत्तः सुदुष्प्राप्यमिदं मयाऽऽप्तं,
તમારી પાસેથી અતિ દુષ્પ્રાપ્ય, આ, મે, પ્રાપ્ત કરી,

रत्नत्रयं भुरिभवभ्रमेण ।
રત્નત્રયી, ઘણા ભવમાં ભ્રમણુવડે

प्रमादनिद्रावशतो गतं तत्,
પ્રમાદ રૂપ નિદ્રાના વશ થકી, ગઈ, તે,

कस्याग्रतो नायक ! पूत्करोमि ?॥ ८ ॥
કોની આગળ હે સ્વામી ! હું પોકાર કરૂં ?

અર્થઃ—હે સ્વામી ! ઘણા ભવમાં ભ્રમણુ કરવાવડે અતિદુષ્પ્રાપ્ય ( ઘણા કષ્ટે પ્રાપ્ત થઇ શકે ) એવી આ રત્નત્રયી ( જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપી ) ને મેં તમારી પાસેથી પ્રાપ્ત કરી હતી, તે પ્રમાદરૂપ નિદ્રાના વશ થકી ગઇ ( જતી રહી ); તો હવે હું કોની આગળ પોકાર કરૂં ? ૮

वैराग्यरङ्गः[1] परवञ्चनाय,
વૈરાગ્યનો રંગ, બીજાને છેતરવાને

धर्मोपदेशो जनरञ्जनाय ।
ધર્મનો ઉપદેશ, લોકને ખુશી કરવાને

वादाय विद्याऽध्ययनं च मेऽभूत्,
વાદને માટે, વિદ્યાનો અભ્યાસ અને મારો થયો,

कियद् ? ब्रुवे हास्यकरं स्वमीश ! ॥ ९ ॥
કેટલુંક કહું ? હાસ્યકારક પોતાનું હે ઇશ !

---

१ रङ्गोऽपरवञ्चनाय इति वा पाठः

અર્થ—હે ઇશ ! મારો વૈરાગ્યનો રંગ બીજાઓને ઉત-રવાને માટે થયો, મારો ધર્મનો ઉપદેશ લોકને ખુશી કરવાને માટે થયો અને મારો વિદ્યાનો અભ્યાસ વાદવિવાદ કરવા માટે થયો. મારૂં-પોતાનું હાસ્યકારક વૃત્તાંત કેટલુંક કહું ? ૯

परापवादेन मुखं सदोषं,
પરનિંદાવડે મુખને દોષવાળું
नेत्रं परस्त्रीजनवीक्षणेन ।
નેત્રને પરની સ્ત્રીઓને જોવાવડે
चेतः परापायविचिन्तनेन,
ચિત્તને પરનુ કષ્ટ ચિંતવવાવડે
कृतं भविष्यामि कथं ? विभोऽहम् ॥ १० ॥
કર્યું. થઈશ કેવી રીતે હે પ્રભુ ! હું

અર્થ—હે પ્રભુ ! પરની નિંદાવડે મેં મુખને દોષવાળું કર્યું, પરની સ્ત્રીઓને જોવાવડે મેં નેત્રને દોષવાળું કર્યું અને પરનુ કષ્ટ ચિંતવવા વડે મેં ચિત્તને દોષવાળું કર્યું તો હું કેવી રીતે થઈશ-મારૂં શું થશે ? ૧૦

विडम्बितं यत्स्मरघस्मरार्ति-
વિડંબ્યો જે કામદેવ રૂપ રોગની પીડાની
दशावशात्स्वं विषयान्धलेन ।
દશાના વશ થકી, મારા આત્માને, વિષયોમા અંધ એવા મેં

---

१ असलघत्सलाद्विवर्णाणादिकालप्रत्ययागमेन, विद्युत्पत्रान्धाल्ल इति प्राकृतलक्षणेनेतिकश्चिव् तन्नप्राकृतगन्धस्याप्यभावात्, मुरलादे-राकृतिगणत्वाच्च नालप्रत्ययदुर्लभता।

**प्रकाशितं तद्भवतो ह्रियैव,**

પ્રકાશ કર્યું. તે તમોને લજ્જાથીજ

**सर्वज्ञ ! सर्वं स्वयमेव वेत्सि ॥ ११ ॥**

હે સર્વજ્ઞ ! બધું પોતેજ જાણોછો.

અર્થઃ—હે સર્વજ્ઞ ! વિષયોમાં અંધ થયેલા એવા મેં કામદેવરૂપી રોગની પીડાની દશાના વશ થકી જે મારા આત્માને વિડંબના પમાડી તે તમોને-તમારી પાસે લજ્જાથીજ મેં પ્રકાશ કર્યું-પ્રગટ કર્યું છે. તમે પોતે જ તે સર્વ જાણોછો.૧૧

**ध्वस्तोऽन्यमन्त्रैः परमेष्ठिमन्त्रः,**

નાશ કર્યો અન્યમન્ત્રોવડે, પરમેષ્ઠિ મંત્ર

**कुशास्त्रवाक्यैर्निहताऽऽगमोक्तिः ।**

કુશાસ્ત્રના વાકયોવડે, ઢાંકી દીધી, આગમની વાણી

**कर्त्तुं वृथा कर्म कुदेवसङ्गा,—**

કરવાને નિષ્ફળ કાર્ય કુદેવના સંગથી

**दवांछि ह्री नाथ ! मतिभ्रमो मे ॥ १२ ॥**

ઈચ્છયું નિશ્ચે હે નાથ ! બુદ્ધિનો વિભ્રમ મારો થયો.

અર્થઃ—હે નાથ ! બીજા મંત્રોવડે કરીને પરમેષ્ઠીમંત્ર ( નવકાર મંત્ર) નો મેં નાશ કર્યો-અવગણના કરી, કુશાસ્ત્રના વાકયોએ કરીને આગમ ( સિદ્ધાન્ત ) ની વાણી હણી નાંખી-ઢાંકી દીધી અર્થાત્ સાંભળી નહિ, અને કુદેવના સંગથી નિષ્ફળ કાર્ય કરવાને મેં ઇચ્છયું. તેથી નિશ્ચે મારો બુદ્ધિનો વિભ્રમ થયો છે. ૧૨.

विमुच्य दृग्लक्ष्यगतं भवन्तं,
મૂકીને દૃષ્ટિ લક્ષ્યમાં આવેલા તમોને

ध्याता मया मूढधिया हृदन्तः ।
ધ્યાન કર્યું. મે મૂઢ બુદ્ધિવાળા હૃદયમાં

कटाक्षवक्षोजगभीरनाभि-
કટાક્ષ, સ્તન, ગંભીર નાભિ તથા

कटीतटीयाः सुदृशां विलासाः ॥ १३ ॥
કટી પ્રદેશ સબંધી સ્રીયોનાં વિલાસોને

અર્થ—મૂઢ બુદ્ધિવાળા મે દૃષ્ટિ લક્ષ્યમાં આવેલા-પ્રત્યક્ષ એવા આપને મૂકીને હૃદયને વિષે કટાક્ષ, સ્તન, ગભીર નાભિ અને કટી પ્રદેશ સબંધી સ્રીઓના વિલાસોનુ ધ્યાન કર્યું છે ૧૩

लोलेक्षणावक्त्रनिरीक्षणेन,
ચપળ નેત્રવાળી સ્રીઓના મુખ જોવાવડે

यो मानसो[1] रागलवो विलग्नः ।
મન સબંધી રાગનો લેશ લાગેલો છે,

न शुद्धसिद्धान्तपयोधिमध्ये,
ન પવિત્ર સિદ્ધાંત રૂપી સમુદ્રમાં

धौतोऽप्यगात्तारक ! कारणं किम् ? ॥ १४ ॥
ધોયો છતો પણ ગયો, હે તારક ! કારણ શું ?

૧ मानसे એવો પાઠ હોય ત્યાં "મનને વિષે" એવો અર્થ કરવો

**અર્થઃ**—હે તારક ( ભવસમુદ્રથકી તારનાર )! ચપળ નેત્રવાળી સ્ત્રીઓના મુખ જોવાવડે મનસંબંધી જે રાગનો લેશ ( અંશ ) વિશેષ પ્રકારે લાગેલો છે તે પવિત્ર સિદ્ધાંત રૂપી સમુદ્રમાં ધોયો છતો પણ ગયો નહિ, ત્યાં શું કારણ છે? ૧૪

**अङ्गं न चङ्गं न गणो गुणानां,**
શરીર નથી સુંદર નથી સમૂહ સદ્દગુણોનો

**न निर्मलःकोऽपि कलाविलासः ।**
નથી સ્વચ્છ કોઈ પણ કળાનો વિલાસ

**स्फुरत्प्रभा[2] न प्रभुता च काऽपि,**
સ્ફુરાયમાન છે કાંતિ જેની એવી } નથી ઠકુરાઇ અને કોઇ પણ

**तथाऽप्यहङ्कारकदर्थितोऽहम् ॥ १५ ॥**
તો પણ અહંકારવડે કદર્થના પામેલો હું (છું)

**અર્થઃ**—મારૂં શરીર સુંદર નથી, સદ્દગુણોનો સમૂહ મારામાં નથી, કોઈપણ સ્વચ્છ કળાનો વિલાસ નથી અને સ્ફુરાયમાન છે કાંતિ જેની એવી કોઇ પણ ઠકુરાઇ ( મોટાઇ ) નથી; તો પણ હું અહંકાર વડે કદર્થના પામેલો છું. ૧૫

**आयुर्गलत्याशु न पापबुद्धि-**
આયુષ્ય જાય છે શીઘ્ર નથી જતી પાપની બુદ્ધિ

**र्गतं वयो नो विषयाभिलाषः ।**
ગઇ અવસ્થા ન ગઈ વિષયવાસના

**यत्नश्च भैषज्यविधौ न धर्मे,**
પ્રયત્ન વળી ઔષધની વિધિમાં ન કર્યો ધર્મમાં,

---

२ प्रधानप्रभुता इति पाठान्तरे.

स्वामिन्महामोहविडम्बना मे ॥ १६ ॥
હે સ્વામી ! મોટા મોહવડે વિડંબના, મારૂં

અર્થ—હે સ્વામી ! મારૂ આયુષ્ય શીઘ્ર જાય છે પણ પાપની બુદ્ધિ જતી નથી, મારૂં વય ( અવસ્થા-ઉમ્મર ) ગયું પણ વિષયની વાસના ગઈ નહિ, વળી ઔષધની વિધિમા પ્રયત્ન કર્યો પણ ધર્મને વિષે યત્ન કર્યો નહિ, એ કારણથી મ્હોટા મોહવડે (મારી) વિડબના-કષ્ટ થઇ. ૧૬

नात्मा न पुण्यं न भवो न पापं,
નથી આત્મા નથી પુન્ય નથી ભવ નથી પાપ

मया विटानां कटुगीरपीयम् ।
મે નાસ્તિકોની કડવી વાણી પણ એવી

[1]आधारि कर्णे त्वयि केवलार्के,
ધારણ કરી. કાનમા તમે કેવળજ્ઞાનવડે સૂર્ય સમાન

परिस्फुटे सत्यपि देव ! धिङ् माम् ॥ १७ ॥
અતિ પ્રગટ છતે, હે દેવ ! ધિક્કાર હો મને

અર્થ—હે દેવ ! આત્મા ( પરમાત્મા ) નથી, પુણ્ય નથી, ભવ ( પુનર્જન્મ ) નથી અને પાપ નથી, એ પ્રકારે વિષયલુબ્ધ જનોની કડવી વાણી, કેવળજ્ઞાનવડે સૂર્ય સમાન (અથવા કેવળજ્ઞાનરૂપ સૂર્યસમાન ) એવા તમે અતિ પ્રગટ છતે પણ મે કાનને વિષે ધારણ કરી ( સાભળી ) માટે મને ધિક્કાર હો ! ૧૭

---

१ अधारि इति वा पाठ ,आधारि પાઠમાં आङ् ઉપસર્ગ લાગેલોછે

न देवपूजा न च पात्रपूजा,
न દેવની પૂજા ન વળી સુપાત્રની પૂજા

श्राद्धधर्मश्च न साधुधर्मः ।
ન શ્રાવકધર્મ વળી ન સાધુનો ધર્મ

लब्ध्वाऽपि मानुष्यमिदं समस्तं,
પામીને પણ મનુષ્યભવ આ બધું

कृतं मयाऽरण्यविलापतुल्यम् ॥ १८ ॥
કર્યું. મેં અરણ્યમાં કરેલ વિલાપની સદૃશ

અર્થ—મેં દેવની પૂજા ન કરી વળી સુપાત્રની પૂજા ન કરી; શ્રાવક ધર્મ ન પાળ્યો વળી સાધુ ધર્મ ન પાળ્યો. આ મનુષ્ય જન્મ પામીને પણ મેં બધું અરણ્યમાં કરેલ વિલાપતુલ્ય કર્યું. ૧૮

चक्रे मयाऽसत्स्वपि[2] कामधेनु,-
કરી. મેં અસત્ય પણ કામધેનુ

कल्पद्रुचिन्तामणिषु स्पृहार्त्तिः ।
કલ્પવૃક્ષ અને ચિંતામણિ રત્નને વિષે, વાંચ્છાની પીડા

न जैनधर्मे स्फुटशर्मदेऽपि,
ન કરી જૈન ધર્મમાં પ્રગટ સુખ આપનાર પણ

---

૨ અહી असत्सु ને ઠેકાણે सत्सु એવો પાઠ હોય ત્યાં આ પ્રમાણે અર્થ કરવો-કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણિ રત્ન મને પ્રાપ્ત થયે છતે પણ મેં ( आर्त्तिः ) આર્ત્તધ્યાન કર્યું પરંતુ પ્રગટ રીતે સુખ આપનાર એવા પણ જૈનધર્મને વિષે ( स्पृहा ) ઇચ્છા ન કરી; તો હે જિનેશ્વર ! મારી મૂર્ખાઈ તું જો.

जिनेश ! मे पश्य विमूढभावम् ॥ १९ ॥
હે જિનેશ્વર ! મારા જુઓ મૂઢ પણાને

અર્થ—હે જિનેશ્વર ! મે અસત્ય એવા પણ કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણિ રત્નને વિષે વાચ્છાની પીડા કરી ( અર્થાત્ કામધેનુ વગેરે અસત્ય પદાર્થો મેળવવા મારૂ મન આકર્ષાયુ ) પરંતુ પ્રગટ રીતે સુખને આપનાર જૈન ધર્મને વિષે વાચ્છા કરી નહિ મારા વિશેષ પ્રકારના મૂઢપણાને તમે જૂઓ ! ૧૯

सद्भोगलीला न च रोगकीला,
સારા ભોગની લીલા ન વળી રોગોની જ્વાળા

धनागमो नो निधनागमश्च ।
ધનની પ્રાપ્તિ ન મરણની પ્રાપ્તિ વળી

दारा न कारा नरकस्य चित्ते,
સ્ત્રી ન કેદખાના નરકના ચિત્તમા

व्यचिन्ति नित्यं मयकाऽधमेन ॥ २० ॥
ચિંતવ્યું. હમેશા મે અધમે

અર્થ—અધમ એવા મે હમેશા ચિત્તને વિષે સારા સારા ભોગ ( સંસાર સુખ ) ની લીલા ચિંતવી પણ એ રોગોની જ્વાળા છે એમ ન ચિંતવ્યુ ( વિચાર્યું ), ધનની પ્રાપ્તિ ચિંતવી પણ એ

१ दुष्टोऽप प्रयोगइति कश्चित्, स जडिमावष्टम्भाय्व करण एव यतो न त्वमालि तेन शुस्मदस्मदोऽसोमादिस्यादे (श्री सि० ७-३-३०) इतिसूत्रम्

મરણની પ્રાપ્તિ તુલ્ય છે એમ ન ચિંતવ્યું, સ્ત્રીઓ ચિંતવી પરંતુ એ નરકના કેદખાના ( નરકના બંધનરૂપ ) છે એમ ન ચિંતવ્યું.

**स्थितं न साधोर्हृदि साधुवृत्तात्,**

રહેવાયું નહિ સાધુના હૃદયમાં સારા આચરણથી

**परोपकारान्न यशोऽर्जितं च ।**

પરોપકાર કરવાથી ન યશ ઉપાર્જ્યો અને

**कृतं न तीर्थोद्धरणादिकृत्यं,**

કર્યું નહિ તીર્થોદ્ધાર વગેરે કાર્ય

**मया मुधा हारितमेव जन्म ॥ २१ ॥**

મેં ફોગટ ગુમાવ્યો નિશ્ચે ભવ

અર્થ—મેં સારા આચરણથી સાધુ પુરૂષના હૃદયમાં ન રહેવાયું ( અર્થાત્ સારા આચરણવડે સાધુ પુરૂષનું ચિત્ત મેં પ્રસન્ન કર્યું નહિ ), પરોપકાર કરવા થકી મેં યશ ન ઉપાર્જન કર્યો વળી તીર્થોદ્ધાર વગેરે કાર્ય મેં કર્યું નહિ; તેથી મેં ફોગટજ જન્મ ગુમાવ્યો છે. ૨૧

**वैराग्यरङ्गो न गुरूदितेषु,**

વૈરાગ્યનો રંગ, ન થયો ગુરૂના વચનોમાં

**न दुर्जनानां वचनेषु शान्तिः ।**

ન થઈ દુર્જનોના વચનોને વિષે શાંતિ

**नाध्यात्मलेशो मम कोऽपि देव !,**

ન થયો, અધ્યાત્મ જ્ઞાનનો અંશ } મને કોઈ પણ હે દેવ !

तार्यः कथंकारमयं भवाब्धिः ॥ २२ ॥
તરવો ? કેવી રીતે આ ભવસાગર

અર્થ—હે દેવ ! ગુરૂના વચનોને વિષે ( ગુરૂના ઉપદેશવડે) મને વૈરાગ્યનો રંગ ન થયો, દુર્જનોના વચનોને વિષે મને શાંતિ ( સમભાવ ) ન થયો અને અધ્યાત્મ જ્ઞાનનો અંશ કાંઇ પણ મને થયો નહિ, તો આ ભવસાગર શી રીતે મારે તરવો ? ૨૨

पूर्वे भवेऽकारि मया न पुण्य-
પૂર્વભવમાં કર્યું મેં ન પુણ્ય
मागामिजन्मन्यपि नो करिष्ये ।
આવતા જન્મને વિષે પણ નહિ કરીશ
यदीदृशोऽहं मम तेन नष्टा,
જે માટે એવો હું મારા તેથી નાશ પામ્યા.
भूतोद्भवद्भाविभवत्रयीश ! ॥ २३ ॥
ભૂત વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે ભવો, હે ઇશ !

અર્થ—મેં પૂર્વભવમાં પુણ્ય ન કર્યું અને આવતા જન્મને વિષે પણ નહિ કરીશ, જે કારણ માટે હું એવો છું, તે કારણથી મારા ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે ભવો નાશ પામ્યા—નિષ્ફળ ગયા ૨૩

किं वा मुधाऽहं बहुधा सुधाभुक्[1],
શું અથવા ફોગટ હું બહુ પ્રકારે હે દેવ !

---

૧ સુધાભુક્પૂજ્ય ! એ પ્રકારે સમાસાન્ત પદ લઇએ ત્યારે હે દેવોને પૂજ્ય એવો અર્થ થાય છે

पूज्य ! त्वदग्रे चरितं स्वकीयम् ।
હે પૂજ્ય ! તમારી પાસે ચરિત્રને પોતાના
जल्पामि यस्मात् त्रिजगत्स्वरूपं-
કહું જે કારણ માટે ત્રણ જગતના સ્વરૂપનું-
निरूपकस्त्वं कियदेतदत्र ॥ २४ ॥
નિરૂપણ કરનારા, તમે, શું માત્ર, આ, અહીં,

અર્થ—અથવા તો હે દેવ ! હે પૂજ્ય ! તમારી પાસે મારા પોતાના ચરિત્રને બહુ પ્રકારે ફોગટ હું શું કહું ? જે કારણ માટે ત્રણ જગતના સ્વરૂપનું નિરૂપણ કરનારા તમે છો; તો અહીં ( તમારે વિષે ) આ-મારૂં ચરિત્ર શું માત્ર છે ?— ૨૪

शार्दूलविक्रीडितछन्दः

दीनोद्धारधुरन्धर- स्त्वदपरो नास्ते मदन्यः कृपा-
દીનજનનોઉદ્ધારકરવામાંધુરંધરતમારાથીબીજોનથી,મારાથીબીજોકૃપાનું
पात्रं नात्र जने जिनेश्वर ! तथाऽप्येतां न याचे श्रियम् ।
ભાજનનથી,આલોકમાંહેજિનેશ્વર ! તોપણ આ નથી માગતો લક્ષ્મીને
किंत्वर्हन्निदमेव केवलमहो सद्बोधिरत्नं शिवं,
પરંતુહેઅર્હન્ ! આજ ફક્તઆશ્ચર્યેસમ્યકત્વરત્નનેમોક્ષફલનેઆપનાર
श्रीरत्नाकर ! मङ्गलकनिलय ! श्रेयस्करं प्रार्थये ॥२५॥
મોક્ષલક્ષ્મીનાસમુદ્ર ! મંગળનાઅદ્વિતીયસ્થાનરૂપ ! કલ્યાણકારક માગું છું.

---

૨ त्रिजगत्स्वरूप ! હે ત્રણ જગત છે સ્વરૂપ જેનું એવા અને निरूपकः સર્વજ્ઞ એવા બે પદો જૂદા પણ લઇ શકાય છે.

અર્થ—હે જિનેશ્વર ! દીન ( દુખી ) જનોનો ઉદ્ધાર કરવામા ધુરધર ( અગ્રેસર ) તમારાથી બીજો કોઈ નથી અને આ લોકમા મારાથી બીજો કોઇ કૃપાનું પાત્ર નથી તો પણ આ પ્રત્યક્ષ લક્ષ્મી ( સસાર લક્ષ્મી ) ને હુ માગતો નથી પરતુ અહો ઇતિ આશ્ચર્યે ! હે અર્હન્ દેવ ! હે મોક્ષલક્ષ્મીના સમુદ્ર ! હે માગળિકના અદ્વિતીય સ્થાનરૂપ ! મોક્ષફળને આપનાર અને કલ્યાણકારી એવા આ સમ્યકૃત્વ રત્નનેજ ફક્ત હુ માગુછું ૨૫

---

## अथ पच्चख्खाणा*नि.

### नमुक्कारसहियमुठिसहितं.

उद्गते सूर्ये नमस्कारसहितं मुष्टिसहितं प्रत्याख्यामि

**उग्गए सूरे, नमुक्कारसहिअं मुठिसहिअं पच्चक्खामि।**

ઉગ્યે છતે સૂર્ય નમસ્કાર સહિત મુઠી સહિત પચ્ચખ્ખાણ કરૂં છુ.

---

*પ્રત્યાખ્યાન (પચ્ચખ્ખાણ) શબ્દનો અર્થ ત્યાગ કરવુ અને પાળવુ એમ બે પ્રકારે થાય છે તે આ પ્રમાણે—અવિરતિપણાના સ્વરૂપ પ્રત્યે પ્રતિ પ્રતિકૂળપણે આ આગાર મર્યાદાકરણ સ્વરૂપે કરીને આખ્યાન કહેવુ છે જેને વિષે તે પ્રત્યાખ્યાન. અથવા પ્રતિ આત્મ સ્વરૂપ પ્રત્યે આ અભિવ્યાપીને અનાશ્રવરૂપ ગુણનુ કરણ તેનું આખ્યાન કહેવુ—કથન છે જેને વિષે તે પ્રત્યાખ્યાન. અથવા પરલોક પ્રતિ પ્રત્યે આ ક્રિયા યોગાર્યે શુભાશુભ ફળનુ કથન છે જેને વિષે તે પ્રત્યાખ્યાન. આ પચ્ચખ્ખાણ મૂળ ગુણરૂપ અને ઉત્તર ગુણરૂપ એવા બે ભેદે છે

चतुर्विधमपि आहारं अशनं पानं खाद्य स्वाद्यं
चउव्विहंपि ³आहारं, ⁴असणं, ⁵पाणं, ⁶खाइमं, ⁷साइमं।
ચારે પ્રકારના આહારને અશન પાણી ખાદિમ સ્વાદિમ

મૂળગુણ પચ્ચખ્ખાણના બે ભેદ છે–દેશથી અને સર્વથી, તેમાં સર્વથી મૂળગુણ પચ્ચખ્ખાણ પંચ મહાવ્રત રૂપ તે સાધુને હોય અને દેશથી મૂળગુણ પચ્ચખ્ખાણ પંચ અણુવ્રત રૂપ તે શ્રાવકને હોય સર્વથી ઉત્તરગુણ પચ્ચખ્ખાણ પિંડવિશુદ્ધિ, પાંચ સમિતિ, બાર ભાવના, બાર પ્રકારનો તપ, બાર પ્રતિમા અને અભિગ્રહ વગેરે અનેક પ્રકારે છે. તે સાધુને હોય અને દેશથી ઉત્તરગુણ પચ્ચખ્ખાણ અનાગતાદિ દશ પ્રકારનું યથાયોગ્ય રીતે હોય. તે દશ ભેદ આ પ્રમાણે છે—૧ અનાગત પચ્ચખ્ખાણ (પર્યુષણાદિ પર્વમાં ગુરૂ, ગ્લાન વગેરેનું વૈયાવચ્ચ કરવાના કારણે અગાઉથી અઠ્ઠમાદ તપ કરે તે ), ૨ અતિક્રાન્ત (પર્યુષણાદિપર્વમાં વૈયાવચ્ચાદિ કારણે તપ ન થયો હોય તો પછીથી કરે તે), ૩ કોટિ સહિત (ચોવિહાર ઉપવાસાદિ પચ્ચખ્ખાણ કર્યું હોય તે પુરૂં થતાં તેવુંજ બીજું પચ્ચખ્ખાણ ફરીથી કરે તે ), ૪ નિયંત્રિત ( પુષ્ટ નિરોગી કે ગ્લાનપણે ગમે તેમ હોય તો પણ અમુક દિવસે અમુક તપ કરીશ એવો અગાઉથી નિયમ લઇ ધારેલ દિવસે કરે તે; આ પચ્ચખ્ખાણ પહેલા સંઘયણવાળા દશપૂર્વી ચૌદપૂર્વી અને જિનકલ્પીને હતું હાલ વિચ્છેદ થયું છે ), ૫ અનાગાર ( આગાર રાખ્યા વિના પચ્ચખ્ખાણ કરે તે ), ૬ સાગાર (આગાર સહિત), ૭ નિરવશેષ ( ચાર પ્રકારના આહાર અને અણાહાર વસ્તુનું પચ્ચખ્ખાણ કરે તે ), ૮ પરિમાણકૃત ( દત્તિ, કવળ કે ઘરની સંખ્યા ધારે તે), ૯ સાંકેતિક ( સંકેત એટલે અંગુઠાદિ ચિન્હ વડે કરી પચ્ચખ્ખાણ ધારે તે) અને ૧૦ અધ્ધાપચ્ચખાણ (કાળના પરિમાણવાળું પચ્ચખ્ખાણ તે અદ્ધાપચ્ચખ્ખાણ, તે નમુક્કારસી આદિ દશ ભેદે છે, જે આ પુસ્તકમાં સવિસ્તર આવશે ) આ પચ્ચખ્ખાણના ૧૪૭ ભાંગા છે તે સામાયકવ્રતના ૪૯ ભાંગા અગાઉ કહી ગયા છીએ તે પ્રકારના ૪૯ ભાંગાને અતિત, અનાગત અને વર્તમાનકાળના ભેદે ત્રણ ગુણા કરવાથી

अन्यत्रानाभोगात्      सहसाकारात्      महत्तराकारात्

**अन्नत्थणाभोगेणं, सहसागारेणं, महत्तरागारेणं,**

શિવાય અણજાણતાં      સહસાત્કારે      મ્હોટા લાભના અર્થે

થાય છે પૂર્વોક્ત સાંકેતિક નામનુ નવમુ પચ્ચખ્ખાણ આઠ ભેદે છે, તે આ પ્રમાણે—૧ અંગુટ્ઠસહિઅં ( મુઠીમા અંગુઠો રાખુ ત્યા સુધી), ૨ મુટ્ઠિસહિઅં (મુઠી વાળી રાખુ ત્યા સુધી ), ૩ ગંઠસહિઅં (ગાઠ બાંધી રાખુ ત્યા સુધી ), ૪ ઘરસહિઅં (ઘરે જાઉં ત્યા સુધી ), ૫ પ્રસ્વેદસહિઅં ( શરીરે પરસેવાના બિંદુ નિકળે ત્યા સુધી ), ૬ ઉસ્સાસસહિઅં ( શ્વાસોશ્વાસ લઉં અથવા છડુ ત્યા સુધી ), ૭ થિબુક સહિઅં ( વાસણે ચોંટેના પાણીના બિંદુ સુકાય ત્યા સુધી ) અને ૮ જોઇખ્ખસહિઅં (દીવા પ્રમુખની જ્યોતિ રહે ત્યા સુધી), આ પચ્ચખ્ખાણ પોરિસી આદિના પચ્ચખ્ખાણની સાથે સાથે કરાય છે પચ્ચખ્ખાણ પુરૂ થયુ હોય અને ભોજન સામગ્રી તૈયાર ન હોય અથવા કાર્ય પ્રસંગે જમવાને ઢીલ હોય ત્યારે આવા પચ્ચખ્ખાણ માટેનુ કોઈ કરી શકાય છે અને પોરસી આદિ પચ્ચખ્ખાણ ન હોય તો પણ થાય છે સાધુને મંડળીએ ગુરૂ વગેરે ન આવ્યા હોય અથવા સાગારિકાદિ કારણ હોય ત્યારે અભિગ્રહરૂપ સંકેત પચ્ચખ્ખાણ થાય છે

૧ રાઇપ્રતિક્રમણ કરતા તપચિંતવણીના કાઉસ્સગ્ગ વખતે અમુક પચ્ચખ્ખાણ કરીશ એમ ધારી લેવુ અને પછી ગુરૂ મુખે અગર સ્થાપનાચાર્ય સન્મુખ પચ્ચખ્ખાણ કરી લેવુ અને દેરાસરમા દેવ સન્મુખ પણ પચ્ચખ્ખાણ લેવુ જો પ્રભાતનું પ્રતિક્રમણ ગુરૂ સાથે ઉપાશ્રયે ન કર્યુ હોય તો ગુરૂ મહારાજને વાંદીને પચ્ચખ્ખાણ લેવુ આ પચ્ચખ્ખાણ લેવા આશ્રયી ચૌભંગી આ પ્રમાણે જાણવી—૧ ગુરૂ પચ્ચખ્ખાણના જાણ અને શ્રાવક પણ જાણ, ૨ ગુરૂ જાણ શ્રાવક અજાણ, ૩ ગુરૂ અજાણ અને શ્રાવક જાણ ( એ ત્રણ ભાગ શુદ્ધ જાણવા ) તથા ૪ ગુરૂ અને શ્રાવક બંને અજાણ ( આ ભાંગે પચ્ચખ્ખાણ અશુદ્ધ જાણવુ ) આ પચ્ચખ્ખાણ

सर्वसमाधिप्रत्ययाकारात्                व्युत्सृजामि

सव्वसमाहिवत्तियागारेणं,[11]      वोसिरामि[12] ॥ इति ॥

**સર્વ સમાધિનિમિત્તક ઔષધાદિ કારણે ત્યાગ કરૂં છું.**

---

નો કાળ સૂર્યોદય થયા પછી બે ઘડી સુધીનો છે. માટે સૂર્યોદય પહેલાં લેવું અને બે ઘડી દિવસ થયે નવકાર ગણીને પારવું, અન્યથા પચ્ચખ્ખાણ ભંગ થાય. આ નવકારસી કર્યા પછી પોરિસી આદિ પચ્ચખ્ખાણ થાય પણ તે વિના થાય નહિ અને જો કરે તો તે પોરિસી આદિક કાળસંકેતરૂપ જાણવું. નવકારસીનો બે ઘડીનો કાળ છે તે રાત્રિભોજનનો દોષ નિવારવા તીરણરૂપ જાણવો. નમુક્કારસહિયના પચ્ચખ્ખાણમાં મહત્તરાગારેણં અને સવ્વસમાહિવત્તિયાગારેણં એ બે આગાર લેવા નહિ. એકલી નવકારસીનું પચ્ચખ્ખાણ લેવાથી બે ઘડી પછી પચ્ચખ્ખાણ પારતાં વાર લાગે તેટલો કાળ ફોગટ અવિરતિપણે જાય માટે સાથે મુઠ્ઠિસહિય પચ્ચખ્ખાણ પણ લેવામાં આવે છે. અને તેથી તે પચ્ચખ્ખાણમાં આગાર ચાર કહેવામાં આવે છે.

૨ ગુરૂ આદિ પચ્ચખ્ખાણ આપતા હોય ત્યારે તેઓ અહી **पच्चक्खाइ** પદ કહે અને લેનારે તે વખતે **पच्चक्खामि** કહેવું.

૩ ભૂખ શમાવવાને સમર્થ એવું કોઇ એક દ્રવ્ય હોય તે આહાર અથવા લવણાદિકની પેઠે મિશ્રણ થવાથી સુસ્વાદ આપે જેથી કાદવ જેવી અસાર વસ્તુને પણ ક્ષુધાતુર છતો ખાઇ જાય તે આહાર જાણવો.

૪ શીઘ્ર ભૂખને શમાવે તે **અશન**–મગ, ભાત, સાથુઓ, રોટલી, રોટલા, પુડલા પ્રમુખ, દુધ, દહીં, માખણ, ઘી પ્રમુખ, ખાજાં દહીંથરા પ્રમુખ પકવાન, સૂરણ પ્રમુખ કંદ, ફળ, ફુલ, શાક વગેરે જાણવા.

૫ પીવાયોગ્ય પદાર્થો તે **પાન** કુવા પ્રમુખના પાણી, છાશની આશ, કેરડા જવ કાકડી પ્રમુખના ધોયણ અને મદિરા પ્રમુખ જાણવા.

અર્થ—સૂર્યોદય થયે છતે (બે ઘડી થયા પછી) નમસ્કાર સહિત ( નવકાર ગણીને પારૂ ત્યા સુધી ) મુઠી સહિત (નવકાર ગણીને પછી મુઠી ઉઘાડુ ત્યા સુધી ) અશન, પાણી, ખાદિમ

---

૬ જે ખાવાથી થોડી તૃપ્તિ થાય તે **ખાદિમ** શેકેલા ધાન્ય, ફળ, મેવા પ્રમુખ જાણવા

૭ સ્વાદ-લહેજત લેવા માટે ખવાય તે અથવા જેના સ્વાદમા પ્રથમ ખાધેલા આહારાદિનો સ્વાદ લય પામે તે **સ્વાદિમ**-શુઠ, જીરૂ, અજમો, પીપર, મરી, એલચી, લવીગ પ્રમુખ તથા ચૂરણ કે ગોળીમા નાખેલ મધ ગોળ પ્રમુખ અને તબોળાદિક જાણવા

૮ આ આગારમા કહેલ **अन्नत्थ** એ પદ બીજા દરેક આગારમા લાગુ પડે છે એટલે જે આગારો ( '૨૯ ) કહ્યા તે શિવાયનુ મારે પચ્ચખ્ખાણ છે અનાભોગ એટલે વિસ્મરણ અર્થાત્ કાર્ય વ્યગ્રતાદિક કારણે અજાણ્યે લીધેલ પચ્ચખ્ખાણ ભૂલી જવાય અથવા પચ્ચખ્ખાણનો વખત પુરો થયા વિના અથવા થયો હોય છતા પાર્યા વિના ખાવા યોગ્ય પદાર્થ ભૂલથી મોઢામા નાંખીએ તો પચ્ચખ્ખાણનો ભગ થાય નહિ એ માટે આ આગાર રાખવામા આવેલ છે પરતુ કઇ વસ્તુ મોઢામા નાખતા કે નાખ્યા પછી યાદ આવે તો તરત તે વસ્તુ બાહેર કાઢી નાખવી જાણ્યા છતા ખાય તો પચ્ચખ્ખાણનો ભગ થાય અને અજાણતા મુખમા નાખેલ પદાર્થ ખવાઇ ગયા પછી યાદ આવે તો પણ પચ્ચખ્ખાણ ભગ થાય નહિ પરતુ ફરીથી ભૂલ ન થાય તેટલા માટે યથાયોગ્ય પ્રાયશ્ચિત્ત લેવુ આ પ્રમાણે સર્વ આગારોમા સમજી લેવુ

૯ સહસાત્કારે સ્વયં ( સ્વભાવેજ ) મુખમાં આવી પડે એટલે પચ્ચખ્ખાણનો ઉપયોગ હોય છતા વરસાદના છાંટા કે દહિ મથતા દહિના છાંટા વગેરે અચાનક મોઢામા પડે તો પચ્ચખ્ખાણ ભગ થાય નહિ

અને સ્વાદિમ એ ચારે પ્રકારના આહારનું પચ્ચખ્ખાણ કરૂં છું; તે અણુજાણુતા, સહસાત્કારે, મ્હોટા લાભના અર્થે અને સર્વ સમાધિનિમિત્તક ઔષધાદિ કારણ શિવાય ત્યાગ કરૂં છું. ૧

## ॥ *પોરિસિ સાઢપોરિસિનું ॥

**॥ उग्गए सूरे, नमुक्कारसहिअं, पोरिसिं, [1]साढपोरिसिं, मुट्ठिसहिअं, पच्चक्खाइ ॥ उग्गए सूरे,**

---

૧૦ **મોટી નિર્જરાના હેતુભૂત** સંઘાદિ કાર્યને માટે વડિલની આજ્ઞાથી પચ્ચખ્ખાણનો કાળ થયા પહેલાં પારે તો ભંગ થાય નહિ.

૧૧ તીવ્રશૂળાદિ રોગથી વિહ્વલ થયેલને શરીરની સ્વસ્થતા સાચવવા માટે ઔષધ પથ્યાદિ કારણે પચ્ચખાણનો કાળ પૂર્ણ થયા પહેલાં જમે તો પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ. આવે પ્રસગે ચિત્તની સ્થિરતાએ પરિણામ ટકે ત્યાં સુધીનો નિયમ સાચવવો પણ પરિણામ ટકતા ન હોય તો પછી અન્યથા પ્રવૃત્તિ કરતાં દોષ નથી.

૧૨ ગુર્વાદિ પચ્ચખ્ખાણ આપતા હોય ત્યારે અહીં **वोसिरइ** પદ કહે અને પચ્ચખ્ખાણ લેનાર હોય તે **वोसिरामि** પદ કહે.

* પુરૂષ પ્રમાણ છાયા જે વખતે હોય તે પોરિસિ (**पौरुषी**) અથવા તે છાયાનું માપ આ પ્રમાણે જાણવું. પુરૂષે જમણા કાને સૂર્યનું બિંબ રાખીને દક્ષિણાયન (કર્કસંક્રાતિ)ના પહેલે દિવસે ઢીંચણની છાયા જોવી, તે બે પગલાં (બાર આંગળનું એક પગલું ) છાયા હોય ત્યારે પોરિસિ જાણવી. તે પછી માસે માસે ચાર ચાર આંગળ છાયામાં વધારવું એટલે પોશ માસે મકરસંક્રાતિ ( ઉત્તરાયન )ના દિવસે ચાર પગલા છાયા હોય ત્યારે પોરિસિ થાય. અને ત્યાંથી ચાર ચાર આંગળની હાની કરતાં અષાઢ માસે બે પગલાની છાયા હોય.

૧ પોરિસિના પચ્ચખ્ખાણમાં આ પદ બોલવું નહિ. આ ( **सार्द्ध पौरुषी** ) સાઢ પોરિસિનો કાળ દોઢ પહોરનો સમજવો.

चउव्विहंपि आहारं, असणं, पाणं, खाइमं, साइमं ॥ अन्नत्थणाभोगेणं, सहसागारेणं, पच्छन्नकालेणं[3], दिसामोहेणं[4], साहुवयणेणं[5], महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं, वोसिरइ ॥

અર્થ—સૂર્યોદય થયે છતે એક પહોર અથવા દોઢ પહોર સુધી મુઠીસહિત અશન, પાણી, ખાદિમ અને સ્વાદિમ એ ચારે પ્રકારના આહારનુ હુ પચ્ચખ્ખાણ કરૂં છુ, તે અન્નત્થ० સહસા० પચ્છન્નકાલ० દિસા० સાહુ० મહત્તરા० સવ્વ સમાહિ० એ આગારો એ છુટ રાખીને ત્યાગ કરૂ છુ. ૨

---

૩ પચ્છન્નકાલેન કાળની પ્રચ્છન્નતા તે મેઘ, રજ, ગ્રહાદિ, દિગ્દાહ અને પર્વત પ્રમુખે કરી સૂર્ય ઢકાઇ જવાથી વખતની બરાબર ખબર નહિ પડવાથી અધુરી પોરિસીએ પૂરી થઇ માનીને જમે તો પચ્ચખ્ખાણનો ભગ થાય નહિ પણ પાછળથી ખબર પડે તો મોઢામા હોય તે રાખમા પરઠવવુ અને હાથમા હોય તે વાસણમા પાછુ મુકવુ, પછી વખત થયે જમવુ, દરેક આગારમા આ વાત સમજી લેવી

૪ દિગ્મોહેન દિશાનો વિપર્યાસ થયો હોય એટલે પૂર્વને પશ્ચિમ દિશા છે એમ ભૂલથી માની લે અને તેથી પચ્ચખ્ખાણના વખતની સમજ નહિ પડવાથી અધુરા વખતે પુરો થયો ગણીને જમે તો ભગ થાય નહિ

૫ સાધુવચનેન એટલે ઉગ્घाडापोरिसि (ઉદ્ઘાટપૌરુષી) એ પ્રકારનુ સાધુનું વચન સાભળીને અધુરા વખતે જમે તો પચ્ચખ્ખાણ ભગ થાય નહિ, પણ પાછળથી એમ માલુમ પડે કે સાધુ તો બીજી દિવસ ચડે ત્યારે પોરિસિ ભણે છે તો પૂર્વની રીતે બેસી રહે

# [1]पुरिमड्ढ अवड्ढनुं पच्चक्खाण.

सूरे उग्गए पुरिमड्ढं[2] मुट्ठिसहिअं पच्चक्खाइ, चउव्विहंपि आहारं, असणं, पाणं, खाइमं, साइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं, पच्छन्नकालेणं, दिसामोहेणं, साहुवयणेणं, महत्तरागारेणं, सव्व-समाहिवत्तियागारेणं वोसिरइ ॥

અર્થ—સૂર્યોદય થયા પછી બે પહોર સુધી અશનો, પાણી, ખાદિમ અને સ્વાદિમ એ ચારે પ્રકારના આહારનું હું પચ્ચખાણ કરૂં છું. તે અન્નત્થ૦, સહસા૦, પચ્છન્ન૦, દિસા૦, સાહુ૦ મહત્તરા૦, સવ્વસમાહિ૦ એ આગારોવડે છૂટ રાખીને ત્યાગ કરૂં છું.

---

૧ પૂર્વાર્દ્ધ દિવસનો પૂર્વાર્દ્ધ એટલે પ્રથમનો અર્ધો દિવસ બે પહોરનું માન આ પચ્ચખ્ખાણનું છે.

૨ અવઢનું પચ્ચખ્ખાણ કરવું હોય ત્યારે આ પદને ઠેકાણે "अवड्ढं" એ પદ બોલવું. अवड्ढं (अपार्द्ध) નો કાળ ત્રણ પહોરનો સમજવો.

## ॥ *एकासणा बियासणानुं ॥

॥ उग्गए सूरे, नमुक्कारसहिअं पोरिसिं मुट्ठिसहिअं पच्चक्खाइ, उग्गए सूरे, चउव्विहंपि आहारं, असणं, पाणं, खाइमं, साइमं ॥ अन्नत्थणाभोगेणं, सहसागारेणं, पच्छन्नकालेणं, दिसामोहेणं, साहुवयणेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं, [1]विगइओ पच्चक्खाइ अन्नत्थणाभोगेणं, सहसागारेणं,

---

* અહીથી દરેક પચ્ચખ્ખાણમા ઘણા ખરા આગારો એના એ વખતો વખત આવવાથી શબ્દાર્થ કે ભાવાર્થ લખેલ નથી અને જે જે આગારોના અર્થ આવ્યા નથી તે તે દરેક ફુટનોટમા લખ્યા છે એક વખત ભોજન કરવાનુ છે જેને વિષે અથવા એક નિશ્ચળ છે આસન જેમાં તે (एकाशन) એકાસણુ જાણવુ.

१ બે વખત ભોજન કરવુ તેને બિયાસણુ ( द्व्यशन) જાણવુ

२ વિકૃતી વિગઇ ७ છે તે આ પ્રમાણે-१ દુધ, २ દહી, ३ ઘી, ४ તેલ, ५ ગોળ અને ६ કડાવિગય ( તાવડામાં તળાઇને ઉપર આવે તેવા પકવાન ) આ પચ્ચખ્ખાણવડે ७ માહેના કોઇ પણ એક અગર વધારે વિગયનો ત્યાગ કરવનો છે અને માસ, મદિરા, માખણ અને મધ એ ચાર મહાવિગઇનો તો શ્રાવકને ત્યાગજ હોય છે.

[3]लेवालेवेणं, [4]गिहत्थसंसट्ठेणं, [5]उक्खित्तविवेगेणं, [6]पडुच्चमक्खिएणं, [7]पारिट्ठावणियागारेणं, महत्तरागारेणं,

---

૩ **लेपालेपेन** ઘૃત પ્રમુખ જે વિગઈનો સાધુને નિયમ હોય તે ઘૃતાદિ વિગયથી ગૃહસ્થનો હાથ ખરડાયાથી લૂંછી નાંખ્યો હોય તેના હાથથી અથવા ખરડાયેલા ચાટુવાને લૂંછી નાંખીને તે વડે વહોરાવે તો પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ. ( સાધુને માટે આ આગાર છે.)

૪ **गृहस्थसंसृष्टेन** શાક પ્રમુખ દ્રવ્યને ગૃહસ્થે પોતાને માટે વિગયથી જરા વધારી સંસ્કારિત કર્યાં હોય અથવા રોટલી રોટલા માંડાદિને ગોળ ઘી પ્રમુખ વિગયવડે જરા ચોપડયા કર્યાં હોય તેમ છતાં નિવિ કે વિગયના પચ્ચખ્ખાણમાં લેવામાં આવે તો પણ મુનિને પચ્ચખ્ખાણનો ભંગ થાય નહિ.

૫ **उत्क्षिप्तविवेकेन** રોટલી રોટલા કે માંડાદિ ઉપર ગોળ પ્રમુખ પિંડ ( કઠણ ) વિગઇ મૂકેલ હોય પછી તે લઇ લેવામાં આવે છતાં તેનો કંઇક અંશ ચોંટી રહેલ હોય તેવા રોટલા વગેરે લેવામાં આવે તો મુનિને પચ્ચખ્ખાણનો ભંગ થાય નહિ. ગૃહસ્થને આ આગાર હોય નહિ.

૬ **प्रतीत्यम्रक्षितेन** રોટલી રોટલા પ્રમુખને કુંણા રાખવા માટે કરતી વખતે તેલ કે ઘીની આંગળીથી ચોપડીને કરે (રાખે) તો તેમાં લગારેક વિગઇનો ભાગ આવ્યા છતાં પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ.

૭ **पारिष्ठापनिकाकारेण** જે આહાર ગૃહસ્થના ઘરથી વિધિ પૂર્વક (એષણીય) લીધો હોય અને ઉચિત રીતે મુનિઓને વહેંચી આપ્યો હોય અને વિવેકથી વાપરવામાં આવ્યો હોય છતાં વધી પડે અને પરઠવવોજ પડે એમ જણાય તો પરઠવવાથી થતો દોષ બચાવવાની ખાતર ગુરૂ મહારાજની આજ્ઞાવડે વધી પડેલ આહારાદિ વાપરતાં પચ્ચખ્ખાણનો ભંગ થાય નહિ.

## सव्वसमाहिवत्तियागारेणं ॥ विँयासणं पच्चक्खाइ, ति॰विहंपि आहारं, *असणं खाइमं, साइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं, सागारियागारेणं, आं-

અહી ચોવિહાર ઉપવાસમા પ્રાસુક પાણી, તિવિહાર ઉપવાસમા અન્ન અને પાણી અને આયબિલના પચ્ચખ્ખાણમા વિગઇ, અન્ન અને પાણી વાપરી શકાય આ આગાર યતિને માટે છે પણ પાઠ સલગ્ન હોવાથી શ્રાવકમા પણ બોલાય છે

૮ એકાસણાનુ પચ્ચખ્ખાણ લેવુ હોય ત્યારે આ પદને ઠેકાણે **"एकासण"** પાઠ કહેવો

૯ અહી **दुविहंपि आहार** નો પાઠ બોલે તો જમ્યા પછી પાણી અને સ્વાદિમ વાપરી શકાય અને તિવિહારનુ પચ્ચખ્ખાણ કરે તો જમ્યા પછી પાણી વાપરી શકાય અને ચઉવિહારનુ પચ્ચખ્ખાણ કરે તો **चउव्विहंपि आहार** પાઠ બોલે અને જમ્યા પછી ચારે આહારનો ત્યાગ કરે જમ્યા પછી પણ જે પચ્ચખ્ખાણે એકાસણુ વગેરે કરેલ હોય તે પ્રમાણે દિવસ ચરિમ ચોવિહાર તિવિહાર દુવિહાર યથાસભવ લેવુ

* ચઉવિહારે **असण पाण खाइम साइम** અને દુવિહારે **असण खाइम** એ પ્રમાણે પાઠ બોલવા

૧૦ **सागारिकागारेण** સાગારી એટલે ગૃહસ્થ બદિવાન પ્રમુખ તેના કારણે આ આગાર છે એટલે મુનિને ગૃહસ્થ દેખતા આહાર પાણી કરવાની મનાઈ છે તેથી કોઈ ગૃહસ્થ આહાર કરતી વખત આવ્યો હોય ને થોડી વારમા જવાનો હોય તો તેટલી વાર આહાર કરવાની ઢીલ કરે અને તે ત્યા સ્થિર રહે તો અન્યત્ર જઇ આહાર કરે તો પચ્ચખ્ખાણ ભગ થાય નહિ અને ગૃહસ્થને જમતી વખત જેની દૃષ્ટિ પડતા અન્ન પચે

छंटणपसारेणं, गुरुअब्भुट्ठाणेणं, पारिट्ठावणियागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं ॥ पाणस्स[13] लेवेण[14] वा, अलेवेण[15] वा, अच्छेण[16] वा, बहुलेवेण[17] वा,

---

નહિ તેવો બંદિવાનાદિ આવ્યો હોય અથવા સર્પ, અગ્નિ પ્રમુખનો ઉપદ્રવ જણાય તો અન્યત્ર જઇ ભોજન કરતાં ભંગ થાય નહિ.

૧૧ **आकुञ्चनप्रसारणेन** જમવા બેઠા પછી ખાલી ચડી જવાના કે એવા કોઈ બીજા કારણે હાથ પગાદિ અંગોપાંગ સંકોચવા કે પ્રસારવા પડે તેથી આસન જરા ચલાયમાન થાય તો પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ.

૧૨ **गुर्वभ्युत्थानेन** એકાસણાદિ કરતાં પોતાના ગુરૂ મહારાજ કે પ્રાહુણા મુનિ આવ્યા હોય તો તેનો વિનય સત્કાર સાચવવા ઉભા થવું પડે તો તેથી પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ.

૧૩ **पानकस्य** પાણીના, તિવિહાર કે ચઉવ્વિહારે એકાસણું કરનારને આ પાણી સંબંધીના ૭ આગાર અવશ્ય કહેવા અને દુવ્વિહારમાં અચિત્તભોજી અને અચિત્ત જળ વાપરનારને પણ આ આગાર કહેવા.

૧૪ **लेपाद्वा** અહીં ત્રીજી વિભક્તિ પંચમીના અર્થમાં હોવાથી પંચમી લખી છે. લેપકૃત પાણી તે ઓસામણ, આમલી અને દ્રાક્ષના પાણી સમજવા. આ છએ આગારમાં **वा** શબ્દ મૂકયો છે તેથી એકથી બીજા ભેદનું અધિકપણું બતાવેલ છે એટલે કે લેપકૃત કરતાં અલેપકૃત સારૂં તે કરતાં ત્રણ ઉભરાએ ઉકાળેલ સારૂં એમ યથાયોગ્ય જાણવું. એ છમાંથી ગમે તે પ્રકારનું જળ એકાસણાદિ પચ્ચખ્ખાણવાળાને વાપરી શકાય તે માટે આ આગારો છે.

૧૫ **अलेपकृताद्वा** અલેપકૃત પાણી તે લેપ વગરનું કાંજી પ્રમુખનું ધોયણ કે છાશની આછ વગેરે સમજવું.

ससित्थेणँ वा, असित्थेणँ वा, वोसिरइ ॥
॥इति बियासणा एकासँणानुं पच्चकाण ॥

---

## ॥ *आयंबिलनुं पच्चख्खाण. ॥

उग्गए सूरे, नमुकारसहिअं, पोरिसिं, साढपोरिसिं, मुठिसहिअं पच्चक्खाइ ॥उग्गए सूरे, चउव्विहंपि आहारं, असणं, पाणं, खाइमं,साइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं, पछन्नकालेणं, दिसामोहेणं, साहुवय-

---

१६ अच्छाद्वा અચ્છ એટલે નિર્મળ જળ તે ત્રણ ઉકાળાથી ઉકળેલુ ઉષ્ણ જળ અથવા ફળાદિનુ ધોયણ જાણુવુ

१७ बहुलेपाद्वा બહુલેપ એટલે ચોખા પ્રમુખનુ ધોયણ

१८ ससिक्थाद्वा આટાથી ખરડાયેલ હાથ કે વાસણુનુ ધોયણ જેમા આટાના રજકણ પણ આવી જાય છે

१९ असिक्थाद्वा આટાથી ખરડાયેલ હાથ અથવા વાસણુનુ ધોયણ જેમા આટાના રજકણો આવે નહિ એવુ ગાળેલુ ધોયણુનુ પાણી

૨૦ એકલઠાણુ ( एकस्थानं )નુ પચ્ચખ્ખાણ કરવુ હોય ત્યારે आउटणपसारेण એ આગાર વર્જીને બીજા બધા આગાર એકાસણા પ્રમાણે લેવા આ પચ્ચખ્ખાણુમાં જમણો હાથ અને મુખ શિવાય બધા અગોપાગ સ્થિર રાખવા અને જમતી વખતજ ઠામ ચોવિહાર કરવો

* आचाम्ल આ તપમા ૭ વિગય વિનાનો નિરસ આહાર વાપરવાનો છે.

णेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं ॥

आयंबिलं पच्चक्खाइ ॥ अन्नत्थणाभोगेणं, सहसागारेणं, लेवालेवेणं, गिहत्थसंसट्ठेणं, उक्खित्तविवेगेणं, पारिट्ठावणियागारेणं, महत्तरागारेणं, एगासणं पच्चक्खाइ तिविहंपि आहारं, असणं, खाइमं, साइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं, सागारिआगारेणं, आउंटणपसारेणं, गुरुअब्भुट्ठाणेणं, पारिट्ठावणियागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं, पाणस्स लेवेण वा, अलेवेण वा, अच्छेण वा, बहुलेवेण वा, ससित्थेण वा, असित्थेण वा, वोसिरइ ॥

॥ इति आयंबिलनुं पच्चक्खाण ॥

---

## ॥ तिविहार उपवासनुं ॥

सूरे उग्गए, अब्भत्तट्ठं* पच्चक्खाइ तिविहंपि

---

* ઉપવાસ કરનારને આગળ પાછળ એકાસણું હોય અથવા આગળની રાત્રિએ ચૌવિહાર અને પછી નમુક્કારસી હોય તો અહીં चउत्थभत्तं अब्भत्तट्ठं એ પાઠ લેવાનો છે. બે ઉપવાસવાળાને छट्ठभत्तं ત્રણવાળાને अट्ठमभत्तं એ પ્રમાણે પાઠ લેવાનો જાણવો. તે પછી દરેક ઉપવાસે બબે ભક્ત વધારેનું પચ્ચખ્ખાણ જાણવું.

आहारं, असणं, खाइमं, साइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं, पारिठावणियागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं ॥ पाणहार पोरिसिं, साढपोरिसिं मुट्ठिसहिअं, पच्चक्खाइ ॥ अन्नत्थणाभोगेणं, सहसागारेणं, पछन्नकालेणं, दिसामोहेणं, साहुवयणेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं, पाणस्स लेवेण वा, अलेवेण वा, अछेण वा, बहुलेवेण वा, ससित्थेण वा, असित्थेण वा वोसिरइ ॥

॥ इति तिविहार उपवासनुं पच्चक्खाण ॥

---

## ॥ चउव्विहार उपवासनुं ॥

सूरे उग्गए अब्भत्तठं पचक्खाइ चउव्विहंपि आहारं, असणं, पाणं, खाइमं, साइमं, अन्नत्थणा-

---

१ पोरिसी आदि जे पच्चख्खाण छे त्या सुधी पाणीना आहारनुं पच्चख्खाण करु छु

२ अभक्तार्थ एटले जमवानु जेमा नथी ते-उपवास

न्नोगेणं, सहसागारेणं, पारिठावणियागारेणं[1], महत्त-रागारेणं, सव्वसमाहिवत्तियागारेणं, वोसिरइ ॥

॥ इति चउविहार उपवासनुं पच्चक्खाण ॥

---

## ॥ अथ सांजनां पच्चक्खाण ॥

### ॥ *पाणहारनुं पच्चक्खाण ॥

॥ पाणहार दिवसचरिमं[1] पच्चक्खाइ ॥ अन्नत्थणाभोगेणं, सहसागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं, वोसिरइ ॥ इति ॥

---

१ सांजरे पच्चख्खाण लेवानुं होय त्यारे आ आगार न लेवो.

* बियासण, एकासण, आयंबिल अने तिविहार उपवास-करनारने सांजरे प्रतिक्रमणमां आ पच्चख्खाण लेवानुं छे. प्रतिक्रमण न करे तेमने पण उक्त व्रतोमांनुं कोई कर्युं होय तो लेवानुं छे.

१ दिवसनो बाकीनो भाग रह्यो त्यारथी आखी रात्री पर्यंत पाणीना आहारनो त्याग करुंछुं.

## ॥ बीजुं चउविहारनुं पच्चख्खाण ॥

दिवसचरिमं[1] पच्चक्खाइ । चउव्विहंपि आहारं, असणं, पाणं, खाइमं, साइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं, वोसिरइ ॥ इति चउविहारनुं ॥

---

## ॥ त्रीजुं तिविहारनुं पच्चख्खाण ॥

दिवसचरिमं पच्चक्खाइ तिविहंपि आहार, असणं, खाइमं, साइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं महत्तरागारेणं सव्वसमाहिवत्तियागारेणं, वोसिरइ ॥ इति तिविहारनुं ॥

---

## ॥ चोथुं दुविहारनुं पच्चख्खाण ॥

दिवसचरिमं पच्चक्खाइ । दुविहंपि, आहारं, असणं, खाइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं,

---

१ अही अल्प आयुष्य बाकी होय अने चारे आहारनो त्याग करवो होय तो भवचरिमं ए पद कहेवुं

महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं वोसिरइ॥

---

## ॥ देशावगासिकनुं* पच्चक्खाण ॥

देसावगासियं[1] उवभोगं[2] परिभोगं[3] पच्चक्खाइ । अन्नत्थणाभोगेणं, सहसागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं, वोसिरइ ॥इति॥

---

## ॥ अथ श्रीपाक्षिकखामणा* ॥

इच्छामि खमासमणो ! [1]पियं च मे

---

* ચૌદ અગર ઓછા નિયમ ધારનારને આ પચ્ચખ્ખાણ લેવાનું છે.

૧ **देशावकाशिकं** સર્વવ્રતોનો થોડો અવકાશ એટલે અમુક અમુક વસ્તુ વાપરવા શિવાય બીજા બધાં ભોગોપભોગ્ય પદાર્થનો ત્યાગ કરૂં છું. અહીં એકલી દિશીનું નિયમ રાખનારને **उवभोगं परिभोगं** પાઠ કહેવાનો નથી.

૨ આહાર વિલેપનાદિ એકવાર ભોગવવા યોગ્ય પદાર્થો તે **उवभोगं**.

૩ સ્ત્રી, આભરણ, વસ્ત્ર વગેરે વારંવાર ભોગવવા યોગ્ય પદાર્થો તે **परिभोगं**.

* આ ખામણા પખ્ખી ચૌમાસી અને સંવચ્છરી પ્રતિક્રમણમાં મુનિ મહારાજ બોલે છે. મુનિ ન હોય ત્યારે શ્રાવકો ખામણાને બદલે નવકાર બોલી છેલ્લું પદ બોલે છે.

૧ જેમ રાજાના નોકરો માંગલિક કાર્ય કર્યા બાદ રાજાને ખબર

जं मे, हट्ठाणं, तुट्ठाणं, अप्पायंकाणं, अन्नग्गजोगाणं, सुसीलाणं, सुव्वयाणं, सायरियउवज्झायाणं नाणेणं, दंसणेणं, चरित्तेणं, तवसा, अप्पाणं भावेमाणाणं बहुसुभेण भे दिवसो पोसहो पक्खो वइक्कंतो अन्नोय मे कल्लाणेणं पज्जुवट्ठिओ सिरसा मणसा मत्थएण वंदामि[२] ॥ १ ॥

અર્થ—હે ક્ષમાશ્રમણ ! મને પ્રિય છે ( જે પૂછુ છું તે મારા અંતઃકરણને પ્રિય છે ) જે કારણ માટે હર્ષ યુક્ત, સંતુષ્ટ, રોગ રહિત, અભગ્ન સંયમ યોગવાળા, ઉત્તમ બ્રહ્મચર્ય વાળા, સુંદર મહાવ્રતવાળા, આચાર્ય ઉપાધ્યાય સહિત એવા, જ્ઞાન દર્શન ચારિત્ર અને તપ વડે પોતાના આત્માને ભાવતા એવા આપનો પર્વરૂપ દિવસ અને પક્ષ, બહુ શુભ પ્રકારે વ્યતિક્રમ્યો છે ? તેમજ આપનો બીજો પર્વ કે પક્ષરૂપ દિવસ કલ્યાણવડે ઉપસ્થિત થયો છે ? એ પ્રકારે માંગલિક વાક્યનું ઉચ્ચારણ કરીને મસ્તક અને મન વડે નમસ્કાર કરૂં છું ૧

---

પૂછી નમસ્કાર કરે છે તેમ આ સૂત્રવડે શિષ્યો પોતાના ગુરૂ મહારાજને માંગલિક રીતે દિવસ પક્ષાદિ પસાર થયાનું પૂછે છે અને નમસ્કાર કરે છે એથી ગુરૂનો વીનયોપચાર થાય છે

૨ અહીં ગુરૂ મહારાજ तुब्भेहिं समं એટલે હે શિષ્ય ! તારી સાથે અમે પણ અનુવંદના કરીએ છીએ એમ કહે છે આ વચન કહેવાથી શિષ્યને અત્યંત હર્ષ થાય છે અને ગુરૂ પ્રત્યે ભક્તિભાવ પ્રગટે છે.

इच्छामि खमासमणो ! पुव्विं चेइयाइं वंदित्ता, नमंसित्ता तुब्भण्हं पायमूले विहरमाणेणं जे केइ बहु देवसिया साहुणो दिठ्ठा ॥ समणा वा, वसमणा वा, गामाणुगामं दुइज्जमाणा वा, रायणिया संपुच्छंति ॥ उमरायणिया वंदंति, अज्जाया वंदंति, अज्जियाउ वंदंति, सावया वंदंति, सावियाउ वंदंति, ॥ अहंपि निसल्लो, निक्कसाउ सिरसा मणसा मत्थएण वंदामि[1] ॥ २ ॥

અર્થ—હે ક્ષમાશ્રમણ ! ઇચ્છું છું-પૂર્વકાળે ચૈત્યો (જિનબિંબો) ને વંદન કરીને નમસ્કાર કરીને તમારા ચરણકમળમાં (તમારી સાથે) વિહાર કરતાં જે કોઈ બહુ દિવસના દીક્ષા પર્યાયવાળા સાધુઓ મેં દીઠા તેમાં જંઘાબળ ક્ષીણવાળા મુનિઓ, નવકલ્પી વિહાર કરનારા મુનિઓ, ગ્રામાનુગ્રામ વિચરનારા સાધુઓમાં રત્નાધિકને વંદન કરતાં તેમણે તમને સુખશાતા પુછી છે, આપ કરતાં ઓછા પર્યાયવાળા આચાર્યોએ વંદના કરી છે, સાધુઓ (તમને) વાંદે છે, સાધ્વીઓ વાંદે છે, શ્રાવકો વાંદે છે, શ્રાવિકાઓ વાંદે છે, હું પણ નિઃશલ્ય (શલ્ય રહિત)અને નિઃકષાય (કષાય રહિત) થઈને મસ્તકવડે અને મનવડે તેમને નમસ્કાર કરૂં છું. ૨

---

૧ અહીં ગુરૂ મહારાજ **अहमपि वंदामि चेइआइं** એ વચન કહે છે એટલે હું પણ પ્રભુ પ્રતિમાને વંદન કરૂં છું. આ ખામણાથી ચૈત્યવંદન તથા ગુરૂવંદન થાય છે.

इच्छामि खमासमणो ! उवट्ठिओहं तुब्भण्हं संतिअं अहाकप्पं वा, वत्थं वा, पडिग्गहं वा, कंबलं वा, पायपुच्छणं वा, अक्खरं वा, पयं वा, गाहं वा, सिलोगं वा, अट्ठं वा, हेउं वा, पसिणं वा, वागरणं वा ॥ तुब्भेहिं चिअत्तेणं दिन्नं, मए अविणएणं पडिच्छिअं, तस्स मिच्छामि दुक्कडं ॥३॥

અર્થ—હે ક્ષમાશ્રમણ ! હુ ઇચ્છુ છુ, ઉપસ્થિત થયો છુ તમારા સબધી-યથાકલ્પ્ય એવુ' વસ્ત્ર, પાત્ર, કાબળ, રજોહરણ, અને અક્ષર, પદ, ગાથા, શ્લોક, અર્થ, હેતુ, પ્રશ્ન અથવા વ્યાકરણ (ઉત્તર) એ સર્વ તમોએ તો મને પ્રીતિ પૂર્વક આપ્યુ' છતા મે અહકારાદિ વડે અવિનયથી ગ્રહણ કર્યું હોય તેનો મિચ્છામિ દુક્કડ દઉ છુ ૩

इच्छामि खमासमणो ! अहमपुव्वाइं कयाइं च मे किइकम्माइं ॥ आयारमंतरे, विणयमंतरे ॥ सेहिओ,

---

૧ અહી ગુરૂ आयरिय संतिय એટલે એ સઘળુ આચાર્યજી મહારાજને આધિન છે, એમ કહે છે આ વચનથી ગુરૂ મહારાજ પોતાનુ નિરહકારપણુ સૂચવે છે અને તેથી પોતાના ગુરૂ ઉપર ભક્તિભાવ પ્રગટ થાય છે આ ત્રીજા ખામણાથી શિષ્યે કરેલા અવિનયાદિ અપરાધનો મિથ્યા દુ'ષ્કૃત દેવાય છે

सेहाविउं, संगहिउं उवग्गहिउं, सारिउं, वारिउं, चोइउं, पडिचोइउं, चिअत्ता मे पडिचोयणा, अब्भुट्ठिउहं ॥ तुब्भणहं तवतेअसिरीए इमाउ चाउरंतसंसारकंताराउ साहट्टु नित्थरिस्सामि त्तिकट्टु सिरसा मणसा मत्थएण वंदामि[1] ॥ ४ ॥

અર્થ—હે ક્ષમાશ્રમણ ! આચાર સંબંધી, દોષવાળા વિનય સંબંધિ દોષવાળા, પૂર્વે મેં કરેલાએવા અપૂર્વ કૃતિકર્મો(શુદ્ધ) કરવાને હું ઇચ્છું છું. આપે મને શીક્ષા આપી છે, શીક્ષા અપાવી છે, શિષ્યપણે ગ્રહણ કર્યો છે, જ્ઞાનાદિ વસ્ત્રાદિવડે ઉપગ્રહિત કર્યો છે, સારણા, વારણા, ચોયણા, પડિચોયણા કરી છે, પ્રીતિવડે મને વારંવાર પ્રેરણા કરી છે તેથી હું તમારા સન્મુખ ઉદ્યુક્ત થયો છું અને તમારી તપ રૂપ તેજ લક્ષ્મીવડે હું આ ચાર ગતિ રૂપ સંસારઅટવીથકી કષાયાદિ સંહરીને નિસ્તાર પામીશ–સંસારસમુદ્રનો પાર પામીશ ! એ હેતુથી મસ્તકે કરીને અને મને કરીને આપને નમસ્કાર કરૂં છું.

---

[1] અહીં ગુરૂ नित्थारग पारग्ग होह હે શિષ્ય ! તું સંસારથી પાર પામનારો થા. એમ કહે છે. આ ગુરૂનું આશીર્વચન જાણવું. આ ચોથા ખામણાથી ગુરૂના ઉપકારને યાદ કરી ગુરૂનું બહુમાન થાય છે.

## અષ્ટપ્રકારી પૂજાના દૂહા

ન્હવણ વિલેપન કુસુમની, ધૂપ દીપ મનોહાર;
અખંડ અક્ષત નૈવેદ્યની, અષ્ટમી ફળ સુવિચાર. ૧
ભાવ-સ્તવને કારણે, દ્રવ્ય-સ્તવ અધિકાર,
કારણથી કારજ સધે, તેણે ધુર પૂજા ઉદાર. ૨
ઈણી પેરે જલ પૂજા કરી, કરીએ અપ્પા શુદ્ધ;
માને હિણુ જે એહમા, જાણો તેહ અશુદ્ધ. ૩
હવે કરવા ગુણવાસના, અસંખ્યાત પ્રદેશ;
ચંદનની પૂજા કરો, આણી ભાવ વિશેષ. ૪
પૂજાને પરિણામ દેઉ, કરો ચંદનકી રીત;
શીતળતા ને સુગધતા, જીમ ભાંજે ભવભીત. ૫
હવે ત્રીજી સુમનસ તણી, પૂજા અતિહિ ઉદાર;
સુમનસ સુખ જીણથી લહે, તિણે સુમનસ પ્રકાર. ૬
*પ્રણિધાને સદ્દગતિ હોએ, પૂજ્યે કિમ નવી હોય,
[1]સુમનસ ભાવે દુર્ગતા,[2] પૂજા પંચાશક જોય. ૭
[3]હુતાશનથી કાષ્ટ જયું, તિમ ધ્યાનાનલે કર્મ;
તિણે મિશે ધુપ પૂજા કરો, પામો જયુ શિવશર્મ. ૮
ઇણીપરે ધુપ પૂજા કરી, જિન આગળ શુભ ભાવ,
ટાળી વિભાવની પરિણતી, દૂર કરો પરભાવ. ૯
[4]જગપ્રદીપ પુર દીપ શુભ, કરતા ભાવો એહ,
અવગણું જે અનાદિનુ, જ્ઞાન લહો નિજ તેહ. ૧૦

---

* એકાગ્રભાવે

૧ ચોખ્ખાભાવે ૨ દુર્ગતા (ગરીબ) નારી ભગવાન મહાવીર દેવને-વંદન પૂજન કરવા જતી માર્ગમાજ આયુષ્ય ક્ષયે ચ્યવી ચોખ્ખા ભાવથી સદ્દગતિ પામી ૩ અગ્નિ ૪ જગ-દીપક શ્રી જિનેશ્વર આગળ જયણા યુક્ત ( ગાયના ઘીનો ) દીપ પ્રગટાવતાં

કેવળનાણ પઈવશું,[1] જ્યું લહે લોકાલોક;
ત્યું પૂજા દ્રવ્યદીપની, કરતાં શિવ ફળ રોક. ૧૧
હવે અક્ષત[2] પૂજા કરો, શાળી વ્રીહિ ગોધુમ;
ઉજ્વળ પ્રભુ પર ઢોઇને, ટાળો મોહકી ધુમ. ૧૨
અક્ષય ફળ લેવા ભણી, અક્ષત પૂજા ઉદાર;
ઇહ ભવ પણ નવિ ક્ષય હોવે, રાજ ઋદ્ધ ભંડાર. ૧૩
હવે નૈવેદ્ય નિવેદના, કીજે જીમ હલીરાય;
ભવ નિર્વેદ[3] પ્રભુ મુખે, માગો અવિચળ ઠાય. ૧૪
કર્ત્તા ભોક્તા મુજ નહિ, પુદ્ગલ ભાવનો જીવ;
તિણે પુદ્ગલની ત્યાજના, કરતાં શર્મ સદૈવ. ૧૫
ફળ પૂજા કરતાં થકાં, સફળ કરો અવતાર;
ફળ માગો પ્રભુ આગળે, તાર તાર મુજ તાર. ૧૬
જસ ફળ ઓપમ જગ નહિ, પામ્યા પછી ન અંત;
અવ્યાબાધ અચળ અરૂજ, માગો સુખ અનંત. ૧૭

ઇતિ અષ્ટપ્રકારી પૂજાના દુહા સંપૂર્ણ.

---

## અથ ગૌતમાષ્ટક છંદ

વીર જિણેસર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદીશ;
જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન. ૧
ગૌતમ નામે ગિરિવર ચઢે, મન વાંછિત હેલા[4] સંપજે;
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ. ૨
જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા;[5]

---

૧ પ્રદીપ–દીપક. ૨ ( અણી શુદ્ધ) શાલિ–ચોખાદિ. ૩ સંસાર ઉપરથી વૈરાગ્ય.

૪ શીઘ્ર–તત્કાલ ૫ પાસે–નજદીક આવી ન શકે–પરાભવ કરી ન શકે.

ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમનાં કરૂં વખાણ. ૩
ગૌતમ નામે નિર્મલ કાય, ગૌતમ નામે વાધે આય;
ગૌતમ જિન શાસન શણગાર, ગૌતમ નામે જયજયકાર. ૪
શાલ દાલ સુરહાં ઘૃત ગોલ, મનવંછિત કાપડ તંબોલ;
ઘર સુઘરણી નિર્મલ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત. ૫
ગૌતમ ઉદયો અવિચલ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ.
મ્હોટાં મંદિર મેરૂ સમાન, ગાતમ નામે સફલ વિહાણ. ૬
ઘર મયગલ ઘોડાની જોડ, વારૂ પહોંચે વંછિત કોડ;
મહીયલ માને મોહોટા રાય, જો તુઠે ગૌતમનાં પાય. ૭
ગૌતમ પ્રણમ્યાં પાતિક ટલે, ઉત્તમ નરની સગત મલે,
ગૌતમ નામે નિર્મલ જ્ઞાન, ગોતમ નામે વાધે વાન. ૮
પુણ્યવત અવધારો[1] સહુ, ગુરૂ ગૌતમનાં ગુણ છે બહુ;
કહે લાવણ્યસમય કરજોડ, ગૌતમ તૂઠે સંપત્તિ કોડ. ૯

---

## એકસો સિત્તેર જિન ચૈત્યવંદન

સોલે જિનવર શામળા, રાતા ત્રીશ વખાણું;
લીલા મરકત મણિસમા, આડત્રિશ ગુણખાણ. ૧
પીલા કંચન વર્ણ સમા, છત્રીશે જિનચંદ,
શંખ વરણ સોહામણ, પચાસે સુખકંદ ૨
સીત્તેર સો જિન વંદીએ એ, ઉત્કૃષ્ટા સમકાલ,
અજિતનાથ વારે હુવા, વંદૂ થઇ ઉજમાલ. ૩
નામ જપતાં જિનતણું, દુરગતિ દૂરે જાય;
ધ્યાન ધ્યાતા પરમાત્મનું, પરમ મહોદય થાય. ૪
જિનવર નામે જશ ભલો, સફલ મનોરથ સાર.
શુદ્ધ પ્રતિતી જિનતણી, શિવસુખ અનુભવ ધાર. ૫

---

૧ નિશ્ચય કરી માનો

## શ્રી સિદ્ધચક્ર નમસ્કાર ચૈત્યવંદન.

જો ધુરી સિરિ અરિહંત, મૂલ દઢપીઠ પઈઠ્ઠિયો;
સિદ્ધ સૂરી ઉવજ્ઝાય સાહુ, ચીહું પાસ ગરીઠ્ઠિયો. ૧
દંસણ નાણ ચરિત્ત તવ હી, પડિસાહા સુંદરું;
તત્તખ્ખર સરવગ્ગ લદ્ધિ, ગુરૂપયદલ દુંબરૂ. ૨
દિસીપાલ જખ્ખજખ્ખીણિ, પમુહ સુરકુસુમેહિં અલંકિયો;
સો સિદ્ધચક્ર ગુરૂકપ્પતરૂ, અમ મન વંછિયફલ દીયો. ૩

## શ્રીપર્યુષણ ચૈત્યવંદન.

પર્વ પર્યુષણ ગુણનીલો, નવકલ્પવિહાર;
ચાર માસાન્તર થીર રહે, એહીજ અર્થ ઉદાર. ૧
આષાઢ શુદ્ધ ચઉદશ થકી, સંવત્સરી પંચાસ;
મુનિવર દિન સિત્તેરમે, પડિક્કમતાં ચૌમાસ. ૨
શ્રાવકપણ સમતા ધરી, કરે ગુરૂના બહુમાન;
કલ્પસૂત્ર સુવિહિત મુખે, સાંભલે થઈ એક તાન. ૩
જિનવર ચૈત્ય જુહારીએ, ગુરૂ ભક્તિ વિશાલ;
પ્રાયે અષ્ટ ભવાંતરે, વરીએ શિવ વરમાલ. ૪
દર્પણથી નિજરૂપનો, જુવે સુદૃષ્ટિ રૂપ;
દર્પણ અનુભવ અર્પણ, જ્ઞાન રમણ મુનિ ભૂપ. ૫
આત્મ સ્વરૂપ વિલોકતાંએ, પ્રગટ્યો મિત્ર સ્વભાવ;
રાય ઉદાયી ખામણાં, પર્વપર્યુષણ દાવ. ૬
નવ વખાણ પૂજી સુણો, શુક્લ ચતુર્થી સીમા;
પંચમી દિન વાંચે સુણે, હોય વિરાધી નીમા, ૭
એ નહીં પર્વે પંચમી, સર્વ સમાણી ચોથે;
ભવ ભીરૂ મુનિ માનસે, ભાખ્યું અરિહા નાથે. ૮
શ્રુત કેવલી વયણા સુણી, લહી માનવ અવતાર;
શ્રી શુભવીરને શાસને, પામ્યા જય જયકાર. ૯

## શ્રી ચોવિશ જિન લંછન ચૈત્યવંદન.

ઋષભલંછન ઋષભ દેવ, અજિતલંછન હાથી,
સંભવ લંછન ઘોડલો, શિવપુરનો સાથી. ૧
અભિનંદન લંછન કપિ, ક્રૌંચ લંછન સુમતિ,
પદ્મલંછન પદ્મપ્રભુ, વિશ્વદેવા સુમતિ. ૨
સુપાર્શ્વલંછન સાથિયો, ચંદ્રપ્રભુ લંછન ચંદ્ર,
મગર લંછન સુવિધિ પ્રભુ, શ્રીવચ્છ લંછન શીતલજિણંદ. ૩
લંછન ખડ્ગી શ્રેયાંસને, વાસુપૂજ્યને મહિષ,
સૂવર લંછન પાયે વિમલદેવ, ભવિયા તે નામો શિષ. ૪
સિંચાણો જિન અનંતને એ, વજ્રલંછન શ્રીધર્મ,
શાંતિલંછન મરગલો, નાખે કર્મનો મર્મ. ૫
કુંથુનાથ જિન બોકડો, અરજિન નંદાવર્ત,
મલ્લિ કુંભ વખાણીયે, સુવ્રત કચ્છપ વિખ્યાત. ૬
નમિજિનને નીલોત્પલ, પામીએ પંકજમાંહિ,
શંખલંછન પ્રભુ નેમજી, દીસે ઉંચે આંહિ ૭
પાર્શ્વનાથજીને ચરણ સર્પ, નીલવરણ શોભિત,
સિંહલંછન કંચન તનુ, વર્દ્ધમાન વિખ્યાત. ૮
એણીપરે લંછન ચિંતવી એ, ઓલખીએ જિનરાય,
જ્ઞાનવિમલ પ્રભુ સેવતા, લક્ષ્મીરતન સૂરિરાય. ૯

---

## સામાન્ય જિન ચૈત્યવંદન

જય જય તું જિનરાજ આજ, મળીઓ મુજ સ્વામી;
અવિનાશી અકલંક રૂપ, જગ અંતરજામી. ૧
રૂપારૂપી ધર્મ દેવ, આતમ આરામી;
ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવલીલા પામી. ૨
સિદ્ધ બુદ્ધ તું વંદતા, સકળ સિદ્ધિ વર બુદ્ધ;

રામ પ્રભુ ધ્યાને કરી, પ્રગટે આતમ ઋદ્ધ. ૩
કાળ બહુ સ્થાવર ગમ્યો, ભમીયો ભવમાંહી;
વિકલેંદ્રિય માંહી વસ્યો, સ્થિરતા નહીં ક્યાંહીં. ૪
તિર્યંચ પંચેંદ્રિય માંહી દેવ, કરમે હું આવ્યો;
કરી કુકર્મ નરકે ગયો, તુમ દરીશન નહિ પાયો. ૫
એમ અનંત કાળે કરી એ, પામ્યો નર અવતાર;
હવે જગ તારક તુંહી મળ્યો, ભવજલ પાર ઉતાર. ૬

## શ્રી પાર્શ્વજિન ચૈત્યવંદન.

જય ચિંતામણિ પાર્શ્વનાથ, જય ત્રિભુવન સ્વામી;
અષ્ટ કર્મરિપુ જીતીને, પંચમી ગતિ પામી. ૧
પ્રભુ નામે આનંદ કંદ, સુખ સંપત્તિ લહીએ;
પ્રભુ નામે ભવ ભય તણાં, પાતક સબ દહીએ. ૨
ૐ હ્રીં વર્ણ જોડી કરીએ, જપીએ પાર્શ્વ નામ;
વિષ અમૃત થઇ પરગમે, લહિએ અવિચલ ઠામ. ૩

## અથ સિદ્ધાચલનાં ચૈત્યવંદનો.

જય જય નાભિ નરિંદનંદ, સિદ્ધાચલ મંડણ;
જય જય પ્રથમ જિણંદચંદ, ભવ દુઃખ વિહંડણ. ૧
જય જય સાધુ સુરિંદ વૃંદ, વંદિઅ પરમેસર;
જય જય જગદાનંદ કંદ, શ્રી રૂષભ જિણેસર. ૨
અમૃત સમ જિન ધર્મનોએ, દાયક જગમાં જાણ;
તુજ પદ પંકજ પ્રીતધર, નિશદિન નમત કલ્યાણ. ૩

૨

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુરગતિ વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવ પાર ઉતારે. ૧

અનત સિદ્ધનો એહ ઠામ, સકળ તીરથનો રાય;
પુરવ નવાણું રીખવદેવ, જ્યા ઠવીયા પ્રભુપાય. ૨
સૂરજ કુડ સોહામણો, કવડ જક્ષ અભિરામ;
નાભિરાયા કુલ મ ડણો, જિનવર કરૂ પ્રણામ. ૩

## શ્રી સીમધરસ્વામીનાં ચૈત્યવ દનો

૧

શ્રી સીમધર જગધણી, આ ભરતે આવો;
કરૂણાવત કરૂણા કરી, અમને વંદાવો. ૧
સકળ ભક્ત તુમે ધણી, જો હોવે અમ નાથ;
ભવોભવ હુ છું તાહરો, નહી મેલુ હવે સાથ. ૨
સયલ સગ છડી કરીએ, ચારિત્ર લેઇશુ;
પાય તુમારા સેવીને, શિવરમણી વરીશુ. ૩
એ અળજો મુજને ઘણોએ, પુરો સીમધર દેવ,
ઈહાં થકી હું વીનવું, અવધારો મુજ સેવ. ૪

૨

શ્રી સીમધર વીતરાગ, ત્રિભુવન તમે ઉપગારી
શ્રી શ્રેયાસ પિતા કુળે, બહુ શોભાતુમારી. ૧
ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી;
વૃષભ લછને વિરાજમાન, વદે નર નારી. ૨
ધનુષ પાંચશે દેહડીએ, સોહીએ સોવન વાન,
કીર્ત્તિવિજય ઉવજ્ઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન. ૩

## અથ બીજનુ ચૈત્યવદન.

દુવિધ ધર્મ જેણે ઉપદિશ્યો, ચોથા અભિનંદન.
બીજે જન્મ્યા તે પ્રભુ, ભવ દુખ નિકંદન. ૧

દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાનઃ
ઇમ પ્રકાશ્યું સુમતિ જિને, તે ચવિયા બીજ દિન. ૨
દોય બંધન રાગ દ્વેષ, તેહને ભવિ તજીએ;
મુજ પરે શીતલ જિન કહે, બીજદિન શિવ ભજીએ. ૩
જીવાજીવ પદાર્થનું, કરો નાણ સુજાણ;
બીજ દિને વાસુપૂજ્ય પરે, લહો કેવળ નાણ. ૪
નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહીએ;
અરજિન બીજ દિને ચવી, એમ જિન આગળ કહીએ. ૫
વર્ત્તમાન ચોવિશીએ, એમ જિન કલ્યાણ;
બીજ દિને કેઈ પામીયા, પ્રભુ નાણ નિર્વાણ. ૬
એમ અનંત ચોવીશીએ, હુઆં બહુ કલ્યાણ;
જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખ ખાણ. ૭

---

## અથ શ્રીજ્ઞાનપંચમીનું ચૈત્યવંદન.

ત્રિગડે બેઠા વીરજિન, ભાખે ભવિજન આગે;
ત્રિકરણશું ત્રિહુ લોક જન, નિસુણો મનરાગે. ૧
આરાધો ભલી ભાતસેં, પાંચમ અજુઆલી;
જ્ઞાન આરાધન કારણે, એહજ તિથિ નિહાલી. ૨
જ્ઞાનવિના પશુ સારિખા, જાણો એણે સંસાર;
જ્ઞાન આરાધનથી લહે, શિવપદ સુખ શ્રીકાર. ૩
જ્ઞાનરહિત ક્રિયા કહી, કાસકુસુમ ઉપમાન;
લોકાલોક પ્રકાશકર, જ્ઞાન એક પરધાન. ૪
જ્ઞાનિ શ્વાસોશ્વાસમાં, કરે કર્મનો છેહ;
પૂર્વ કોડી વરસા લગે, અજ્ઞાને કરે તેહ. ૫
દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન;
જ્ઞાન તણો મહીમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬

પચ માસ લઘુ પંચમી, જાવજીવ ઉત્કૃષ્ટી,
પચ વરસ પંચ માસની, પચમી કરો શુભ દ્રષ્ટી. ૭
એકાવન હી પચનો એ, કાઉસગ્ગ લોગસ્સ કેરો,
ઉજમણુ કરો ભાવશું, ટાલો ભવ ફેરો. ૮
એણીપરે પંચમી આરાધીએ, આણી ભાવ અપાર,
વરદત્ત ગુણમંજરીપરે, રંગ વિજય લહો સાર ૯

## શ્રી અષ્ટમીનુ ચૈત્યવંદન.

માહા શુદી આઠમ દિને, વિજયા સુત જાયો,
તેમ ફાગણ શુદી આઠમે, સંભવ ચવી આવ્યો. ૧
ચૈતર વદની આઠમે, જન્મ્યા ઋષભ જિણંદ,
દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ. ૨
માધવ[1] સુદિ આઠમ દિને, આઠ કર્મ કર્યા દુર,
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર. ૩
એહિજ આઠમ ઉજલી, જન્મ્યા સુમતિ જીણંદ,
આઠ જાતિ કળશે કરી, નવરાવે સુર ઇંદ્ર. ૪
જનમ્યા જેઠ વદી આઠમે, મુનિસુવ્રત સ્વામી,
નેમ આષાઢ શુદી આઠમે, અષ્ટમી ગતિ[2] પામી. ૫
શ્રાવણ વદની આઠમે, નમિ જન્મ્યા જગ ભાણ,
તેમ શ્રાવણ શુદી આઠમે, પાસજીનું નિરવાણ. ૬
ભાદરવા વદી આઠમ દિને, ચવિયા સ્વામી સુપાસ,
જિન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શિવ વાસ ૭

---

૧ વૈશાખ ૨ મોક્ષ.

## શ્રી એકાદશીનું ચૈત્યવંદન.

શાસન નાયક વીરજી, પ્રભુ કેવળ પાયો;
સંઘ ચતુરવિધ સ્થાપવા, મહસેન વન આયો. ૧
[1]માધવ સિત એકાદશી, સોમલ દ્વિજ યજ્ઞ;
ઇંદ્રભુતિ આદે મલ્યા, એકાદશ વિજ્ઞ;[2] ૨
[3]એકાદશસેં ચઉગુણા, તેહનો પરિવાર;
વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર. ૩
જીવાદિક સંશય હરીએ, એકાદશ ગણધાર;
વીરે થાપ્યા વંદીએ, જિન શાસન જયકાર. ૪
મોક્ષ જન્મ અર મલ્લિ પાસ, વર ચરણ વિલાસી;
ઋષભ અજીત સુમતિ નમિ, મલ્લિ ઘન ઘાતી વિનાશી.૫
પદ્મપ્રભ શિવવાસ પાસ, ભવ ભવનાં તોડી;
એકાદશી દિન આપણી, ઋદ્ધિ સઘલી જોડી, ૬
દશ ખેત્રે ત્રિહું કાલનાં, ત્રણશેં કલ્યાણ;
વરસ અગીઆર એકાદશી, આરાધો વરનાણ. ૭
અગીઆર અંગ લખાવીએ, એકાદશ પાઠાં;
પુંજણી ઠવણી વીંટણી, મસી કાગળ ને કાઠાં. ૮
અગીઆર અવ્રત છાંડવાંએ, વહો પડિમા અગીઆર;
ખીમાવિજય જિન શાસને, સફળ કરો અવતાર. ૯

---

૧ વૈશાખ શુક્લ-શુદિ એકાદશીને દિવસે સોમલ નામના વિપ્ર-બ્રાહ્મણે આરંભેલા યજ્ઞ પ્રસંગે ૨ અગીયાર વિદ્વાન્ ( વિપ્રો ) ૩ ચુમાલીસસો.

## શુદ્ધ દેવતત્ત્વ નિરૂપક સ્તવન

જગનાયક જિનરાજને, દાખવિયે સહિ દેવ; મૂકાણા જે કર્મથી, [1]સારે સુરપતિ સેવ. જગનાયક જિનરાજને, દાખવીએ સહિ દેવ. ૧

ક્રોધ માન માયા નહિ, નહિ લોભ અજ્ઞાન,
રતિ અરતિ વેદ નહિ, છાડ્યા મદના સ્થાન. જગનાયક૦ ૨

નિદ્રા શોક ચોરી નહિ, નહિ વયણ અલીક[2];
મચ્છર ભય વધ પ્રાણનો, ન કરે તે તહકીક.[3] જગનાયક૦ ૩

પ્રેમક્રીડા ન કરે કદી, નહિ નારી પ્રસંગ;
હાસ્યાદિક અઢાર એ, નહિ જેહને અંગ. જગનાયક૦ ૪

પદ્માસન પૂરી કરી, બેઠા શ્રી અરિહંત;
નિશ્ચલ લોયણ જેહના, નાસાગ્રેજ રહંત. જગનાયક૦ ૫

જિનમુદ્રા જિનરાજની, દીઠે પરમ ઉલ્લાસ;
સમકિત થાયે નિર્મલું, તપે જ્ઞાન ઉજાસ. જગનાયક૦ ૬

ગતિ આગતિ સવી જીવતણી, જાણે લોકાલોક,
મન પર્યાય સવીતણા[4], કેવલ જ્ઞાનાલોક. જગનાયક૦ ૭

મૂર્તિ શ્રી જિનરાયની, સમતા રસ ભંડાર,
શીતલ નયણ સોહામણા, નહિ વાંક લગાર. જગનાયક૦ ૮

હસત વદન હરખે હૈયું, દેખી શ્રી જિનરાય,
સુંદર છબી પ્રભુ દેહની, શોભા વરણી ન જાય. જગનાયક૦ ૯

અવર તણી એહવી છબી, કિહાં એમ દીસંત,
દેવતત્ત્વ એ જાણીએ, શ્રીજિનહર્ષ કહંત. જગનાયક૦ ૧૦

---

૧ જેહની ઇન્દ્રો સેવા કરે છે ૨ જુઠા—અસત્ય ૩ નક્કી ૪ કેવલજ્ઞાન ના પ્રકાશથી જાણે.

## શ્રીનવપદજીનું સ્તવન

સિદ્ધચક્ર વર સેવા કીજે, નરભવ લાહો લીજેજી; વિધિપૂર્વક આરાધન કરતાં, ભવભવ પાતક છીજે. ભવીજન ભજીએજી. અવર અનાદિની ચાલ નિત્ય નિત્ય તજીએજી. ૧ ( એ આંકણી )

દેવના દેવ દયાકર[1] ઠાકર, ચાકર સુર નર ઈન્દાજી;
ત્રિગડે ત્રિભુવન નાયક બેઠા, પ્રણમો શ્રી જિનચંદા. ભવીજન૦ ૨
અજ[2] અવિનાશી અકળ અજરામર, કેવળ દંસણનાણીજી;
અવ્યાબાધ[3] અનંતું વીરજ, સિદ્ધ પ્રણમો ગુણખાણી. ભવી૦ ૩

વિદ્યા સૌભાગ્ય લક્ષ્મી પીઠ, મંત્રરાજ યોગપીઠજી;
સુમેરૂ પીઠ એ પંચ પ્રસ્થાને, નમો આચારજ ઈઠ[4]. ભવી૦ ૪

અંગ ઉપાંગ નંદિ અનુયોગા, છ છેદ ને મૂળ ચ્યારજી;
દસ પયન્ના એમ પણચાલીસ[5], પાઠક તેહના ધાર. ભવીજન૦ ૫
વેદ[6] ત્રણ ને હાસ્યાદિક ષટ, મિથ્યાત્વ ચ્યાર કષાયજી;
ચૌદ અભ્યંતર નવવિધ બાહ્યની, ગ્રંથિ તજે મુનિરાય. ભવી૦ ૬

ઉપશમ ક્ષયઉપશમ ને ક્ષાયક, દર્શન ત્રણ પ્રકારજી;
શ્રદ્ધા પરિણતિ આતમકેરી, નમીએ વારંવાર. ભવીજન૦ ૭
અઠ્યાવીશ ચૌદ ને ષટ દુગ[7] એક, મત્યાદિકના જાણજી;
એમ એકાવન ભેદે પ્રણમો, સાતમે પદ વરનાણ. ભવીજન૦ ૮
નિવૃત્તિ ને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર છે વ્યવહારેજી;
નિજગુણ સ્થિરતા ચરણ તે પ્રણમો, નિશ્ચય શુદ્ધ પ્રકારે. ભવી૦ ૯

બાહ્ય અભ્યંતર તપ તે સંવર, સમતા નિર્જરા હેતુજી;
તે તપ નમીએ ભાવ ધરીને, ભવસાગરમાં સેતુ. ભવીજન૦ ૧૦

---

૧ દયાના ભંડાર. ૨ જહેને ફરી જન્મ લેવાનો નથી. ૩ કશી આબાધારહિત, અખંડ સુખ. ૪ ઈષ્ટ ( ભાવાચાર્ય ). ૫ પીસ્તાલીશ આગમ. ૬ પુરૂષ, સ્ત્રી અને નપુંસક. ૭ બે.

એ નવપદમા [1]પણ છે ધર્મી, ધર્મ તે વરતે ચ્યારજી;[2]
દેવ ગુરૂ ને ધર્મ તે એહમાં, દો[3] તીન[4] ચ્યાર[5] પ્રકાર. ભવી૦ ૧૧
મારગ દેશક[6] અવિનાશીપણુ[7], આચાર[8] વિનય[9] સંકેતેજી;
સહાયપણુ[10] ધરતા સાધુજી, પ્રણુમો એહીજ હેતે.[11] ભવી૦ ૧૨
વિમલેશ્વર સાંનિધ્ય[12] કરે તેહની, ઉત્તમ જે આરાધેજી;
પદ્મવિજય કહે તે ભવીપ્રાણી, નિજઆતમ હિત સાધે. ભવી૦ ૧૩

---

## શ્રી પરમાત્મ સ્તવન.

"દેવ તુજ સિદ્ધાન્ત મીઠો" એ દેશી.

ગફલ ગમતા સુરલતાનો, તુહી અનોપમ કંદરે,
તુહી કૃપારસ કનકકુંભો, તુહી જિણુંદ મુણીંદરે. ૧
પ્રભુ તુહી, તુહી તુંહી તુહી, તુહી ધરતા ધ્યાનરે,
તુજસ્વરૂપી જે થયા, તેણે લહ્યુ તાહરૂ તાનરે. પ્રભુ૦ ૨
તુહી અલગો ભવ થકી પણ, ભવિક તાહરે નામરે,
પાર ભવનો તેહ પામે, એહ અચરીજ ઠામરે. પ્રભુ૦ ૩
જન્મ પાવન આજ માહરો, નિરખીઓ તુજ નૂરરે,

---

૧ અરિહતાદિક પાચ પરમેષ્ઠીઓ ૨ સમ્યગ્ દર્શન ( સમકિત ) આદિક ચ્યાર પ્રકાર ૩ અરિહત અને સિદ્ધ તે બે દેવ ૪ આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ત્રણ ગુરૂ ૫ દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ચ્યાર પ્રકારનો ધર્મ જાણવો ૬ અરિહતનો મોક્ષમાર્ગદેશક ગુણ ૭ સિદ્ધનો અવિનાશીપણાનો ગુણ ૮ આચાર્યનો જ્ઞાનાદિક પાંચ આચાર પાળવા પળાવવાનો ગુણ ૯ ઉપાધ્યાયનો વિનય ગુણ ( જડ જેવા શિષ્યને પણ સુશિક્ષાદાનથી સુવિનીત કરે એવો ગુણ ) ૧૦ અન્ય ભવ્યાત્માઓને ધર્મમાર્ગમા આલબનરૂપ થવાનો ગુણ ( સાધુનો ) ૧૧ એટલા માટે અરિહતાદિકને ત્રિકરણ શુદ્ધ પ્રણામ કરવાનો છે ૧૨ સહાયતા કરે

ભવોભવ અનુમોદનાજી, હુઓ આપ હજૂરરે. પ્રભુ૦ ૪
એહ માહરે અખયઆતમ, અસંખ્યાત પ્રદેશરે;
તાહરા ગુણ છે અનંતા, કીમ કરૂં તાસ નિવેશરે. પ્રભુ૦ ૫
એક એક પ્રદેશે તાહરે, ગુણ અનંતનો વાસરે;
એમ કરી તુજ સહજ મિલત, હુએ જ્ઞાન પ્રકાશરે. પ્રભુ૦ ૬
ધ્યાન ધ્યાતા ધ્યેય એકે, એકી ભાવ હોએ એમરે;
એમ કરતાં સેવ્ય સેવક, ભાવ હોએ ક્ષેમરે. પ્રભુ૦ ૭
શુદ્ધ સેવા તાહરી જે, હોય અચલ સ્વભાવરે;
જ્ઞાનવિમલ સૂરીંદ પ્રભુતા, હોય સુજસ જમાવરે. પ્રભુ૦ ૮

---

## શ્રીસીમંધર જિન સ્તવન.

ધન્ય ધન્ય ક્ષેત્ર મહાવિદેહજી, ધન્ય પુંડરિગિણી ગામ;
ધન્ય તિહાંના માનવીજી, નિત્ય ઉઠી કરેરે પ્રણામ.
સીમંધર સ્વામી કહિયેરે હું, મહાવિદેહ આવીશ;
જયવંતા જિનવર કહીયેરે, હું તમને વાંદીશ. ॥૧॥
ચાંદલીયા સંદેશડોજી, કેહેજો સીમંધર સ્વામ;
ભરત ક્ષેત્રનાં માનવીજી, નિત્ય ઉઠી કરેરે પ્રણામ. સી૦ ॥૨॥
સમવસરણ દેવે રચ્યું તિહાં, ચોસઠ ઇંદ્ર નરેશ;
સોના તણે સિંહાસન બેઠા, ચામર છત્ર ધરેશ. સી૦ ॥૩॥
ઇંદ્રાણી કાઢે ગહુંલીજી, મોતીનાં ચોક પૂરેશ;
લળી લળી લીયે લૂંછણાંજી, જિનવર દીયે ઉપદેશ. સી૦ ॥૪॥
એહવે સમે મેં સાંભલ્યુંજી, હવે કરવા પચ્ચખાણ;
પોથી ઠવણી તિહાં કણેજી, અમૃત વાણી વખાણ. સી૦ ॥૫॥
રાયને વહાલાં ઘોડલાંજી, વેપારીને વહાલાં છે દામ;
અમને વહાલા સીમંધર સ્વામી, જેમ સીતાને શ્રીરામ. સી૦ ॥૬॥
નહીં માગું પ્રભુ રાજ્ય ઋદ્ધિજી, નહીં માગું ગરથ ભંડાર;
હું માંગુ પ્રભુ એટલુંજી, તુમ પાસે અવતાર. સી૦ ॥૭॥

દૈવે ન દીધી પાંખડીજી, કેમ કરી આવુ હજૂર,
સુજરો મ્હારો માનજોજી, પ્રહ ઉગમતે સૂર. સી૦ ॥૮॥
સમયસુંદરની વિનતિજી, માનજો વારંવાર;
બે કર જોડી વિનવુંજી, વિનતડી અવધાર. સી૦ ॥૯॥

## શ્રીસીમધરજિનસ્તવન

રૂપૈયો તે આતુ રોકડો માહારા વહાલાજીરે ॥ એ દેશી.

મનડું તે માહારૂ મોકલે, મહાગ વાહાલાજીરે,
સસહર[1] સાથે ગ દેશ, જઈને કહેજો મહારા વાલાજીરે ॥ આ૦
ભરતનાં ભક્તને તારવા, ॥મા૦॥ એકવાર આવોને આ દેશ. જ૦ ૧
પ્રભુજી વસો પુષ્કલાવતી, ॥મા૦॥ મહાવિદેહ ક્ષેત્ર મઝાર, જઈ૦
પુરી રાજે પુંડરિગિણી, ॥મા૦॥ જિહા પ્રભુનો અવતાર. જઈ૦ ૨
શ્રી સીમંધર સાહિબા, ॥મા૦॥ વિચરતા વીતરાગ, જઈ૦
પડિબોહે[2] બહુ પ્રાણીને ॥મા૦॥ તેહનો પામે કુણ તાગ[3] જઈ૦ ૩
મન જાણે ઉડી મળુ, ॥મા૦॥ પણ પોતાને નહી પાખ, જઈ૦
ભગવંત તુમ જોવા ભણી, ॥મા૦॥ અલજો ધરે છે બેહુ આખ જઈ૦ ૪
દુર્ગમ મહોટા ડૂગગ, ॥મા૦॥ નદી નાળાંનો નહીં પાર, જઈ૦
ઘાટીની આટી ઘણી, ॥મા૦॥ અટવી પથ અપાર. જઈ૦ ૫
કોડી સોનૈયે કાસીદી, ॥મા૦॥ કરનારો નહીં કોય; જઈ૦
કાગલીયો કેમ મોકલુ, ॥મા૦॥ હોશ તે નિત્ય નવલા હોય. જઈ૦ ૬
લખુ જે જે લેખમા, ॥મા૦॥ લાખ ગમે અભિલાષ, જઈ૦
તમે [4]લેજામાં તે લહો, ॥મા૦॥ મુજ મન પૂરે છે સાખ. જઈ૦ ૭
લોકાલોક સરૂપના, ॥મા૦॥ જગતમા તુમે છો જાણ, જઈ૦
જાણ આગે શું જણાવીએ, ॥મા૦॥ આખર અમે અજાણ. જઈ૦ ૮
વાચક ઉદયની વિનતિ, ॥મા૦॥ સમહર કહ્યા સંદેશ, જઈ૦
માની લેજો માહરી, ॥મા૦॥ વસતા દૂર વિદેશ. જઈ૦ ૯

---

૧ શશધર-ચંદ્રમા ૨ પ્રતિબોધે ૩ છેડો ૪ આપ તે તરત જાણી લ્યોછો

## શ્રીયુગમંધરજિન સ્તવન.

॥ મધુકરની દેશીમાં ॥

શ્રીયુગમંધરને કેજો, કે દધિસુત[1] વીનતડી સુણજોરે;
શ્રીયુગ૦ એ આંકણી૦

કાયા પામી અતિ કુડી, પાંખ નહીં આવું ઉડી;
લબ્ધિ નહીં કોઇ રૂડીરે. શ્રીયુગ૦ ॥૧॥
તુમ સેવામાંહિ સુર કોડી, ઈહાં આવે જો એક દોડી;
આશ ફળે પાતક મોડીરે. શ્રીયુગ૦ ॥૨॥
દુષમ સમયમાં ઇણે ભરતે, અતિશય નાણી નવિ વરતે;
કહીએ કહો કોણ સાંભલતેરે. શ્રીયુગ૦ ॥૩॥
શ્રવણાં સુખીયા તુમ નામે, નયણાં દરિસણ નવિ પામે;
એ તો ઝગડાને ઠામેરે. શ્રીયુગ૦ ॥૪॥
ચાર આંગલ અંતર રહેવું, [2]શોકલડીની પેરે દુઃખ સહેવું;
પ્રભુ વિના કોણ આગળ કહેવુંરે. શ્રીયુગ૦ ॥૫॥
મહોટા મેળ કરી આપે, બેહુને તોલ કરી થાપે;
સજજન જસ જગમાં વ્યાપેરે. શ્રીયુગ૦ ॥૬॥
બેહુનો એક મતો થાવે, કેવલ નાણ જુગલ પાવે;
તો સવિ વાત બની આવે રે. શ્રીયુગ૦ ॥૭॥
ગજલંછન ગજગતિગામી, વિચરે વપ્રવિજય સ્વામી;
નયરી વિજયા ગુણધામીરે. શ્રીયુગ૦ ॥૮॥
માતા સુતારાએ જાયો, સુદ્રઢ નરપતિ કુલ આયો;
પંડિત જિનવિજયે ગાયોરે. શ્રીયુગ૦ ॥૯॥

---

૧ ચંદ્રમા. ૨ આંખ અને કાનને ચાર આંગળનું છેટું છે, તેથી કાન યુગમંધર સ્વામીનું નામ સાંભળે છે પણ પ્રભુ દૂર હોવાથી આંખ દેખી શકતી નથી તેથી આંખને શોકની પેઠે દુઃખ થાય છે.

## શ્રીસિદ્ધાચલ સ્તવન.

જમોદા માવડી—એ દેશી.

જાત્રા નવાણુ કરીએ, વિમલગિરિ જાત્રા નવાણુ કરીએ એ આં૦
પૂરવ નવાણું વાર શેત્રુંજા ગિરિ, ઋષભ જિણંદ સમોસરીએ,
॥ વિમલ૦ ॥ ૧ ॥
કોડિ સહસ ભવ પાતક ત્રૂટે, શેત્રુંજા સાહામો ડગ ભરીએ.॥વિ૦ ૨॥
સાત છઠ દોય અઠમ તપસ્યા, કરી ચઢીયે ગિરિવરીયે. ॥ વિ૦ ૩ ॥
પુંડરીક પદ જપીયે હરખે, અધ્યવસાય શુભ ધરીયે ॥ વિ૦ ૪ ॥
પાપી અભવી ન નજરે દેખે, હિંસક પણ ઊદ્ધરીએ ॥ વિ૦ ૪ ॥
ભુમિ [૧]સંથારે ને નારી તણો સંગ, દૂર થકી પરિહરીયે.[૨]॥વિ૦ ૬ ॥
સચિત્ત પરિહારી[૩]ને એકલઆહારી,[૪]ગુરૂ સાથે પદ ચરીયે[૫].॥વિ૦૭॥
પડિક્કમણા દોય વિધિશુ કરીયે,[૬] પાપ પડલ વિખરીયે.॥વિ૦૮॥
કલિકાલે એ તીરથ મોહોટું, પ્રવહણ+ જિમ ભર દરીયે.॥વિ૦૯॥
ઉત્તમ એ ગિરિવર સેવતા, પદ્મ કહે ભવ તરીયે ॥વિમલ૦૧૦॥

---

## શ્રીસિદ્ધાચલતીર્થ સ્તવન

શ્રી આદીશ્વર અંતરયામી, જીવન જગત આધાર,
શાન્ત સુધારસ જ્ઞાને ભરિયો, સિદ્ધાચલ શિણગાર,
રાયણ રૂડીરે, જ્યહા પ્રભુ પાય ધરે, વિમલગિરિ વદારે,
દેખત દુ:ખ હરે, પુન્યવંતા પ્રાણીરે, પ્રભુજીની સેવા કરે ૧
ગુણ અનંતા ગિરિવરકેરા, સિધ્યા સાધુ અનંત,
વળીરે સિદ્ધશે વાર અનંતી, એમ ભાખે ભગવંત.

---

× અભવી ( અભવ્ય ) એવા પાપી ( આવો અર્થ જાણ્યો છે )

* નવાણુ યાત્રા કરનારાએ એ ( અને ઉપલક્ષણથી વિધિ રસિક અન્ય યાત્રાળુઓએ ) યાત્રા કરતા જે છરી પાળવી જોઇએ તેના નામ બતાવવામા આવ્યા છે

\+ નાવ-વહાણુ

ભવોભવ કેરાં રે પાતક દૂર કરે; વિમલગિરિ વંદારે૦ ૨
વાવડીયું રસકુંપાકેરી, મણિ માણેકની ખાણ;
રત્નખાણ બહુ રાજે હો તીરથ, એવી શ્રી જિનવાણ;
સુખના સનેહી રે બંધન દૂર કરે; વિમલગિરિ વંદારે૦ ૩
પાંચ કોડિશું પુંડરીક સિધ્યા, ત્રણ કોડિશું રામ;
વીશ કોડિશું પાંડવ સિધ્યા, સિદ્ધક્ષેત્ર સિદ્ધઠામ;
મુનિવર મ્હોટારે અનંતા સિદ્ધિવરે; વિમલગિરિ વંદારે૦ ૪
એસો તીરથ ઓર ન જગમેં, ભાખે શ્રી જિનભાણ;
દુર્ગતિ કાપે ને પાર ઉતારે (વ્હાલો), આપે કેવલનાણ;
ભવિજન ભાવેરે જે એનું ધ્યાન ધરે; વિમલ ગિરિવંદારે૦ ૫
દ્રવ્ય ભાવશું પૂજા કરતાં, પૂજો શ્રી જિનપાય (જિનરાય);
ચિદાનંદ સુખ આતમ વેદી, જ્યોતિસેં જ્યોત મિલાય;
કીરતિ એહનીરે માણેક મુનિ કરે; વિમલગિરિ વંદારે૦ ૬

## શ્રીશત્રુંજયગિરિરાજ સ્તવન.

સુરપતિ[1] આગળ એમ જંપે, શ્રીવીરજિનેશ્વરૂ, ગિરિરાજ
એતો સકલ તીરથમાંહિ સાર, શત્રુંજય સુખકરૂ. ગિરિરાજ
સિધ્યા ઈહાં સાધુ અનંત, અનંત કેવલધરા[2], ગિરિરાજ
જિનવર ઈહાં આવ્યા અનેક, જાણીને પાવન ધરા[3]. ગિરિરાજ
રાયણતળે ઋષભ જિણંદ, ગુણકર ગેલશું, ગિરિરાજ
વ્હાલો પૂર્વ નવાણું વાર, પધાર્યા પ્રેમશું. ગિરિરાજ
એ તો મુક્તિ[4] વધુ વરવાની પીઠ[5] વખાણીએ, ગિરિરાજ
ત્રિભુવન તારણ એહ તીરથ જગમાં જાણીએ. ગિરિરાજ
દીઠ કરે દુર્ગતિ દૂર એ દુષમ કાળમાં, ગિરિરાજ
ચાહીને જઇએ સિદ્ધક્ષેત્ર રહાએ એહની ચાળમાં. ગિરિરાજ

---

૧ ઇન્દ્ર. ૨ કેવળજ્ઞાનધારી. ૩ પવિત્ર ભૂમિકા. ૪ મોક્ષ-સિદ્ધિરૂપી લક્ષ્મી. ૫ પીઠિકા.

## શ્રીઆદિજિન સ્તવન.

આદિતે અરિહત, એ રાગ

આદિ જિણંદ અરિહંતજી, પ્રભુ આમનેરે;
તુમે દ્યો દરિસન મહારાજ, શું કહું તમનેરે,
આઠ પહોરમા એક ઘડી, પ્ર૦ લાગ્યુ તમારૂ ધ્યાન. શું૦ ૧
મધુકરને મન માલતી, પ્ર૦ જિમ મોરાને મન મેહ, શું૦
સીતાને મન રામજી, પ્ર૦ તેમ વાધ્યો તુમશું નેહ. શુ૦ ૨
રોહીણીને મન ચદજી, પ્ર૦ વળી રેવાયે ગજરાજ, શુ૦
સમય સમય પ્રભુ સાંભરે, પ્ર૦ મનડામા મહારાજ. શું૦ ૩
નિ સ્નેહી થઇ નવિ છૂટીયે, પ્ર૦ કરૂણાવત કહાઓ, શુ૦
ગુણ અવગુણ જોતા રખે, પ્ર૦ તો તારક કેમ કહાઓ. શુ૦ ૪
રઢ લાગી પ્રભુ રૂપની, પ્ર૦ મુને ન ગમે બીજી વાત, શુ૦
વાયે વાત બને નહી, પ્ર૦ મલીયે મૂકી ભ્રાત. શુ૦ ૫
સેવે ચિતામણિ ફલે, પ્ર૦ તુ તો ત્રિભુવનનાથ, શુ૦
એ વાતે છોડું નહિ, પ્ર૦ હવે આવ્યા મુજ હાથ. શુ૦ ૬
મુંહની વાત મૂકો પરી, પ્ર૦ જિમ જાણો તિમ તાર; શુ૦
સાહગુરૂ સુદર કવિરાયનો, પ્ર૦ પદ્મને પ્રભુશુ પ્યાર. શુ૦ ૭

---

## શ્રીસુમતિજિન સ્તવન

ઝાંઝરીયા મુનિવરની એ દેશી

સુમતિનાથ ગુણશુ મિલીજી, વાધે મુઝ મન પ્રીત;
તેલ બિંદુ જિમ વિસ્તરેજી, જલમાંહે ભલી રીત.
સોભાગી જિનશુ લાગ્યો અવિહડ રગ— ૧
સજ્જનશું જે પ્રીતડીજી, છાની તે ન રખાય,
પરિમલ કસ્તુરી તણોજી, મહી માંહે મહકાય. સોભાગી૦ ૨

આંગલીએ નવિ મેરૂ ઢંકાએ, છાબડીએ રવિ તેજ;
અંજલિમાં જિમ ગંગ ન માએ, મુજમન તિમ પ્રભુ હેજ. સો૦૩

હુઓ છિપે નહિં અધર[1] અરૂણ, જિમ ખાતાં પાન સુરંગ;
પીવત ભર ભર પ્રભુ ગુણ પ્યાલા, તિમ મુજ પ્રેમ અભંગ. સો૦૪

ઢાંકી ઇક્ષુ[2] પલાલશુંજી, ન રહે લહિ વિસ્તાર;
વાચક યશ કહે પ્રભુતણોજી, તિમ મુજ પ્રેમ પ્રકાર. સો૦ ૫

---

## શ્રીવાસુપૂજ્યસ્વામીનું સ્તવન.

( સાહેબા મોતીડો હમારો ) એ દેશી.

સ્વામી તુમે કાંઈ કામણ કીધું, ચિત્તડું અમારૂં ચોરી લીધું;
સાહેબા વાસુપૂજ્ય જિણંદા, મોહના વાસુપૂજ્ય૦ એ આંકણી,
અમે પણ તુમશું કામણ કરશું; ભકત્યે ગ્રહી મન ઘરમાં ધરશું. ૧

મન ઘરમાં ધરીયા ઘર શોભા, દેખત નિત્ય રહેશો સ્થિર થોભા;[3]
મન વૈકુંઠ અકુંઠિત[4] ભકતે, યોગી ભાખે અનુભવ યુકતે. સા૦ ૨

કલેશે વાસિત મન સંસાર, કલેશ રહિત મન તે ભવપાર;
જો વિશુદ્ધ મન ઘર તુમે આવ્યા, પ્રભુતો અમે નવનિધિ ઋદ્ધિપાયા. સા૦

સાત રાજ અળગા જઈ બેઠા, પણ ભકત્યે અમ મનમાં પેઠા;
અળગાને વળગ્યા જે રહેવું, તે ભાણા ખડખડ[5] દુઃખ સહેવું. સા૦૪

ધ્યાયક ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદછેદ[6] કરશું હવે ટેકે;
ખીરનીરપરે તુમશું મળશું, વાચક યશ કહે હેજે[7] હળશું[8]. સા૦૫

---

૧ હોઠ. ૨ શેલડી. ૩ નિશ્ચયપણે. ૪ અસ્ખલિત. ૫ આકુળતા ભર્યું. ૬ અંતર ભેદ ટાળશું. ૭ પ્રેમ. ૮ એકતા કરશું.

## શ્રીશાંતિજિન સ્તવન.

શાંતિ જિનેશ્વર સાહેબ વંદો, અનુભવ રસનો કંદોરે,
મુખને મટકે લોચન લટકે, મોહ્યા સુરનર વૃંદોરે શાંતિ. ૧
મંજર દેખીને કોયલ ટોકે, મેઘ ઘટા જેમ મોરોરે;
તેમ જિનપ્રતિમા નિરખી હરખું,વળી જેમ ચંદ ચકોરોરે. શાંતિ.૨
જિન પ્રતિમા શ્રી જિનવર ભાખી, સૂત્ર ઘણાં છે સાખીરે;
સુરનર મુનિવર વંદન પૂજા, કરતા શિવ અભિલાષીરે.શાંતિ. ૩
રાયપસેણી પ્રતિમા પૂજી, સુરિઆભ સમકિતધારીરે,
જીવાભિગમે પ્રતિમા પૂજી, વિજયદેવ અધિકારીરે. શાંતિ. ૪
જિનવર બિંબ વિના નવિ વંદુ, આણંદજી એમ બોલેરે;
સાતમે અંગે સમકિત મૂલે, અવર નહિ તસ તોલેરે. શાંતિ ૫
જ્ઞાતા સૂત્રે દ્રૌપદી પૂજા, કરતી શિવ સુખ માગેરે,
રાય સિદ્ધારથે પ્રતિમા પૂજી, કલ્પસૂત્ર માંહે રાગેરે. શાંતિ. ૬
વિદ્યાચારણ મુનિવરે વંદી, પ્રતિમા પાંચમે અંગેરે[1];
જંઘાચારણ મુનિવરે વંદી, જિન પડિમા મનરંગે શાંતિ. ૭
આર્યસુહસ્તી સૂરિ ઉપદેશે, ચાવો સંપ્રતિ રાયરે;
સવાકોડી જિન બિંબ ભરાવ્યા,ધન્ય ધન્ય એહની માયરે.શાંતિ. ૮
મોકલી પ્રતિમા અભય કુમારે, દેખી આર્દ્ર કુમારરે;
જાતિ સ્મરણે સમકિત પામી, વરીઓ શિવ સુખ સારરે.શાંતિ. ૯
ઈત્યાદિક બહુ પાઠ કહ્યા છે, સૂત્ર માંહે સુખકારીરે,
સૂત્રતણો એક વરણ ઉથાપે, તે કહ્યો બહુલ સંસારીરે. શાંતિ. ૧૦
તે માટે જિન આણાધારી, કુમતિ કદાગ્રહ નિવારીરે;
ભક્તિતણા ફલ ઉત્તરાધ્યયને, બોધિ બીજ સુખકારીરે.શાંતિ. ૧૧
એક ભવે દોય પદવી પામ્યા, સોલમા શ્રીજિનરાયરે;
મુજ મનમંદિરીએ પધરાવ્યા, ધવલ મંગલ ગવરાયરે. શાંતિ. ૧૨
જિન ઉત્તમ પદરૂપ અનુપમ, કીરતિ કમલાની શાલારે;
જિનવિજય કહે પ્રભુજીની ભક્તિ, કરતાં મંગલ માલારે.શાંતિ. ૧૩

---

૧ ભગવતીસૂત્રમાં

## શ્રી અરનાથજિન સ્તવન.

મ્હેં તો આણા વહેસ્યાંજી, મ્હારારે સાહેબજી મ્હેં તો આણા વહેસ્યાંજી.
એ ટેક.

આણા વહેસ્યાં ભક્તિ કરેસ્યાં, રહેસ્યાં નયણ હજૂર;
અરજિન આગલ અરજ કરતાં, લહેસ્યાં સુખ ભરપૂર. મ્હેં. ૧
[૧]એકને છંડી [૨]બેને ખંડી, [૩]તીણસ્યું તોડી નેહ;
[૪]ચાર જણા શીર ચોટ કરીશું, [૫]પણનો આણી છેહ. મ્હેં. ૨
[૬]છ [૭]સત [૮]અડ [૯]નવ [૧૦]દશને ટાલી, અજુવાલી [૧૧]અગ્યાર;
[૧૨]બાર જણાનો આદર કરશું, [૧૩]તેરનો કરી પરિહાર. મ્હેં. ૩
પણ[૧૪] અડ[૧૫] નવ[૧૬] દશ[૧૭] સત્તર[૧૮] પાળી, સત્તાવીશ[૧૯] ધરીસાથ;
[૨૦]પચવીશ જણશુ પ્રીતી કરીશું, ચાર[૨૧] ચતુર કરી હાથ. મ્હેં. ૪
[૨૨]બત્રીશ [૨૩]તેત્રીશ ને [૨૪]ચોરાશી, [૨૫]ઓગણીશ દૂર નિવારી;

---

૧ મિથ્યાત્વ, અજ્ઞાન યા અસંયમ. ૨ રાગ અને દ્વેષ અથવા આર્ત્ત અને રૌદ્રધ્યાન. ૩ કૃષ્ણ, નીલ, કાપોત લેશ્યા. ૪ ચાર કષાય અથવા સંજ્ઞા. ૫ પાંચે ઇન્દ્રિયો અથવા પાંચ અવ્રતરૂપ પાંચ આશ્રવ દ્વારો. ૬ છકાયની હિંસા અથવા ૭ પ્રકારની અપ્રશસ્ત ભાષા. ૭ સાત પ્રકારનાં ભયસ્થાનક. ૮ આઠ પ્રકારનાં મદસ્થાનક અથવા આઠ જાતના કર્મબંધન. ૯ નવ પ્રકારનાં પાપનિદાન ( નિયાણાં ). ૧૦ દશ પ્રકારની હિંસા ( પાંચ પ્રકારના સ્થાવરની અને ૪ પ્રકારના ત્રસકાયની અને અજીવને જીવબુદ્ધિથી હણતાં). ૧૧ શ્રાવક યોગ્ય ૧૧ પડિમા પાળવી. ૧૨ શ્રાવક યોગ્ય ૧૨ વ્રતો આદરવા અથવા સાધુની ૧૨ પડિમા પાળવી. ૧૩ તેર પ્રકારના કાઠીયા વારવા. ૧૪ પાંચ મહવ્રત. ૧૫ આઠ પ્રવચનમાતા ( પાંચ સમિતિ અને અને ત્રણ ગુપ્તિ ). ૧૬ નવ પ્રકારે બ્રહ્મચર્યશુદ્ધિ. ૧૭ ક્ષમાદિ દશ પ્રકારનો યતિધર્મ. ૧૮ સત્તર પ્રકારે સંયમ. ૧૯ સાધુના ૨૭ ગુણો ૨૦ પાંચ મહાવ્રતોની ૨૫ ભાવનાઓ. ૨૧ ચાર પ્રકારે સમાધિ અથવા મૈત્રી, મુદિતા, કરૂણા અને માધ્યસ્થ્ય એ ચાર ભાવનાઓ. ૨૨ સામાયિકના બત્રીશ દોષ અથવા વાંદણાના બત્રીશ દોષ. ૨૩ ગુરૂની આશાતના. ૨૪ જિનભુવનની આશાતના, ૨૫ કાઉસગ્ગના ૧૯ દોષ.

[1]સડતાલીશનો સગ તજીશું, એકાવન[2] દીલધારી. મ્હે. ૫
વીશ[3] આરાધી બાવીશ[4] બાધી, [5]તેવીશનો કરી ત્યાગ;
ચોવીશ જિનના ચરણ નમીને, પામશું ભવજલ ત્યાગ. મ્હે. ૬
ધ્યાતા ધ્યેય ને ધ્યાન સરૂપી, તન મન તાન લગાય,
ક્ષમાવિજય કવિપદકજ[6] મધુકર[7], સેવક જિન ગુણ ગાય. મ્હે. ૭

---

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

શ્રી પાસજી પ્રગટ પ્રભાવી, તુજ મુરતિ મુજ મન ભાવીરે;
મન મોહના જિનરાયા, સુરનર કિન્નર ગુણ ગાયારે. મ૦ ટેક.
જે દિનથી મૂરતી દીઠી, તે દિનથી આપદા [8]નીઠીરે. મ૦ ૧
મુખ મટકાળુ સુપ્રસન્ન, દેખી રીઝે ભવિ મન્નરે;
સમતા રસ કેરાં કચોળાં, નયણાં દીઠે રંગ રોળારે. મ૦ ૨
હાથે ન ધરે હાથિયાર, નહિ જપમાળાનો પ્રચારરે,
ઉત્સંગે[9] ન ધરે વામા[10],જેહથી ઉપજે સવિ [11]કામારે. મ૦ ૩
ન કરે ગીત નૃત્યના ચાળા, એ તો પ્રત્યક્ષ નટના ખ્યાલારે;
ન બજાવે આપે વાજાં, ન ધરે વસ્ત્ર જીરણ સાજારે. મ૦ ૪
એમ મુરતિ તુજ નિરૂપાધિ, વીતરાગપણે કરી સાધીરે;
કહે માનવિજય ઉવઝાયા[12],મે અવલખ્યા તુજ પાયારે. મ૦ ૫

---

૧ ગોચરીના ૪૨ અને પાચ માંડલીના મળી ૪૭ દોષ ૨ એકાવન પ્રકારના જ્ઞાનના ભેદ ૩ વીશ સ્થાનકો ( અરિહંતાદિક ) ૪ બાવીશ પ્રકારના પરિષહો ૫ ત્રેવીશ પ્રકારના ઇંદ્રિયના વિષયો ૬ કમળ ૭ ભ્રમર તુલ્ય ૮ અંત પામી-દૂર થઇ ૯ ખોળામાં ૧૦ સ્ત્રી ૧૧ કામ વિકારો ૧૨ ઉપાધ્યાય

## શ્રી પાર્શ્વજિન સ્તવન.

મોહન મુજરો લેજો રાજ, તુમ સેવામાં રહેશું;
વામાનંદન જગદાનંદન, જેહ સુધારસ ખાણી.
મુખ મટકે લોચનને લટકે, લોભાણી ઇંદ્રાણી. મોહન૦ ૧
ભવ પટ્ટણ ચીહું દિશિ ચારે ગતિ, ચોરાશી લાખ ચઉટા;
ક્રોધ માન માયા ને લોભાદિક, ચોવટીઆ અતિ ખોટા. મોહન૦ ૨
અનાદિનિગોદનો બંધીખાનો, તૃષ્ણા તોપે રાખ્યો;
સંજ્ઞા ચારે ચોકી મેલી, વેદ નપુંસક આંકયો. મોહન૦ ૩
ભવ સ્થિતિ કર્મ વિવર લઈ નાઠો, પુન્ય ઉદય પણ વાધ્યો;
સ્થાવર વિગલેંદ્રિપણું ઓલંધી, પંચેંદ્રિપણું લાધ્યો. મોહન૦ ૪
માનવ ભવ આરજ કુલ સદ્ગુરૂ, વિમલ બોધ મળ્યો મુજને;
ક્રોધાદિક રિપુ શત્રુ વિમાસી, તેણે ઓળખાવ્યો તુજને. મોહન૦ ૫
પાટણ માંહે પરમ દયાલુ, જગત વિભુષણ ભેટ્યા;
સત્તર બાણુ શુભ પરિણામે, કર્મ કઠીન બળ મેટ્યા. મોહન૦ ૬
સમકિત ગજ ઉપશમ અંબાડી, જ્ઞાન કટક બળ કીધું;
ખિમાવિજય જિન ચરણ રમણ સુખ, રાજ પોતાનું લીધું. મોહન૦ ૭

---

## શ્રીવીરજિન સ્તવન.

ભોલીડા હંસારે વિષય ન રાચીયે, એ દેશી.

સિદ્ધારથનારે નંદન વીનવું, વીનતડી અવધાર;
ભવ મંડપમાંરે નાટક નાચિયો, હવે મુજ દાન દેવડાવ.
હવે મુજ પાર ઉતાર–સિદ્ધા૦ ૧
ત્રણ રતન[૧] મુજ આપો તાતજી, જેમ નાવેરે સંતાપ;
દાન દેયંતાંરે પ્રભુજી કોસર[૨] કિસી, આપો પદવીરે આપ. સિદ્ધા૦ ૨

---

૧ સમકિત, જ્ઞાન અને ચારિત્ર. ૨ કસર–લોભ.

ચરણ અંગુઠેરે મેરૂ કંપાવીયો, મોડયાં સુરનાંરે માન;
અષ્ટ કર્મનાંરે ઝગડા જીતવા, દીધાં વરસીરે દાન. સિદ્ધા૦ ૩

શાસન નાયક શિવ સુખ દાયક, ત્રિશલા કુંખે રતન,
સિદ્ધારથનોરે વંશ દીપાવીયો, પ્રભુજી તમે ધન્ય ધન્ય,
માહેબ તુમે ધન્ય ધન્ય. સિદ્ધા૦ ૪

વાચક શેખર કીર્તિ વિજય ગુરૂ, પામી તાસ પસાય;
ધર્મતણે રસ જિન ચોવીશમા, વિનય વિજય ગુણ ગાય. સિદ્ધા૦૫

## શ્રીમહાવીરસ્વામી સ્તવન

પ્રભુજી વીર જિણંદને વંદીયે, ચોવીશમા જિનરાય હો,
ત્રિશલાના જાયા.

પ્રભુજીને નામે તે નવનિધિ સંપજે, ભવ દુઃખ સવિ મિટિ જાયહો;
ત્રિશલાના જાયા. ૧ એ આંકણી.

પ્રભુજીનું કંચનવાન દેહ[1] સાતનું, જગ તાતનું એટલું માનહો;ત્રિ૦
પ્રભુજી મૃગપતિ[2] લંછન ગાજતો, ભાજતો ગજમદ માનહો ત્રિ૦૨

પ્રભુજી સિદ્ધારથ ભગવંત છો, સિદ્ધારથ કુળચંદ હો, ત્રિ૦
પ્રભુજી ભક્તવત્સલ ભવદુખહરૂ, સુરતરૂ સમ સુખકંદ હો.ત્રિ૦ ૩

પ્રભુજી ગંધાર બંદર ગુણ નિલો, જગ તિલો જિહા જગદીશ હો,
પ્રભુજીનું દર્શણ દેખીને ચિત્ત ઠર્યું, ફર્યું મુજ વંછિત ઇશ હો.ત્રિ૦૪

પ્રભુજી શિવનગરીનો રાજીયો, જગતારણ જિન દેવ હો, ત્રિ૦
પ્રભુજી રંગવિજયને આપજો, ભવોભવ તુમ પાય સેવ હો.ત્રિ૦૫

---

૧ હાથ. ૨ કેસરીસિંહ

## શ્રીવીરપ્રભુનું દીવાલીનું સ્તવન.

મારગદેશક મોક્ષનોરે, કેવલજ્ઞાન નિધાન;
ભાવદયા સાગર પ્રભુરે, પર ઉપગારી પ્રધાનેરો, વી૦ ૧

વીરપ્રભુ સિદ્ધ થયા, સંઘ સકલ આધારોરે,
હવે ઈણ ભરતમાં, કોણ કરશે ઉપગારોરે. વી૦ ૨

નાથ વિહૂણું સૈન્ય જયુંરે, વીર વિહુણોરે સંઘ;
સાધે કોણ આધારથીરે, પરમાનંદ અભંગોરે. વી૦ ૩

માતા વિહૂણો બાલ જયુંરે, અરહો પરહો અથડાય;
વીર વિહુણા જીવડારે, આકુલ વ્યાકુલ થાયરે. વી૦ ૪

સંશયછેદક વીરનોરે, વિરહ તે કેમ ખમાય;
જે દીઠે સુખ ઉપજેરે, તે વીણ કેમ રહેવાયરે. વી૦ ૫

નિર્યામક[1] ભવ સમુદ્રનોરે, [2]ભવ અડવી સથ્થવાહ;
તે પરમેશ્વર વિણ મલેરે, કેમ વાધે ઉત્સાહરે. વી૦ ૬

વીર થકાં પણ શ્રુત તણોરે, હતો પરમ આધાર;
હવે ઇહાં શ્રુત આધાર છેરે, અહો જિન મુદ્રા સારરે, વી૦ ૭

ત્રણ કાળે સવિ જીવનેરે, આગમથી આણંદ;
સેવો ધ્યાવો ભવિજનારે, જિનપડિમા સુખકંદોરે. વી૦ ૮

ગણધર આચારજ મુનિરે, સહુને ઈણીપરે સિદ્ધ;
ભવ ભવ આગમ સંગથીરે, દેવચંદ્ર પદ લીધરે. વી૦ ૯

---

૧ તારક, ૨ સંસાર અટવીનો પાર પમાડનાર સાર્થવાહ.

## અથ શ્રી પજુસણ પર્વનુ સ્તવન.

આખડીએરે મે આજ શેત્રુંજો દીઠોરે—એ દેશી.

સુણજો સાજન સંત પજુસણ આવ્યાંરે, તમે પુન્ય કરો પુન્યવંત;
ભવિક મન ભાવ્યાંરે. ( આંકણી )
વીર જીણેસર અતિ અલવેસર, વહાલા મારા પરમેશ્વર એમ બોલેરે;
પર્વમાંહે પજુસણ મહોટાં, અવર ન આવે તસ તોલેરે. પ૦ સુ૦ભ૦ ૧
ચોપદમાંહે જેમ કેસરી મોટો, વા૦ [1]ખગમાં ગરૂડ કહીએરે;
નદી માંહે જેમ ગંગા મહોટી, [2]નગમા મેરૂ લહીએરે. પ૦ ૨
[3]ભૂપતિમા ભરતેસર ભાખ્યો, વા૦ દેવમાહે [4]સુરઇંદ્રરે,
તીરથમાં શેત્રુંજો દાખ્યો, ગ્રહગણમા જેમ ચંદ્રરે. પ૦ ૩
દશરા દીવાળી ને વળી હોળી, વા૦ અખાત્રીજ દીવાસોરે;
બલેવ પ્રમુખ બહુલા[5] છે બીજા[6], પણ નહિ મુક્તિનો વાસોરે. પ૦ ૪
તે માટે તમે અમર પળાવો, વા૦ અઠ્ઠાઈ મહોત્સવ કીજેરે;
અઠ્ઠમ તપ અધિકાઇએ કરીને, નરભવ લાહો લીજેરે. પ૦ ૫
ઢોલ દદામા ભેરી નફેરી, વા૦ કલ્પસૂત્રને જગાવોરે;
ઝાંઝરના ઝમકાર કરીને, ગોરીની ટોલી મળી આવોરે. પ૦ ૬
સોના રૂપાને ફુલડે વધાવો, વા૦ કલ્પસૂત્રને પૂજોરે,
નવ વખાણ વિધિએ સાંભળતા, પાપ મેવાસી ધ્રુજેરે. પ૦ ૭
એમ અઠ્ઠાઇનો મહોત્સવ કરતા, વા૦ બહુ જીવ જગ ઉદ્ધરિયારે;
વિબુધ વિમળવર સેવક એહથી, નવ નિધિ ઋદ્ધિ સિદ્ધિ વરિયારે. ૮

---

૧ આકાશમા ઉડના પક્ષી ૨ પવત ૩ રાજા ૪ દેવતાઓનો રાજા—ઇન્દ્ર ૫ ઘણાં—ઘણા ૬ પર્વ ( તહેવાર )

ૐ

# ષડાવશ્યક ( પ્રતિક્રમણ ) સ્તવન.

( દોહરા )

ચોવિશ જિનવર નમું, ચતુર ચેતન કાજ;
આવશ્યક જેણે ઉપદિશ્યા, તે થુણુશું જિનરાજ. ૧
આવશ્યક આરાધતાં, દિવસ પ્રત્યે દોય વાર;
દુરિત દોષ દૂરે ટલે, એ આતમ ઉપકાર. ૨
[1]સામાયિક [2]ચઉવિસથ્થઓ, [3]વંદન [4]પડિકમણેણ;
[5]કાઉસ્સગ્ગ [6]પચ્ચખ્ખાણ કર, આતમ નિર્મલ એણ. ૩
ઝેર જાય જીમ જાંગુલી, મંત્ર તણે મહિમાય;
તેમ આવશ્યક આદર્યે, પાતિક દૂર પલાય. ૪
ભાર તજી જેમ ભારવહિ, હેલે હલુઓ થાય;
અતિચાર આલોવતાં, જન્મ દોષ તેમ જાય.

---

## ઢાળ પહેલી.

( કપુર હોયે અતિ ઉજલોરે ) એ દેશી.

પહેલું સામાયિક કરોરે, આણી સમતા ભાવ;
રાગ દોષ દૂરે હરોરે, આતમ એહ સ્વભાવરે,

---

૧ રાગ દ્વેષ ટાળી સમભાવ ટકાવી રાખવા પ્રતિજ્ઞા-કરેમિભંતે સૂ૦ ૨ ચોવીશે તીર્થંકરોની સ્તુતિ-લોગસ્સ સૂ૦ ૩ સદ્દગુરૂ વંદન-દ્વાદશાવર્ત. ૪ કરેલાં પાપની આલોચના-નિંદા ગુરૂ સાખે કરી શુદ્ધ થાવું. ૫ દેહ મમતા તજી અરિહંતાદિકનું ધ્યાન ધરવું. ૬ યથાશક્તિ તપ જપ વ્રત નિયમ કરવા.

પ્રાણી સમતા છે ગુણગેહ, એ તો અભિનવ અમૃત મેહરે પ્રા૦ ૧
આપોઆપ વિચારીએરે, રમીએ આપસ્વરૂપ;
મમતા જે પરભાવનારે, વિષમો તે વિષકૂપરે. પ્રા૦ ૨
ભવ ભવ મેળી મૂકીયોરે, ધન કુટુંબ સંજોગ,
વાર અનંતી અનુભવ્યારે, સવિ સંજોગ વિજોગરે. પ્રા૦ ૩
શત્રુ મિત્ર જગ કો નહિરે, સુખ દુઃખ માયા જાલ;
જો જાગે ચિત્ત ચેતનારે, તો સવિ દુઃખ વિસરાલરે પ્રા૦ ૪
સાવદ્ય યોગ[1] સવિ પરિહરીરે, એ સામાયિક રૂપ,
હુવા એ પરિણામથીરે, સિદ્ધ અનંત અરૂપરે. પ્રા૦ ૫

---

## ઢાળ બીજી

( પંચ મહાવ્રત આદરો સાહેલડીરે-એ દેશી. )

આદીશ્વર આરાહીએ, સાહેલડીરે, અજિત ભજો ભગવંતતો;
સંભવનાથ સોહામણા, સા૦ અભિનંદન અરિહંતતો. ૧
સુમતિ પદ્મપ્રભ પૂજીએ, સા૦ સમરૂં સ્વામી સુપાસતો,
ચંદ્રપ્રભ ચિત્ત ધારીએ, સા૦ સુવિધિ ઋદ્ધિ વાસતો. ૨
શીતલ ભૂતલ [2]દિનમણિ, સા૦ શ્રી પૂરણ શ્રેયાંસતો;
વાસુપૂજ્ય સુર પૂજિયા, સા૦ વિમલ વિમલ પરશંસતો. ૩
કરૂં અનંત ઉપાસના, સા૦ ધર્મ ધર્મ ધુર ધીરતો,
શાંતિ કુંથુ અર મલ્લિ નમું, સા૦ મુનિસુવ્રત વડ વીરતો. ૪
ચરણ નમું નમિનાથના, સા૦ નેમીશ્વર કરૂં ધ્યાનનો,
પાર્શ્વનાથ પ્રભુ પૂજીએ, સા૦ વંદુ શ્રી વર્ધમાનતો. ૫
એ ચોવિશ જિનવરા, સા૦ ત્રિભુવન કરણ ઉદ્યોતતો;
મુક્તિ પંથ જેણે દાખવ્યો, સા૦ નિર્મલ કેવલ જ્યોતતો ૬
સમકિત શુદ્ધ એહથી હોવે, સા૦ લીજે ભવનો પારતો,
બીજું આવશ્યક ઈસ્યું, સા૦ ચઉવીસત્થો સારતો ૭

---

૧ પાપવ્યાપાર    ૨ પૃથ્વી ઉપર સૂર્ય સમાન

## ઢાળ ત્રીજી.

( ગિરિમાં ગોરો ગીરૂઓ—એ દેશી. )

એકર જોડી, બેકર જોડી, ગુરૂ ચરણે દિઓ વાંદણારે;
આવશ્યક પચવિશ ધારોરે, ધારોરે, દોષ બત્રીશ નિવારીએરે. ૧
ચાર વાર, ચાર વાર, ગુરૂ ચરણે મસ્તક નામીએરે;
બાર આવર્તે ખામોરે, ખામોરે, વલી તેત્રીશ આશાતનારે. ૨
ગીતાર્થ, ગીતાર્થ, ગુણ ગિરૂઆ ગુરૂને વંદતાં રે;
નીચ ગોત્ર ક્ષય જાય, થાયેરે, થાયેરે, ઉંચ ગોત્રની અર્જના[1]રે. ૩
આણ ઉલ્લંઘે, આણ ઉલ્લંઘે, કોઈ ન જગમાં તેહનીરે;
પરભવ લહે સૌભાગ્ય, ભાગ્યરે, ભાગ્યરે, દીપે જગમાં તેહનુંરે. ૪
કૃષ્ણરાયે, કૃષ્ણરાયે, મુનિવરને દીધાં વાંદણાંરે;
ક્ષાયક સમકિત સાર, પામ્યા રે, પામ્યારે, તીર્થંકરપદ પામશેરે. ૫
[2]શીતલાચારજ, શીતલાચારજ, જેમ ભાલે સહુ જગેરે;
દ્રવ્ય વાંદણા દીધ, ભાવેરે, ભાવેરે દેતાં વલી કેવલ લહ્યુંરે. ૬
એ આવશ્યક, એ આવશ્યક, ત્રીજું એણીપરે જાણજોરે;
ગુરૂવંદન અધિકાર, કરજોરે, કરજોરે, વિનય ભક્તિ ગુણવંતનીરે. ૭

---

## ઢાળ ચોથી.

( જયો જિન વીરજીએ—એ દેશી. )

જ્ઞાનાદિક જિનવર કહ્યા એ, જે પાંચે આચાર તો;
દોય વાર તે દિન પ્રતિ એ, પડિક્કમીએ અતિચાર.
જયો જિન વીરજીએ. ૧
આલોયી ને પડિક્કમી એ, મિચ્છામિ દુક્કડ દેય તો;

---

૧ પ્રાપ્તિ. ૨ શીતલાચાર્યે પ્રથમ ( કેવળી થયેલા ભાણેજોને ) અણજાણતાં દ્રવ્ય વંદન કીધું પણ પછી સમજ પડતાં ભાવ વંદન કર્યું, જેથી પોતે પણ કેવળજ્ઞાન પામ્યા.

મન વચન કાય શુદ્ધ કરીએ, ચારિત્ર ચોખું કરેય. જયો૦ ૨
અતિચાર શલ્ય ગોપવેએ, ન કરે દોષ પ્રકાશતો;
મચ્છીમલ્લ તણી પરેએ, તે પામે પરિહાસ જયો૦ ૩
શલ્ય પ્રકાશે ગુરૂ મુખેએ, હોયે તસ ભાવ વિશુદ્ધ તો;
તે હુશીઆર હારે નહિએ, કરે કર્મશું જુદ્ધ. જયો૦ ૪
અતિચાર એમ પડિક્કમીએ, કરો ધર્મ નિ શલ્ય[1] તો,
જિત પતાકા તેમ વરોએ, જેમ જગ ફુલ્લહીમલ્લ. જયો૦ ૫
"વંદિત્તુ" વિધિશું કહોએ, તે પડિક્કમણા સૂત્ર તો,
ચોથુ આવશ્યક ઇશ્યુએ, પડિક્કમણ સૂત્ર પવિત્ર. જયો૦ ૬

---

## ઢાળ પાંચમી

( જન્મ જરા મરણે કરીએ, આ સંસાર અસાર તો—એ દેશી. )

વૈદ્ય વિચક્ષણ જેમ હરેએ, પહેલા [2]સાલ વિકારતો;
દોષ રોષ પછી રૂઝવાએ, કરે ઔષધ ઉપચાર તો. ૧
અતિચાર વ્રણ રૂઝવાએ, કાઉસ્સગ્ગ તેમ હોય તો;
નવ પલ્લવ સંજમ હુવેએ, દૂષણ ન રહે કોય તો ૨
કાયાની થિરતા કરીએ, ચપલ ચિત્ત કરે ઠામ તો;
વચન જોગ સવિ પરિહરીએ, રમીએ આતમગમ તો. ૩
સાસ ઉસાસાદિક કહ્યાએ, જે સોલે આગાર તો;
તેહ વિના સવિ પરિહરીએ, દેહ તણો વ્યાપાર તો. ૪
આવશ્યક એ પાંચમુએ, પંચમી[3] ગતિ દાતાર તો,
મનશુદ્ધે આરાધીએ એ, લહીએ ભવનો પાર તો. ૫

---

૧ માયા—કપટ શલ્ય, નિયાણુ શલ્ય અને મિથ્યાત્વ શલ્ય રહિત.
૨ અંતર શલ્ય ૩ મોક્ષ

## ઢાળ છઠ્ઠી.

( ચેતન જ્ઞાન અજુઆલીએ—એ દેશી, )

સુગુણ પચ્ચખ્ખાણ આરાધજો, એહ છે મુક્તિનું હેતરે;
આહારની લાલચ પારહરો, ચતુર તું ચિત્તમાં ચેતરે. સુગુણ૦૧
સાલ કાઢયું વ્રણ રૂઝવ્યું, ગઈ વેદના દૂરરે;
પછી ભલાં પથ્ય ભોજન થકી, વધે દેહ જેમ નૂરરે.સુગુણ૦૨
તેમ પડિક્રમણ કાઉસ્સગ્ગથી, ગયો દોષ સવિ દુષ્ટરે;
પછી પચ્ચખ્ખાણ ગુણ ધારણે, હોયે ધર્મ તનુ પુષ્ટરે સુગુણ૦ ૩
એહથી કર્મ કાદવ ટલે, એહ છે સંવર રૂપરે;
અવિરતિ કૂપથી ઊદ્ધરે, તપ અકલંક સરૂપરે. સુગુણ૦ ૪
પૂર્વ જન્મે તપ આદર્યો, તે વિશલ્યા થઈ નારરે;
જેહના ન્હવણના નીરથી, શમે સકલ વિકારરે. સુગુણ૦ ૫
રાવણે શક્તિ શસ્ત્રે હણ્યો, પડયો લક્ષ્મણ સેજરે;
હાથ અડતાં સચેતન થયો, વિશલ્યા તપ તેજરે. સુગુણ૦ ૬
છઠ્ઠું આવશ્યક જે કહ્યું, એહજ તે પચ્ચખ્ખાણરે;
છએ આવશ્યક જેણે કહ્યાં, નમું તેહ જગભાણરે. સુગુણ૦ ૭

### કલશ.

તપ ગચ્છ નાયક, મુક્તિ દાયક, શ્રી વિજયદેવ સૂરીશ્વરો;
તસ પદ દીપક, મોહ જીપક, શ્રી વિજયપ્રભ સૂરિ ગણધરો. ૧
શ્રી કીર્તિવિજય ઉવજ્ઝાય સેવક, વિનય વિજય વાચક કહે;
ષડાવશ્યક જે આરાધે, તેહ શિવ સંપદ લહે. ૨

---

## આપમતિ ત્યાગપૂર્વક સદ્ગુરૂ ઉપાસના પદ.

રાગ બિહાગડો.

સબલ યા છાક મોહ મદિરાકી, ટેક.
મિથ્યામતિકે જોરે ગુરૂકી, વચનશક્તિ જિહાં થાકી. સ૦ ૧

નિકટ દશા છાંડ જડ ઉંચી, દૃષ્ટિ દેત હે તાકી,
નકરે કિરિયા જનકું ભાખે, નહિ ભવ થિતિ પાકી. સ૦ ૨
ભાજનગત ભોજન કોઉ છાડી, ક્સતર જિઉ હેરે;
ગ્રહત જ્ઞાનકુ કિરિયા ત્યાગી, હોત ઓરકી ઓરે. સ૦ ૩
જ્ઞાન બાત નિસુની સિર ધૂને, લાગે નિજમતિ મીઠી,
જો કોઉ બોલ કહે કિરિયાકો, તો માને નૃપ ચીઠી. સ૦ ૪
જ્યુ કોઉ તારૂ જલમે પેસી, હાથ પાઉં ન હલાવે;
જ્ઞાન સેતી કિરિયા સબ લાગી, યુ અપનો મત ગાવે સ૦ ૫
જૈસે પાગ કોઉ સિર બાંધે, પહિરન નહિ લગોટી;
સદ્‌ગુરૂ પાસ ક્રિયા બિનુ સીખે, આગમ બાત ત્યુ ખોટી.સ૦ ૬
જૈસે ગજ અપને સિર ઉપર, છાર આપહી ડારે,
જ્ઞાન ગ્રહત ક્રિયા તુચ્છારત, અલ્પબુદ્ધિ ફુલ હારે. સ૦ ૭
જ્ઞાનક્રિયા દોઉ શુદ્ધ ધરેંગે, શુદ્ધ કહે નિરધારી;
જસ પ્રતાપ ગુનનિધિકો ગાઉં, ઉનકી મેં બલિહારી. સ૦ ૮

## વિષય વાસના ત્યાગ વિષે પદ.

ઉઠોને મેરા આતમરામ, જિન મુખ જોવા જઈયેરે એ દેશી.
વિષયવાસના ત્યાગો ચેતન, સાચે મારગ લાગોરે, એ. આંકણી.
તપજપ સંજમ દાનાદિક સહુ, ગીણતિ એક ન આવેરે,
ઇંદ્રિયસુખમે જૌલોં એ મન, વક્ર તુરંગ[1] જિમ ધાવેરે. વિ૦ ૧
એક એકકે કારણ ચેતન, બહુત બહુત દુ:ખ પાવેરે,
તે તો પ્રગટ લખે જગદીશ્વર, ઈણવિધ ભાવ લખાવેરે. વિ૦ ૨
મન્મથવશ માતંગ[2] જગતમે, પરવશતા દુઃખ પાવેરે,
રસનાલુબ્ધ હોય જખ[3]મૂરખ, જાલપડ્યો પિછતાવેરે. વિ૦ ૩
ઘ્રાણ સુવાસ કાજ સુન ભમરા, સંપુટ માંહે બધાવેરે,
તે સરોજ[4] સંપુટ સંયુત ફુન, કરટાકે[5] મુખ જાવેરે. વિ૦ ૪
રૂપ મનોહર દેખ પતંગા, પડત દીપમાં જાઈરે,
દેખો યાકુ દુઃખ કાગનમે, નયન ભયેહે સહાઈરે. વિ૦ ૫

---

૧ અશ્વ ૨ હસ્તિ ૩ મચ્છ ૪ કમળ ૫ હાથી

શ્રોત્રેંદ્રિય આસક્ત મિરગલા[1], છિનમેં શીશ કટાવેરે;
એક એક આશક્ત જીવ એમ, નાનાવિધ દુઃખ પાવેરે. વિ૦ ૬
પંચ પ્રબલ વર્ત્તે નિત્ય જાકું, તાકું કહો કયા કહીયેરે;
ચિદાનંદ એ વચન સુણીને, નિજ સ્વભાવમેં રહીયેરે. વિ૦ ૭

## શ્રીપાર્શ્વજિનસ્તવન.

શ્રીપાસજી પ્રગટ પ્રભાવી, તુઝ મૂરતિ મુંઝમન ભાવીરે;
મન મોહના જિનરાયા, સુરનર કિન્નર ગુણ ગાયારે. મ૦
જે દિનથી મુરતી દીઠી, તે દિનથી આપદા નીઠીરે[2] મ૦ ૧
મટકાલું મુખ સુપ્રસન્ન, દેખત રીઝે ભવીમન્નરે; મ૦
સમતા રસ કેરાં કચોલાં, નયણાં દીઠે રંગરોલાંરે. મ૦ ૨
હાથે ન ધરે હથીયાર, નહિ જપ માલાનો પ્રચારરે; મ૦
ઉત્સંગે[3] ન ધરે વામા[4], જેહથી ઉપજે સવી કામારે[5]. મ૦ ૩
ન કરે ગીતનૃત્યના ચાળા, એ તો પ્રત્યક્ષ નટના ખ્યાલારે; મ૦
ન બજાવે આપે વાજાં, ન ધરે વસ્ત્ર જીરણ સાજાંરે. મ૦ ૪
ઈમ મૂરતિ તુઝ નિરૂપાધ, વીતરાગપણે કરી સાધીરે; મ૦
કહે માન વિજય ઉવજ્ઝાયા[6], મેં અવલંબ્યા તુઝપાયારે[7]. મ૦ ૫

## ભાવ મંદિર.

સમકિત દ્વાર ગભારે પેસતાંજી, પાપ પડલ ગયાં દૂરરે;
માતા મરૂદેવીનો લાડલોજી, દીઠાં આનંદ પૂરરે. સમકિત. ૧
આયુવર્જિત સાત કર્મનીજી, સાગર કોડા કોડી હીનરે;
સ્થિતિ પ્રથમ કરણે કરીજી, વીર્ય અપૂર્વ મોગર લીનરે. સ૦ ૨
ભુંગળ ભાંગી આદ્ય કષાયનીજી, મિથ્યા મોહની સાંકળ સાથરે;
બાર ઉઘાડ્યા શમ સંવેગનાજી, અનુભવ ભવને બેઠા નાથરે. સ૦ ૩
તોરણ બાંધ્યાં જીવદયા તણાંજી, સાથીઆ પૂર્યા શ્રદ્ધા રૂપરે;
ધૂપ ઘટા પ્રભુ ગુણ અનુમોદનાજી, દીપ મંગળ આઠ અનૂપરે. સ૦ ૪
સંવર પાણીએ અંગ પખાળ્યાજી, કેશર ચંદન ઉત્તમ ધ્યાનરે;

---

૧ હરણ. ૨ અતપામી–દૂર થઇ. ૩ ખોળામાં. ૪ સ્ત્રી. ૫ કામવિકારો. ૬ ઉપાધ્યાય. ૭ ચરણ.

આત્મરૂચિ મૃગમદ મહમહેજી, પંચાચાર કુસુમ પ્રધાનરે. સ૦ ૫
ભાવે પૂજોરે પાવન આત્માજી, પૂજો પરમેસર પરમ પવિત્રરે;
કારણ જોગે કારજ નીપજેજી, ક્ષમા વિજય જિન આગમ રીતરે. ૬

## બોધિબીજ વિના બધી ક્રિયા ગદ્ધા મજુરી છે.

રાગ ધન્યાશ્રી.

દોડતાં દોડતાં પંથ કપાય તો, જુઓ ઘાંચી ઘર ઉંટ;
દિન સાંજમે દોડતો હીંડે, થાકી જાવે ત્રુટ.
હો સમજુ જ્ઞાન નયન નિજ ખોલો. હો સમજુ. ૧
કરણી પાર ઉતરણી કહીને, જગને જુઠ સમજાવે;
જ્ઞાન રહિત જેમ રાત અંધારી, પરમારથ કેમ પાવે ? હો સ૦ ૨
સાઠ સહસ્ર વર્ષનો તાપસ, બાળ તપસ્વી કહિયો.
દેવપણામા જ્ઞાન જો પામ્યો, તો ભવ એકજ રહિયો. હો સ૦ ૩
જ્ઞાન સહિત જે ક્રિયા કરે તે, હોય કલ્યાણને કાજે;
એકાંત જ્ઞાન તણો આરાધક, નિજગુણમાં નિત રાજે. હો સ૦ ૪
સૂત્ર રહસ્યને સમજી શાણા, કરો ક્રિયા ભયે સાચી,
બોધિબીજ વિન ગદ્ધા મજુરીમા, મત રહેજો કોઈ રાચી. હો સ૦ ૫
ભેદા ભાવ છે જ્ઞાન દર્શનમા, પ્રથમ દર્શન પછી જ્ઞાન.
વિનય સહિત શ્રી સદ્ગુરૂ સેવી, પામો પદ નિર્વાણ. હો સ૦ ૬

## શ્રીસીમંધર સ્વામીની સ્તુતિઓ

૧

શ્રી સીમંધર જિનવર, સુખકર સાહેબ દેવ;
અરિહંત સકળની, ભાવ ધરી કરૂં સેવ.
સકળ આગમ પારગ, ગણધર ભાષિત વાણી,
જયવંતી આણા, જ્ઞાન વિમળ ગુણ ખાણી. ૧

૨

મહાવિદેહ ક્ષેત્રમાં સીમંધર સ્વામી, સોનાનું સિંહાસનજી.
રૂપાનાં ત્યાં છત્ર બિરાજે, રત્નમણીના દીવા દીપેજી.
કુંકુમ વરણી ત્યાં ગહુંલી બિરાજે, મોતીના અક્ષત સારજી,

ત્યં બેઠા સીમંધર સ્વામી, બોલે મધુરી વાણીજી.
કેસર ચંદન ભર્યાં કચોળાં, કસ્તુરી બરાસોજી;
પહેલી પૂજા અમારી હોજો, ઉગમતે પ્રભાતજી. ૧

## શ્રીશત્રુંજય તીર્થની થોય.

(૧)

પુંડરીક મંડન[1] પાય પ્રણમીજે, આદીશ્વર જિનચંદાજી,
નેમિ વિના ત્રેવીશ તીર્થંકર, ગિરિ ચઢિયા આનંદાજી;
આગમ માંહિ પુંડરીક મહિમા, ભાખ્યો જ્ઞાન દિનંદાજી,[2]
ચૈત્રી પુનમ દિન દેવી ચક્કેસરી, સૌભાગ્ય દ્યો સુખકંદાજી. ૧

(૨)

વિમલાચલ મંડન, જિનવર આદિ જિણંદ,
નિર્મલ નિર્મોહા, કેવલ જ્ઞાનદિણંદ;
જ પૂર્વ નવાણું, આવ્યા ધરી આણંદ,
શત્રુંજય શિખરે, સમવસર્યા સુખકંદ. ૧

(૩)

શ્રીસિદ્ધાચલ મંડન, ઋષભ જિણંદ દયાળ;
મરૂદેવા નંદન, વંદન કરૂં ત્રણ કાળ.
એ તીરથ જાણી, પૂર્વ નવાણું વાર;
આદીશ્વર આવ્યા, જાણી લાભ અપાર. ૧

## શ્રી સિદ્ધચક્રના થોયો,

સિદ્ધચક્ર સેવો સુવિચાર[3], આણી હૈડે હર્ષ અપાર, જેમ લહો સુખ શ્રીકાર; મન શુદ્ધે નવ ઓળી કીજે, અહોનિશ[4] નવપદ ધ્યાન ધરીજે, જિનવર પૂજા કીજે; પડિક્કમણાં દોય ટંકનાં કીજે, આઠે થોયે દેવ વાંદીજે, ભૂમિ સંથારો કીજે; મૃષા[5] તણો

---

૧ શ્રીપુંડરીક ગિરિના અલંકારરૂપ ૨ કેવળજ્ઞાન દિવાકર–કેવળી મહારાજ. ૩ સારી સમજ મેળવી. ૪ દિનરાત ( સદાય ). ૫ જૂઠ બોલવાનો નિયમ કરવો.

કીજે પરિહાર, [1]અંગે શીલ ધરીજે સાર, દીજે દાન અપાર. ૧

અરિહંત સિદ્ધ આચાર્ય નમીજે, વાચક[2] સર્વ સાધુ વંદીજે, દર્શન જ્ઞાન થુણીજે, ચારિત્ર તપનું ધ્યાન ધરીજે, અહોનિશ નવપદ ગુણણું ગણીજે, [3]નવ આયંબિલ પણ કીજે, નિશ્ચળ રાખીને મન ઈશ, જપો પદ એક એકને ઈશ, નવકારવાળી વીશ; છલ્લે આયંબિલે પણ કીજે, સત્તરભેદી[4] જિનપૂજા રચીજે, માનવ ભવફળ લીજે. ૨

સાતસે *કુષ્ટીના રોગ, નાઠા [5]ન્હવણ લઈ સંયોગ, દૂર હુવા કર્મના ભોગ, કુષ્ઠ અઢારે દૂરે જાય, દુઃખ દારિદ્ર સવી દૂર પલાય, મનવંછિત ફળ થાય, નિર્ધનીયાને દે બહુ ધન, અપુત્રીયાને પુત્ર રતન, જો સેવે શુદ્ધ મન; નવકાર સમો નહિ કોઇ મંત્ર, સિદ્ધચક્ર સમો નહિ કોઈ જંત્ર, સેવો ભવીયણ એકંત[6] ૩.

જો સેવ્યો મયણા શ્રીપાળ, ઉંબર રોગ ગયો તતકાળ, પામ્યા મંગળમાળ, શ્રીપાળ પેરે જે આરાધે, તસ ઘર દિન દિન દોલત વાધે, અંતે શિવસુખ સાધે; વિમલેશ્વર જક્ષ સેવા ( સાંનિધ્ય ) સારે, આપદા કષ્ટ સવી દુર નિવારે, દોલત લક્ષ્મી વધારે, મેઘવિજય કવિ રાયનો શીશ[7], હેડે ભાવ ધરી જગીશ, વિનય વિજય નિશદિશ[8].

---

## શ્રીઋષભ જિન થોય

અતિ સુઘર સુંદર ગુણ પુરંદર, મંદરરૂપ સુધીર,
ઘનકર્મકંદલા, દલનદંતી, સિંધુસમ ગંભીર,
નાભિરાયનંદન, વૃષભલંછન, ઋષભ જગઆનંદ,

---

૧ શુદ્ધ બ્રહ્મચર્ય પાળવું ૨ ઉપાધ્યાયજી ૩ નવ દિવસસુધી રસકસ વગરનું લુંક ભોજન એક વખતે કરવું. ૪ સત્તર પ્રકારી પૂજા. * કોઢીયા ૫ ન્હવણ છાંટવાથી ૬ નિશ્ચે ૭ શિષ્ય. ૮ રાત દિન.

શ્રીરાજવિજય, સુરિંદ તેહના, વંદે પદઅરવિંદ. ૧
સુરનાથસેવિત, વિબુધવંદિત, વિદિતાવશ્યાધાર,
દોય સામલા, દોય ઉજલા, દોય નીલવર્ણ ઉદાર;
જાસૂલ ફુલ, સમાન દોઇ, સોલ સોવનવાન,
શ્રીરાજવિજય, સૂરરાજ અહોનિશ, ધરે તેહનું ધ્યાન. ૨
અજ્ઞાન મહાતમ, રૂપ રજની, વેગે વિદ્ધંસણ તાસ,
સિદ્ધાંત શુદ્ધ, પ્રબોધ ઉદયો, દિનકરકોડીપ્રકાશ;
પદ બંધ શોભિત, તત્વગર્ભિત, સૂત્ર પીસ્તાલીશ,
અતિ સરસ તેહના, અર્થ પ્રકાશે, શ્રીરાજવિજયસૂરીશ. ૩
ગજગામિની, અભિરામ કામિની, દામિની સી દેહ,
સા કમલનયણી, વિપુલવયણી, ચક્કેસરી ગુણગેહ;
શ્રીરાજવિજય, સૂરીંદપાયે, નિત્ય નમતી જેહ,
કહે ઉદયરત્ન, વાચક જૈનશાસન, વિઘ્ન નિવારે તેહ. ૪

---

## શ્રીશાંતિજિન થોય.

ગજપુરઅવતારા, વિશ્વસેનકુમારા,
અવનિતલે ઉદારા, ચક્રવિલચ્છીધારા;
પ્રાતદિવસસવારા, સેવિયે શાંતિ સારા,
ભવજલધિ અપારા, પામીયે જેમ પારા. ૧
જિનગુણ જસ મલ્લિ, વાસના વિશ્વવલ્લિ,
મન સદન ચસલ્લિ, આનવંતી નિસલ્લિ;
સકલકુશલવલ્લિ, ફૂલડે વેગ ફુલી,
દુરગતિ તસ દૂલ્લિ, તા સદા શ્રીબહૂલા. ૨
જિનકથિત વિશાલા, સૂત્રશ્રેણી રસાલા,
સકલસુખસુખાલા, મેળવા મુક્તિબાલા;
પ્રવચનપદમાલા, દૂતિકા એ દયાલા,
ઉર ધરી સુકુમાલા, મૂકીયે મોહજાલા. ૩
અતિચપલ વખાણી, સૂત્રમાં જે પ્રમાણી,

ભગવતિ બ્રહ્માણી, વિઘ્નહંતા નિર્વાણી;
જિનપદ લપટાણી, કોડીકલ્યાણખાણી,
ઉદયરતને જાણી, સુખદાતા સયાણી ૪

## શ્રીશાંતિજિન થોય

સકલસુખાકર, પ્રણમિતનાગર, સાગરપરે ગંભીરેજી,
સુકૃતલતાવન, સાચનધનસમ, ભવિજનમનતરુકીરેજી,
સુરનર કિન્નર, અસુરવિદ્યાધર, વન્દિતપદઅરવિંદજી,
શિવસુખકારણ, શુભપરિણામે, સેવો શાંતિજિણંદજી. ૧
સયલજિનેસર, ભુવણદિણેસર, અલવેસર અરિહંતાજી,
ભવિજનકુમુદ, સંબોધનશશિસમ, ભયભંજન ભગવંતાજી;
અષ્ટકરમઅરિ, દલઅતિગંજન, રંજન મુનિજનચિત્તાજી,
મનશુદ્ધે જે, જિનને આરાધે, તેહને શિવસુખ દિત્તાજી ૨
સુવિહિતમુનિજન, માનસસરોવર, સેવિતરાજમરાલોજી,
કલિમલ સકલ, નિવારણજલધર, નિર્મલ ગુણ રસાલોજી,
આગમ અકલ, સુપદપદે શોભિત, ઊંડા અર્થ અગાધોજી,
પ્રવચન વચના, તણી જે રચના, ભવિજન ભાવે આરાધોજી.૩
વિમલ કમલદલ, નિર્મલલોયણ, ઉલ્લસિત ઉરે લલિતાંગીજી,
બ્રહ્માણી, દેવીનિરવાણી, વિઘ્નહરણ કણયંગીજી,
મુનિવર મેઘરત્નપદઅનુચર, અમરરત્ન અનુભાવેજી,
શ્રીનિરવાણી, દેવીપ્રભાવે, ઉદય સદા સુખ પાવેજી. ૪

## અથ શંખેશ્વર પાર્શ્વજિન સ્તુતિઃ

શંખેશ્વર પાસજી પૂજીયે, નરભવનો લાહો લીજીયે,
મનવંછિત પૂરણ સુરતરૂ, જય વામાસુત અલવેસરૂ ॥ ૧ ॥
દોય[1] રાતા જિનવર અતિ ભલા, દોય[2] ધોલા જિનવર ગુણનિલા;

૧ પદ્મપ્રભ અને વાસુપૂજ્ય ૨ ચંદ્રપ્રભ ને સુવિધિનાથ

હોય[1] નીલા દોય[2] શામલ કહ્યા, સોળે[3] જિન કંચન વર્ણ લહ્યા. ॥ ૨ ॥
આગમ તે જિનવર ભાખીયો, ગણધર તે હઇડે રાખીયો;
તેહનો રસ જેણે ચાખીયો, તે હુઓ શિવસુખ સાખીયો. ॥ ૩ ॥
ધરણીધર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વતણા ગુણ ગાવતી;
સહુ સંઘના સંકટ ચૂરતી, નયવિમલના વંછિત પૂરતી. ॥ ૪ ॥

---

## બીજની થોય.

દિનસકલ મનોહર, બીજ દિવસ સુવિશેષ,
રાય રાણા પ્રણમે, ચંદ્ર તણી જીહાં રેખ;
તીહાં ચંદ્ર વિમાને, શાસ્વતા જિનવર જેહ,
હું બીજ તણે દિન, પ્રણમું આણી નેહ. ૧

અભિનંદન ચંદન, શીતળ શીતળનાથ,
અરનાથ સુમતિજિન, વાસુપૂજ્ય શિવ સાથ;
ઈત્યાદિક જિનવર, જન્મ જ્ઞાન નિરવાણ,
હું બીજ તણે દિન, પ્રણમું તે સુવિહાણ. ૨

પ્રકાશ્યો બીજે, દુવિધ ધર્મ ભગવંત,
જેમ વિમળ કમળ હોય, વિપુલ નયન વિકસંત;
આગમ અતિ અનુપમ, જિહાં નિશ્ચય વ્યવહાર,
બીજે સવિ કીજે, પાતકનો પરિહાર. ૩

ગજગામિની[4] કામિની, [5]કમળ સુકોમળ ચીર,
ચક્કેસરી કેશર[6], સરસ સુગંધ શરીર;

---

૧ મલ્લિનાથ અને પાર્શ્વનાથ. ૨ મુનિસુવ્રત અને નેમિનાથ. ૩ બાકી રહેલા શ્રીઋષભાદિક ૧૬. ૪ હાથીણી જેવી ચાલવાળી. ૫ કમળ જેવાં સુકોમળ વસ્ત્રવાળી. ૬ કેશર જેવી સરસ સુગંધી કાયાવાળી.

કર જોડી બીજે, હું પ્રણમું તસ પાય,
એમ લબ્ધિ વિજય કહે, પુરો મનોરથ માય. ૪

---

## પચમીની થોય.

આવણ શુદિ દિન પચમીએ, જન્મ્યા નેમિ જિણંદતો,
શ્યામ વરણ તનુ[1] શોભતુંએ, મુખ શાન્દકોર[2] ચદતો.
સહસ વરસ પ્રભુ આઉખુંએ, બ્રહ્મચારી ભગવંતતો,
અષ્ટ કરમ હેલે[3] હણીએ, પહોતા મુક્તિ મોઝારતો. ૧

અષ્ટાપદ પર આદિ જિનએ, પહોત્યા મુક્તિ મોઝાર તો;
વાસુપૂજ્ય ચંપાપુરીએ, નેમિ મુક્તિ ગિરનાર તો.
પાવાપુરી નગરીમાં વલીએ, શ્રીવીરતણું નિર્વાણ તો;
સમેતશિખર વીશ સિદ્ધ હુઆએ, શિર વહું તેહની આણતો.૨

નેમિનાથ જ્ઞાની હુવાએ, ભાખે સાર વચન તો
જીવદયા ગુણ વેલડીએ, કીજે તાસ જતનતો.
મૃષા[4] ન બોલો માનવીએ, ચોરી ચિત્ત નિવારતો;
અનત તીર્થંકર એમ ભણેએ, પરિહરીએ પરનારતો. ૩

ગોમેધ નામે જક્ષ ભલોએ, દેવી શ્રી અંબિકા નામનો,
શાસન સાનિધ્ય[5] જે કરે એ, કરે વળી વર્મના કામતો;
તપગચ્છ નાયક ગુણનીલોએ, શ્રીવિજયસેન સૂરિ રાયતો;
ऋષભદાસ પાય સેવતાંએ, સફળ કરો અવતાર તો. ૪

---

૧ શરીર. ૨ શરદ પૂર્ણિમા સબંધી-અતિ ઉજ્જવળ-નિર્મળ-સ્વચ્છ.
૩ જોત જોતામાં-જલદી ૪ અસત્ય-જૂઠ ૫ સેવા-ચાકરી

## શ્રી અષ્ટમીની થોય.

ચોવિશે જિનવર, હું પ્રણમું નિત્યમેવ;
આઠમ દિન કરીએ. ચંદ્ર પ્રભુની સેવ.
મૂર્ત્તિ મનમોહન, જાણે પૂનમચંદ;
દીઠે દુઃખ જાયે, પામે પરમાનંદ. ૧
મળી ચોસઠ ઈંદ્ર, પૂજે પ્રભુજીના પાય;
ઈંદ્રાણી અપચ્છરા, કરજોડી ગુણ ગાય.
નંદીસર દ્વીપે, મળી સુરવરની કોડ;
અઠ્ઠાઇ મહોચ્છવ, કરે તે હોડાહોડ. ૨
શત્રુંજય શિખરે, જાણી લાભ અપાર;
ચોમાસું રહીયા, ગણધર મુનિ પરિવાર.
ભવિયણને તારે, દેઈ ધર્મ ઉપદેશ;
દૂધ સાકરથી પણ, વાણી અધિક વિશેષ. ૩
પોસહ પડિક્કમણું, કરીએ વ્રત પચ્ચખ્ખાણ;
આઠમ દિન કરીએ, અષ્ટ કર્મની હાણ.
અષ્ટ મંગલ થાયે, દિન દિન કોડ કલ્યાણ;
એમ સુખ સૂરિ કહે, જીવિત જન્મ પ્રમાણ. ૪

---

## એકાદશીની થોય.

એકાદશી અતિ રૂઅડી, ગોવિંદ[1] પુછે નેમ;
કોણ કારણ એ પર્વ મોહોટું, કહો મુજશું તેમ.
જિનવર કલ્યાણક અતિ ઘણાં, એકસો ને પચાસ;
તેણે કારણ એ પર્વ મોહોટું, કરો મૌન ઉપવાસ. ૧
અગીઆર શ્રાવક તણી પ્રતિમા, કહી તે જિનવર દેવ;

૧ કૃષ્ણ વાસુદેવ.

એકાદશી એમ અધિક શેવો, વનગજા જીમ રેવ.
ચોવીશ જિનવર સયલ સુખકર, જેસા સુરતરૂ ચંગ;
જેમ ગંગ નિર્મલ નીર જેહવો, કરો જિનશું રંગ. ૨
અગીઆર અંગ લખાવીએ, અગીઆર પાઠા સાર;
અગીઆર કવલી વીંટણા, ઠવણી પુંજણી સાર
ચાબખી ચંગી[1] વિવિધ રંગી, શાસ્ત્રતણે અનુસાર,
એકાદશી એમ ઉજવો, જેમ પામીએ ભવપાર. ૩
વર કમન નયણી કમળ વયણી[2], કમલ સુકોમળ કાય;
ભુજ દંડ ચંડ અખંડ જેહને, સમરતાં સુખ થાય.
એકાદશી એમ મન વશી, ગણી હર્ષ પંડિત શિશ;
શાસન દેવી વિઘ્ન નિવારો, સંઘ તણાં નિશ દિશ[3] ૪

---

## શ્રી પર્યૂષણની થોય

મણિ રચિત સિંહાસન, બેઠા જગદાધાર;
પર્યૂષણ કેરો, મહિમા અગમ અપાર.
નિજ મુખથી દાખી, સાખી સુરનર વૃંદ;
એ પર્વ પર્વમાં, જીમ તારામા ચંદ. ૧
નાગકેતુની પરે, કલ્પ સાધના કીજે,
વ્રત નિયમ આખડી, ગુરૂ મુખ અધિકી લીજે.
દોય ભેદે પૂજા, દાન પંચ પ્રકાર
કર પડિક્રમણાં ધર, શિયલ અખંડિત ધાર. ૨
જે ત્રિકરણ શુદ્ધે, આરાધે નવ વાર;
ભવ સાત આઠ નવ, શેષ તામ સંસાર
સહુ સૂત્ર શિરોમણિ, કલ્પસૂત્ર સુખકાર;

---

૧ રૂડી-મનોહર ૨ કમળ જેવા મુખવાળી. ૩ સદાય.

તે શ્રવણે સુણીને, સફલ કરો અવતાર. ૩
સહુ ચૈત્ય જુહારી, ખમત ખામણાં કીજે;
કરી સાહમીવત્સલ, કુગતિ દ્વાર પટ દીજે.
અઠ્ઠાઈ મહોત્સવ, ચિદાનંદ ચિત્ત લાઈ;
ઈમ કરતાં સંઘને, શાસન દેવ સહાઈ. ૪

## શ્રી પર્યૂષણની થોય.

વરસ દિવસમાં અષાડ ચોમાસું, તેહમાં વલી ભાદરવો માસ,
આઠ દિવસ અતિ ખાસ,
પર્વ પજુસણ કરો ઉલ્લાસ, અઠ્ઠાઇધરનો કરવો ઉપવાસ,
પોસહ લીજે ગુરૂ પાસ;
વડા કલ્પનો છઠ્ઠ કરીજે, તેહ તણો વખાણ સુણીજે.
ચોદ સુપન વાંચીજે,
પડવેને દિન જન્મ વંચાય, ઓચ્છવ મહોચ્છવ મંગલ ગવાય,
વીર જિણેસરરાય. ૧
બીજ દિને દીક્ષા અધિકાર, સાંજ સમય નિરવાણ વિચાર,
વીર તણો પરિવાર,
ત્રીજ દિને શ્રીપાર્શ્વ વિખ્યાત, વલી નેમીસરનો અવદાત,
વલી નવભવની વાત;
ચોવિશે જિન અંતર તેવીશ, આદિજિનેશ્વર શ્રીજગદીશ,
તાસ વખાણ સુણીશ,
ધવલ મંગલ ગીત ગહૂંલી કરીએ, વલી પ્રભાવના નિત અનુસરીએ,
અઠ્ઠમ તપ જય વરીએ. ૨
આઠ દિવસ લગે અમર પળાવો, તેહ તણો પડહો વજડાવો,
ધ્યાન ધરમ મન ભાવો;
સંવત્સરી દિન સાર કહેવાય, સંઘ ચતુર્વિધ ભેલો થાય,
બારસેં સૂત્ર સણાય;

થિરાવલી ને સમાચારી, પટાવલી પ્રમાદ નિવારી,
સાંભલજો નરનારી,
આગમ સૂત્રને પ્રણમીશ, કલ્પસુત્રશુ પ્રેમ ધરીશ,
શાસ્ત્ર સર્વે સુણીશ. ૩
સત્તર ભેદી જિન પૂજા રચાવો, નાટક કેરા ખેલ મચાવો,
વિધિશુ સ્નાત્ર ભણાવો.
આડબરશું દહેરે જઈએ, સવત્સરી પડિક્કમણુ કરીએ;
સઘ સર્વેને ખમીએ.
પારણે સાહમિવચ્છલ કીજે, યથાશક્તિએ દાનજ દીજે;
પુન્ય ભડાર ભરીજે.
શ્રી વિજયક્ષેમ સુરિ ગણધાર, જસવન્તસાગર ગુરૂ ઉદાર;
જિણદસાગર જયકાર. ૪

---

## શ્રી પર્યુષણની થોય

પુન્યનુ પોષણ પાપનુ શોષણ, પર્વ પજૂસણ પામીજી,
કલ્પ ઘરે પધરાવો સ્વામી, નારી કહે શિશ નામીજી;
કુંવર ગયવર[1] ખધ ચઢાવી, ઢોલ નિશાન વજડાવોજી,
સદ્ગુરૂ સગે ચઢતે રંગે, વીર ચરિત્ર સુણાવોજી. ૧
પ્રથમ વખાણે ધર્મ સારથિપદ, બીજે સુપના ચારજી,
ત્રીજે સુપન પાઠક વળી ચોથે, વીર જનમ અધિકારજી,
પાચમે દીક્ષા છઠ્ઠે શિવપદ, સાતમે જિન ત્રેવીશજી,
આઠમે થિરાવળી સભળાવી, પિઉડા પૂરો જગીશજી ૨
છઠ્ઠ અઠ્ઠમ અઠ્ઠાઇ કીજે, જિનવર ચૈત્ય નમીજેજી,
વરશી[2] પડિક્કમણું મુનિવદન, સઘ સયળ ખામીજેજી;
આઠ દિવસ લગે અમર પળાવી, દાન સુપાત્રે દીજેજી,

---

૧ ગજરાજ ૨ સવત્સરી પ્રતિક્રમણ

ભદ્રબાહુ ગુરૂ વયણ સુણીને, જ્ઞાન સુધારસ પીજેજી. ૩
તીરથમાં વિમલાચળ ગિરિમાં, મેરૂ મહીધર[1] જેમજી;
મુનિવર માંહી જિનવર મ્હોટા, પર્વ પજુસણ તેમજી;
અવસર પામી સાહમીવચ્છલ, બહુ પકવાન વડાઈજી,
ખિમાવિજય જિન દેવી સિદ્ધાઇ, દિનદિન અધિક વધાઈજી. ૪

## અથ ક્રોધની સજઝાય.

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે ॥
રીસ તણો રસ જાણીએ, હલાહલ તોલે ॥ ક૦ ॥ ૧ ॥
ક્રોધે ક્રોડ પૂરવતણું, સંજમ ફળ જાય ॥
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય ॥ ક૦ ॥૨॥
સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ ॥
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશીઓ નાગ ॥ ક૦ ॥૩॥
આગ ઉઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે ॥
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પરજાળે ॥ ક૦ ॥૪॥
ક્રોધતણી ગતિ એહવી, કહે કેવળનાણી ॥
હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી ॥ ક૦ ॥ ૫ ॥
ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી[2] ॥
કાયા કરજો નિર્મળી, ઉપશમ રસ નાહી ॥ ક૦ ॥ ૬ ॥

## અથ માનની સજઝાય.

રે જીવ માન ન કીજીયે, માને વિનય ન આવે રે ॥
વિનય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત પાવેરે ॥ રે૦ ॥૧॥
સમકિત વિણ ચારિત્ર નહીં, ચારિત્ર વિણ નહીં મુક્તિરે ॥
મુક્તિનાં સુખ છે શાશ્વતાં, તે કેમ લહીએ જુક્તિ રે ॥ રે૦ ॥ ૨ ॥

---

૧ પર્વત. ૨ પકડી.

વિનય વડો સંસારમાં, ગુણમાંહે અધિકારીરે ॥
માને ગુણ જાએ ગળી, પ્રાણી જો જો વિચારીરે ॥ રે૦ ॥ ૩ ॥
માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યોરે ॥
દુર્યોધન ગરવે કરી, અંતે સવિ હાર્યો રે ॥ ૪ ॥
સૂકા લાકડા સારિખો, દુ ખદાયી એ ખોટોરે ॥
ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટો રે ॥ રે૦ ॥ ૫ ॥

## અથ માયાની સજ્ઝાય.

સમકિતનું મૂળ જાણીએ જી, સત્ય વચન સાક્ષાત્ ॥
સાચામાં સમકિત વસેજી, માયામાં મિથ્યાતરે ॥
પ્રાણી મ કરીશ માયા લગાર ॥ ૧ ॥ એ આંકણી ॥
મુખ મીઠો જૂઠો મનેજી, કૂડ કપટનો રે કોટ ॥
જીભે તો જીજી કરે જી, ચિત્તમાંહે તાકે ચોટ રે ॥ પ્રા૦ ॥ ૨ ॥
આપ ગરજે આઘો પડે જી, પણ ન ધરે વિશ્વાસ ॥
મનશું રાખે આંતરો જી, એ માયાનો પાશરે ॥ પ્રા૦ ॥ ૩ ॥
જેહશું બાંધે પ્રીતડી જી, તેહશું રહે પ્રતિકૂળ ॥
મેલ ન છંડે મનતણો જી, એ માયાનું મૂળ રે ॥ પ્રા૦ ॥ ૪ ॥
તપ કીધો માયા કરી જી, મિત્રશું રાખ્યો ભેદ ॥
મલ્લિ જિનેશ્વર જાણજો જી, તો પામ્યા સ્ત્રીવેદરે ॥ પ્રા૦ ॥ ૫ ॥
ઉદયરત્ન કહે સાંભળોજી, મેલો માયાની બુદ્ધ ॥
મુક્તિપુરી જાતાતણો જી, એ મારગ છે શુદ્ધ રે ॥ પ્રા૦ ॥ ૬ ॥

## અથ લોભની સજ્ઝાય.

તુમે લક્ષણ જો જો લોભનારે, લોભે મુનિજન પામે ક્ષોભનારે ॥ લોભે ડાહ્યા મન ડોલ્યા કરે રે, લોભે દુર્ધર પંથે સંચરેરે ॥ તુ ॥ ૧ ॥ તજે લોભ તેહનાં લઉં ભામણાં રે, વળી પાયે નમીને કરું ખામણાં રે ॥ લોભે મરજાદા ન રહે કેહનીરે,

તુમે સંગત મેલો તેહની રે ॥ તુ૦ ॥ ૨ ॥ લોભે ઘર મેલી રણમાં મરેરે, લોભે ઉંચ તે નીચું આચરે રે ॥ લોભે પાપ ભણી પગલાં ભરે રે, લોભે અકારજ કરતાં ન ઓસરે રે ॥ તુ૦ ॥ ૩ ॥ લોભે મનડું ન રહે નિર્મળું રે, લોભે સગપણ નાસે વેગળું રે ॥ લોભે ન રહે પ્રીતિને પાવડું રે, લોભે ધન મેળે બહુ એકઠું રે ॥ તુ૦ ॥ ૪ ॥ લોભે પુત્ર પ્રત્યે પિતા હણે રે, લોભે હત્યા પાતિક નવિ ગણે રે ॥ તે તો દામ તણે લોભે કરી રે, ઉપર મણિધર થાએ તે મરી રે ॥ તુ૦ ॥ ૫ ॥ જોતાં લોભનો થોભ દીસે નહીંરે, એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહી રે ॥ લોભે ચક્રી સુભૂમ નામે જુવો રે, તે તો સમુદ્રમાંહે ડૂબી મુવો રે ॥ તુ૦ ॥ ૫ ॥ એમ જાણીને લોભને છંડજો રે, એમ ધર્મશું મમતા મંડજો રે ॥ કવિ ઉદયરત્ન ભાખે મુદા રે, વંદુ લોભ તજે તેહને સદા રે ॥ તુ૦ ॥ ૭ ॥

---

## શ્રી અરણિક મુનિની સજઝાય.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે શિશોજી[1];
પાય અણવાણે[2]રે વેલુ પરજલે, તન સુકુમાલ મુનીશોજી. અ૦ ૧
મુખ કરમાયુંરે માલતી ફુલ જ્યું, ઉભો ગોખની હેઠોજી;
ખરે બપોરે દીઠો એકલો, મોહી માનની દીઠોજી. અ૦ ૨
વયણ રંગીલીરે નયણે વીંધિયો, ઋષિ થંભ્યો તેણે ઠાણોજી;
દાસીને કહે જારે ઉતાવળી, ઋષિ તેડી ઘેર આણોજી. અ૦ ૩
પાવન કીજેરે ઋષિ ઘર આંગણું, વહોરો મોદક સારોજી;
નવજોબન રસ કાયા કાં દહો, સફલ કરો અવતારોજી. અ૦ ૪
ચંદ્રવદનીએ[3] ચારિત્રથી ચૂકવ્યો, સુખ વિલસે દિન રાતોજી;
બેઠો ગોખેરે રમતો સોગઠે, તવ દીઠી નિજ માતોજી. અ૦ ૫

---

૧ મસ્તક. ૨ ખુલ્લા ( પગે ). ૩ મોહનગારી સ્ત્રીએ

અરણિક અરણિક કરતી મા ફરે, ગલીયે ગલીયે બજારોજી;
કહો કોણે દીઠોરે મારો અરણીયો, પુછે લોક હજારોજી. અ૦ ૬
હું કાયર છુંરે મોરી માવડી, ચારિત્ર ખાંડાની ધારોજી;
ધિક્ધિક્ વિષયારે મારા જીવને, મે કીધો અવિચારોજી. અ૦ ૭
ગોખથી ઉતરીરે જનનીને પાય પડ્યો, મનશું લાજ્યો અપારોજી;
વચ્છ તુજ ન ઘટેરે ચારિત્રથી ચૂકવું, જેથી શિવ સુખ સારોજી. અ૦૮
એમ સમજાવીરે પાછો વાળીયો, આણ્યો ગુરૂની પાસોજી;
સદ્ગુરૂ શીખ દીએરે ભલીપરે, વૈરાગ્યે મન વારયોજી. અ૦ ૯
અગ્નિ ધીખતીરે શિલા ઉપરે, અરણિકે અણુસણ કીધુ જી;
રૂપવિજય કહે ધન્ય એ મુનિવરૂ, જેણે મનવાછિત લીધુંજી. અ૦૧૦

---

## અથ આઠ મદની સજ્ઝાય

મદ આઠ મહા મુનિ વારીએ, જે દુર્ગતિના દાતારોરે;
શ્રી વીર જિણેસર ઉપદીશે, ભાખે સોહમ ગણધારોરે. મદ૦ ૧
હાંજી જાતિનો મદ પહેલો કહ્યો, પૂર્વે હરિકેશીએ કીધોરે;
જઇ ચડાળ તણે કુલ ઉપનો, તપથી સવિ કારજ સીધોરે. મદ૦ ૨
હાજી કુળમદ બીજો દાખીયો, મરિચી ભવે કીધો પ્રાણીરે;
કોડા કોડી સાગર ભવમા ભમ્યો, મદ મ કરો ઇમ મન જાણીરે. મદ૦૩
હાંજી બળમદથી દુખ પામીયા. [1]શ્રેણિક વસુભૂતી જીવોરે,
જઈ ભોગવ્યા દુખ નરકતણા, મુખ પાડંતા નિત્ય [2]રીવોરે. મદ૦ ૪
હાંજી સનતકુમાર નરેસરૂ, સુર આગળ રૂપ વખાણ્યુંરે,
રોમ રોમ કાયા બગડી ગઇ, મદ ચોથાનુ એ ટાણુંરે. મદ૦ પ
હાંજી મુનિવર સંજમ પાળતાં, તપનો મદ મનમાં આયોરે;
થયા કૂરગડુ ઋષિ રાજીયા, પામ્યા તપનો અંતરાયોરે. મદ૦ ૬

---

૧ શ્રેણિક રાજાનો જીવ ૨ રાડો ( કરૂણા જનક )

હાંજી દેશ દશારણનો ધણી, રાય દશારણભદ્ર અભિમાનીરે;
ઇંદ્રની ઋદ્ધિ દેખી બુઝીયો, સંસાર તજી થયો જ્ઞાનીરે. મદ૦ ૭
હાંજી સ્થુલભદ્રે વિદ્યાનો કર્યો, મદ સાતમો જે દુઃખદાઇરે;
શ્રુત પૂરણ અર્થ નવિ પામિયા, [1]જૂઓ માન તણી અધિકાઇરે. મ૦ ૮
હાંજી રાય સુભૂમ ખટખંડનો ધણી, લાભનો મદ કીધો અપારરે;
હયગય રથ સવિ સાયર ગળ્યું, ગયો સાતમી નરક મઝારરે. મ૦ ૯
એમ તન ધન જોબન રાજનો, મ ધરો મનમાં અહંકારોરે;
એહ અથિર અસત્ય સવિ કારમું, ક્ષણમાં વિણસે બહુ વારોરે. મ૦૧૦
મદ આઠ નિવારો વ્રતધારી, પાળો સંજમ સુખકારીરે;
કહે માનવિજય તે પામશે, અવિચળ પદવી નરનારીરે. મદ૦૧૧

---

## અથ શીખામણની સજઝાય.

જીવ વારૂં છું મોરા વાલમા, પરનારીથી પ્રતિ મ જોડ;
પરનારીની સંગત નહીં ભલી, તારા કુલમાં લાગશે ખોડ. જી૦ ૧
જીવ આ સંસાર છે કારમો[2], દીસે છે આળપંપાળ;
જીવ એહવું જાણી ચેતજે, આગળ માછીડે નાખી છે જાળ. જી૦ ૨
જીવ માતાપિતા ભાઈ બેનડી, સહુ કુટુંબ તણો પરિવાર;
જીવ વેતી વારે સહુ સગું, પછી લાંબા કીધા જૂહાર. જી૦ ૩
ડેહલી લગે સગી અંગના[3], શેરી લગે સગી માય;
જીવ સીમ લગે સાજન ભલો, પછી હંસ એકીલો જાય જી૦ ૪
જીવ જાતાં થકાં નવી જાણીયું, નવી જાણ્યો વાર કુવાર;
જીવ ગાડું ભરીયું ઇંધણે, વળી ખોખરી હાંડલી ગાર. જી૦ ૫
જીવ આઠમ પાખી ન ઓળખી, જીવ બહુલાં કીધાં પાપ;
જીવ સુમતિવિજય મુનિ એમ ભણે, જીવ આવાગમન નિવાર. જી૦ ૬

---

૧ સ્વોત્કર્ષ—આપ બડાઈ કર્યાના ફળ જૂઓ. ૨ ખોટા—અસાર. ૩ સ્ત્રી.

## અથ આપ સ્વભાવની સજઝાય.

આપ સ્વભાવમાંરે, અવધુ સદા મગનમેં રહના;
જગત જીવ હે કર્માધિના[1], અચરિજ કછુઅ ન લીના. ॥ આ૦ ॥ ૧
તુમ નહીં કેરા કોઈ નહીં તેરા, કયા કરે મેરા મેરા;
તેરા હે સો તેરી પાસે, અવર સબ અનેરા. ॥ આ૦ ॥ ૨
વપુ[2] વિનાશી તું અવિનાશી, અબ હે ઈનકા વિલાસી.
[3]વપુ સંગ જબ દૂર નિકાસી, તબ તુમ શિવકા વાસી ॥ આ૦ ॥ ૩
રાગ ને રીસા દોય ખવીસા, એ તુમ દુ:ખકા દીસા;
જબ તુમ ઈનકું દૂર કરીસા તબ તુમ જગકા ઇસા[4] ॥ આ૦ ॥ ૪
પરકી આશા સદા નિરાશા, એ હે જગજન પાસા;
તે કાટનકુ કરો અભ્યાસા, લહો સદા સુખવાસા. ॥ આ૦ ॥ ૫
કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુવા અપભ્રાજી;[5]
કબહીક જગમેં કીર્તિ ગાજી, સબ પુદ્‌ગલકી બાજી. ॥ આ૦ ॥
શુદ્ધ ઉપયોગ ને સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મ કલંકકુ દૂર નિવારી, જીવ વરે શિવ નારી. ॥ આ૦ ॥ ૭

---

## અથ મૂર્ખસંગતિનિવારક સજઝાય.

જ્ઞાન કદી નવિ થાય, મૂરખને જ્ઞાન કદી નવિ થાય;
કહેતાં પોતાનું પણ જાય, મૂરખને જ્ઞાન કદી નવિ થાય.
શ્વાન હોવે તે સો વેળા જો, ગંગાજળમા ન્હાય,
અડસઠ તીરથ ફરી આવે પણ, શ્વાનપણું નવિ જાય મૂરખને૦ ૧ ॥

---

૧ કર્મને વશ પડેલા ૨ શરીર ૩ શરીર મમતાને જ્યારે સર્વથા ટાળે-દૂર કરે ૪ નાયક-પરમેશ્વર ૫ નિભંછના લાયક

કુર સર્પ પય[1]પાન કરંતાં, શીતલ[2]પણું નવી થાય;
કસ્તુરી ખાતર જો કીજે, વાસ લસણુ નવી જાય. મૂરખને૦ ૨ ॥
વર્ષા કાળે સુઘ્રીવ[3] પક્ષી, કપિ[4] ઉપદેશ કરાય;
તે કપિને ઉપદેશ ન લાગે, સુઘ્રીવ ઘર વિખરાય. મૂરખને૦ ૩ ॥
નદીમાંહે નીશદિન રહે પણ, પાષાણપણું નવિ જાય;
લોહધાતુ ટંકણ જો કીજે, તુરત અગ્નિ ઝરાય. મૂરખને૦ ૪ ॥
કાગની કંઠે મુગતાફલની, માલા તે ન ધરાય;
ચંદન ચર્ચિત અંગ તે કીજે, ગર્ધવ[5] ગાય ન થાય. મૂરખને૦ ૫ ॥
સિંહચર્મ લઈ શિયાલ સુતને, બનાવી વેશ ધરાય.
શિયાલસુત તે સિંહ ન હોવે, શિયાલપણું નવિ જાય.મૂરખને૦૬ ॥
ઉખર ભૂમિ બીજ ન હોવે, ઉલટું બીજ તે જાય;
સમ્.કત ધારીનો સંગ કર્યાથી, ભવોભવ ભીડ મિટાય.મૂરખને૦૭ ॥
ત માટે મૂરખથી અલગા, રહે તે સુખીયા થાય;
દાન વિજય સદ્દગુરૂ સેવ્યાથી, બોધિ બીજ ગુણ થાય. મૂરખને૦૮ ॥

---

## શ્રીપ્રદેશી રાજાની સજઝાય.

શ્રી સંખેશ્વર પ્રણમું પાસ, પ્રગટ પ્રભાવા પૂરે આશ;
સાધુશિરોમણિ કેશિકુમાર, મહામુનિવર મોટા ગણધાર. ॥ ૧ ॥
સેતંબી[6] નગરીસમોસરે, પ્રશ્ન દસ પરદેશી કરે;
સાંભળો સુર નરગ સંદેહ, પિતા અધરમી માહરો જેહ. ॥ ૨ ॥
પાપ કરી નરગે તે ગયો, પાછો મુજ આવી નવિ કહ્યો;
કેશી કહે નગરમંડાણ, સૂરિકંતા નારિ સુજાણ. ॥ ૩ ॥
સેવંતી દીઠી વ્યભિચાર, તું કાં ન દીએ જાવા જાર;
તિમ તેહને ન દીએ આવવા, પરમાધામી નરગે એહવા. ॥ ૪ ॥

---

૧ દૂધ ૨ નિર્વિષ–નિર્વિકારી ૩ સુઘરી ૪ વાનર ૫ ગર્દભ–ગધેડો.
૬ શ્વેતાંબિકા.

વલી નૃપ કહે નથી સુરલોક, માતા માહરી ધરમીસલોક,
ગઈ સરગે આવી નવિ કહ્યુ, પુણ્યથકી ફલ એમ એ લહ્યુ ॥ ૫ ॥
ગુરૂ કહે જાય તું મજ્જન કરી [1]દેવકુલે સુચી વસ્ત્ર ધરી,
[2]કોઈક શ્વપચ તેડે નવિ જાય, તિમ સુર નાવે સુખ મહિમાય.॥ ૬ ॥
વલી સંશય મુજ જીવ સુરંગ, ચોર ગ્રહી અથ કોઠી અભંગ,
ઘાલી જોયો નવિ દીઠો જીવ, કિહા ગયો ગુરૂ કહે સુણ પારથીવ[3].॥૭॥
ભૂમિગ્રહ[4]પેસી કોઈ ઢોલ, તાડે[5]શબ્દ સુણાય અતોલ;
કુણ મારગે તે શબ્દ નીકળ્યો, તિમ જીવ વાયુસમો અટકળ્યો.॥ ૮ ॥
વળી કહે તિહાં કીડા ઊપન્યા, જીવ કયે[6] મારગ નિપન્યા;
ગુરૂ કહે લોહખંડ તાપવ્યો, અગનિ કયે છિદ્ર માહે ઠવ્યો ॥ ૯ ॥
વન્હી જીમ પઇઠો લોહમાહિ, તિમ જીવ ઉપન્યા કોઠીમાંહિ;
વલી ભૂપતિ કહે વૃદ્ધ યુવાન, નાખે બાણ ધરી એક તાન.॥ ૧૦ ॥
એક આસન એક દૂરે જાય, સરિખો જીવ તો અંતર કાંય;
જીવ પદારથ ઇમ નહીં ગ્રહી, ગુરૂ કહે સુણ ગજન્ ગહગહી ॥૧૧॥
તનુ ઉપગરણ અવિ જૂનાં થયા, સરિખા જીવ પણ કરમે ગ્રહ્યા;
વલી કહે એક દિન ચોર ઝાલીઓ, ગૂલારોપ કરી ઊતારીઓ.॥૧૨॥
હિંસી તોલ્યો મરિખો થયો, જીવ અજીવ આધકો નવિ લહ્યો;
ગુરૂ કહે દડો વાયે ભર્યો, ઠાલો તોલ્યો સમ ઉતર્યો. ॥ ૧૩ ॥
તિમ એ જીવ ગુરૂ લઘુ નવિ હોય, વલી રાજા જંપે ગુરૂ જોય;
ચોર ગ્રહી જોયો વધ કરી, ખંડાખંડ કરી ફિરી ફિરી.॥ ૧૪ ॥
નવિ લાધ્યો તે જીવ સુજાણ, કર્યો નિશ્ચય મે જીવ અહાણ;
ગણધર કહે અરણી પાષાણ, અગ્નિમાંહિ અછે નૃપ જાણ.॥૧૫॥
નવિ દીસે તે બાહિર ગ્રહી, જીવ અછે પણ દીસે નહી,
જંપે ભૂપતિ ઘટ પટ થંભ, દીસેછે પણ જીવ અચંભ. ॥ ૧૬ ॥

---

૧ (સ્નાન કરી) સારા વસ્ત્રો પહેરીને દેવમંદિરે (જાય) ૨ તે વખતે કોઇ ચંડાળ તને તેડવા આવે તો તું જેમ ન જાય ૩ હે ! રાજા તું સાંભળ ૪ ભોંયરામાં ૫ વગાડે ૬ કયા માર્ગે

કાં નજર નાવે તે જીવ, તેણ મુજ મન સંશય અતીવ;
આચારજ કહે સાંભલ ભૂપ, તરૂ હાલે છે વાયુ સરૂપ.
તરૂ દીસે નવિ દીસે વાય, એમ સરૂપી જીવ કહેવાય;
કહે નરપતિ કુંજર કુંથુઆ, સરીખા જીવ તો કાં જૂજૂઆ.॥૧૮॥
એક મોટો એક લઘુતર હોય, એ સંશય મુઝ હઇડે જોય;
ગણધર કહે દીવો ગૃહમાંહિ, અજુઆલું કરે સઘલે ત્યાંહિ. ॥૧૯॥
કુંડકમહેલ્યો તવ તિહાં, અજુઆલુ વ્યાપે વલી જીહાં;
તિમ એ જીવ તનુવ્યાપી રહ્યો,ગુરૂલઘુ કાયાએ તિમ લહ્યો.॥ ૨૦ ॥
દસમું પ્રશ્ન પૂછે નૃપ વલી, સાંભળો ગણનાયક મનરુલી;
પેઢીગત કિમ મુકું ધર્મ, હોએ લાજ મુઝ લાગે શર્મ. ॥ ૨૧ ॥
ગુરૂ કહે વ્યાપારી જીમ કોય, વ્યાપારે પોહોંચે તું જોય;
લોહખાણી દેખી તે ભરે, વળી તિહાંથી આઘા સંચરે. ॥ ૨૨ ॥
ત્રાંબુ દેખી છંડી લોહ, એક ન છંડે આણી મોહ;
રૂપું હેમ રયણ ઈમ લીએ, એક ન છંડે લોહું લાએ. ॥ ૨૩ ॥
ઘરે આવ્યા તે લીલા કરે, લોહગ્રાહક તે દુખીઓ ફરે;
તિમ કુમત છંડી આપણો, કહેણ કરો અમ જીમ સુખ ઘણો.॥ ૨૪ ॥
તેહ વચન નિજ હઇડે ધરે, ગુરૂ વંદી ચરણે અણુસરે;
સામી તેં મુઝ તાર્યો આજ, બેસાર્યો શિવપુરને રાજ. ॥ ૨૫ ॥
બાર વ્રત ગુરૂકને ઉચરી, શુદ્ધશ્રાવકના વ્રત આદરી;
પહેલે દેવલોકે થયો દેવ, સુર્યાભ નામ કરે સુરસેવ. ॥ ૨૬ ॥
અવધિ કરી જોઇ જિનસંગ, બત્રીસબદ્ધ નાટક ઉછરંગ;
કરી વીરજિન વંદી જાય, ગૌતમ પૂછે પ્રણમી પાય. ॥ ૨૭ ॥
સામી એ કુણ કિમ પામી ઋદ્ધિ, સકલ વાત કહી સુપ્રસિદ્ધિ;
એક ભવાંતર મુગતિ જશે, અવિચલ સુખ પૂરાં પામશે. ॥ ૨૮ ॥
રાયપસેણીમાંહિ અધિકાર, જોઈ કીધો એહ વિચાર;
અધિકું ઓછું જે અહીં હોય, પંડિત જન શુદ્ધ કરજો સોય.॥ ૨૯ ॥

ગુરૂનામે લહીએ ગહગટ્ટ, ગુરૂનામે લહીએ શિવવટ્ટ;
એહવા ગુરૂની સેવા મિલે, તો મનવંછિત આશા ફલે ॥ ૩૦ ॥
સવત સત્તર પણવીસો સાર, આસાઢ સુદિ તેરસ રવિવાર,
શ્રીજયવિજયપંડિતસુપસાય, મેરૂવિજય રંગે ગુણગાય. ॥ ૩૧ ॥

---

## શ્રી પચ્ચખ્ખાણની સજઝાય.

ધુર સમરૂં સામિની સરસતી, સરસવચન અમૃત વરસતી;
પચ્ચખ્ખાણનો ભણીશ વિચાર, જે સિદ્ધાંતે બોલ્યા સાર. ॥ ૧ ॥
અનાગતાદિક દસ પચખ્ખાણ, ઠાણાંગે બોલ્યા તે જાણ,
તેહમાં અદ્ધા[1] દસમો ભેદ, તેહ તણા કહેશું દસ ભેદ. ॥૨॥
+નોકારસી[1] પોરિસી[2] પુરિમઢ્ઢ[3], એકાસણું[4] એકઠાણું[5] સઢ્ઢ;
વિગય[6] આયંબિલ[7] ઉપવાસ[8] પવિત્ર, અભિગ્રહ[9] દિવસચરિમં[10] કર મિત્ર;
નોકારસીના બે આગાર,× સાઢપોરસી પોરસી છ ધાર;
પુરીમઢ્ઢ અવઢ્ઢતણા વળી સાત, [2]નિવિગઈ[3]વિગઈતણા દસ[4]ભ્રાત.૪
એકાસણે આયબિલ તે આઠ, સત એકઠાણે સુધો પાઠ,
ઉપવાસે પણ[5] છપ્પાણસ્સ, [6]અભિગ્રહ દિવસચરિમ ચઉ તસ્સ.૫
તે કહે અભિગ્રહ પચખ્ખાણ, ગઠી મુઠી અંગુઠી પ્રમાણ;
ઘરસહિયું સચિત આખડી, તે સર્વે અભિગ્રહમા ભલી. ॥૬॥
નોકારસી નિશ્ચય ચોવિહાર, મુનિને દિવસચરિમ સાર;
આબિલ નિવિ ને ઉપવાસ, ચોવિહાર તિવિહાર પ્રકાર. ॥૭॥

---

૧ કાળ વિશેષ

× આ સબધી કઇક સતોપકારક ખુલાસો ભાષ્યત્રય નામના વિવેચનવાળા પુસ્તકથી મેળવી શકાશે–સશોધક

૨–૩ તેના ૮ યા ૯ આગાર ભાષ્યમા કહ્યા છે ૪ વિગઇનુ વિશેષણુ સભવે છે તે વિગઈ સમુચ્ચયે દશ પ્રકારની ગણાય છે ( ભક્ષ્યવિગઇ અને અભક્ષ્ય વિગઇ મળીને )–સશોધક ૫ પાંચ આગાર ૬ તેના ચાર ચાર આગાર

એકાસણાદિક સવિ પચ્ચખાણ, દુવિહ તિવિહ ચોવિહાર વખાણ;
શ્રાવકને પણ રાતે કહ્યા, એ ત્રણ ભેદ સદ્દગુરૂથી લહ્યા. ॥૮॥
હવે કહું છું આહાર વિચાર, તેહ તણા છે ચાર પ્રકાર;
અસન પાણ ને ખાદિમ સાર, સ્વાદિમ તે ચોથો આહાર. ॥૯॥
જબ કીધો હોય ચોવિહાર, તો નવિ કલ્પે એકે આહાર;
તિવિહારે પાણી નિરધાર, દુવિહારે ખાદિમ ને ધાર. ॥૧૦॥
અસન ભણીજે રોટી ભાત, પાણ કહીએ પાણી વિખ્યાત;
ખાદિમ કહીએ ફલ સુખડી, સ્વાદિમથી ન ટળે ભુખડી. ॥૧૧॥
હવે સ્વાદિમનો સુણો વિચાર, જેહ વસ્તુ કલ્પે દુવિહાર;
તેહ નામ વિવરીને કહું, શ્રાદ્ધવિધિ વાંચી સદહું. ॥૧૨॥

---

## ઢાળ—એકવીશાની દેશી.

સુંઠપિપરરે હરડે અજમો ને મરી, જાવંત્રીરે જાયફલ તજ તુલસી ખરી;
જેઠીમધરે તમાલપત્ર ને એલચી, ખેરવટીકારે કોઠ લવંગ ને બાબચી;
ત્રૂટક—બાવચિ કચૂરો મોથ સંચલ, આજો વજ અજમોદ એ;
પિંપલીમૂલ ચણીકબાબા, કૂલિંજણ સામોદ એ. ॥ ૧૩ ॥
કંટાસેલિયોરે બિલવણ કપૂર વડાગરૂ, હરડે બેહડાંરે કૂંભઠો ખયર સુરંગરે
બાવલીયોરે બીજડાકેરી છાલરે, કપૂરકંદરે પુષ્કરમૂલ સંભાલરે,
ત્રૂટક—કાથો કસીસો પાન પૂગી, હિંગ ત્રેવીસો વલી;
પંચકૂઠ જવાસામુલ વિતમા, ધરો ગુરૂથી સાંભલી. ॥ ૧૪ ॥
હવે એટલારે સ્વાદિમ પણ સુજે નહિં, પરંપરારે વિણ કોઈ બૂઝે નહીં;
વિરહાલીરે ધાણા કોઠબડી સૂઆ, આમલાગંઠીરે આંબા ગોલવર્જિત હુઆ;
ત્રૂટક—વલી હિંગ સેંધવ અને સેક, કોઠપત્ર કલ્પે સહી;
[1]અણાહાર જે ચોવિહાર સૂજે, તેહ નિસુણો સજ્જ થઈ. ॥૧૫॥
સવિ મુતરરે મુલ પત્ર લીંબડો, વીડ સુકડરે હલદ રોહિણી રાખરે;

---

[1] ચોવિહારમાં જે અણાહારી વસ્તુઓ લેવી કલ્પે.

